# અનુક્રમણિકા

# —: પ્રસ્તાવિક :—

"સાક્ષાત્કારની કેડીએ" શીર્ષકગ્રંથનું નિર્માણ નારેશ્વર નિવાસી ભગવત્ પૂજ્યપાદ શ્રીરંગ અવધૂત મહારાજની કૃપાને આભારી છે. શ્રી રંગ અવધૂતની પરોક્ષાપરોક્ષ કૃપાના અભાવે આ ગ્રંથનું નિર્માણ કરવાનું મારું ગજું નથી। એમ કહેવામાં મને જરાયે સંકોચ થતો નથી.

શ્રી અવધૂતના નારેશ્વરમાં મને પ્રથમ દર્શન થયાં એ વાતને આજે બાવીસ વર્ષો વીત્યાં! એ બાવીસ વર્ષના ગાળમાં શ્રી અવધૂતનો સમાગમ ધીમે ધીમે વધતો ગયો અને છેલ્લા પાંચ ૭ વર્ષોથી તો એ પરિચય પિતાપુત્રના પરિચય જેવો નિકટનો થયો. એ સમગ્ર પરિચય દરમ્યાન પ્રસંગોપાત્ ભક્તવૃંદમાં અનાયસે વાર્તાલાપના પ્રસંગે શ્રી અવધૂતના મુખારવિંદથી ઝરતાં એ અમીઝરણાંનાં અમીનું પાન કરવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થતું અને પ્રસગોપાત એકાંતમા પણ એવાજ અધ્યાત્મ વિષયનો વાર્તાલાપ થતો તે શ્રવણ કરવાનું મળતું તેના સંસ્કારો અંતર ઉપર આલેખાયા. ધારણાશક્તિ કે મેધાશક્તિ એટલી પ્રબળ નથી કે શ્રી અવધૂતના શબ્દેશબ્દનું આલેખન કરી શકાય! સ્મરણશક્તિએ પણ જાણે દેવાળુ જ કાઢયું છે! તોય શ્રી અવધૂતની કૃપાથી જ્યારે પ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે એ સ્મરણશક્તિ દગો દેતી નથી અને અનાયાસ જ તરી આવે છે. એના પરિણામે એ અનેક પ્રસંગોએ શ્રવણ કરેલા અધ્યાત્મભાવથી સભર પ્રસંગોના જે સસ્કારો અંતર ઉપર આલેખાયા છે તેના ફળસ્વરૂપે અને તદુપરાંત શ્રી અવધૂતની પરોક્ષાપરોક્ષ કૃપાના પરિણામે જ આ ગ્રંથનું નિર્માણ થઈ શક્યુ છે

શ્રી ભગવાને ભક્તના <u>આર્ત</u>, <u>જિજ્ઞાસુ</u>, <u>અર્થાર્થી</u> અને <u>જ્ઞાની એવા</u> ચાર વર્ગ ગીતામા ગાયા છે. બધાય તત્ત્વના ઉપાસકો તો નથી પણ પોતપોતાના હેતુ અર્થે સકામ ભાવે સગુણસાકાર શ્રીવિગ્રહની યથેચ્છ ઉપાસના કરનારા છે. કેટલાક આર્ત ભક્તો સગુણ સાકારની ઉપાસના સકામભાવે કરીને પોતાના સંકટનું નિવારણ થતા શ્રી ભગવાનને ભૂલી જાય છે. કેટલાક અર્થાર્થીઓનુ પણ એવું જ છે. કેટલાક જિજ્ઞાસુઓ જરા આગળ જાય છે તેઓ કેવળ સકામ જ નથી પણ સકામ હોવા સાથે તત્ત્વ પ્રત્યે પણ અભિરુચિ ધરાવનારા અને તત્ત્વના સ્વરૂપની ખોજ કરનારાઓની કોટીમા મૂકી શકાય એવા છે. જે કશું જ નથી કરતા તેના

કરતા તો એ ત્રણે વર્ગના લોકો એક દૃષ્ટિએ શ્રેષ્ઠ છે. ભલે સ્વાર્થપરાયણ બનીને પણ પોતાનો થોડો સમય પરમાત્મા નિમિત્તે ગાળે છે. જ્ઞાની પરમતત્ત્વના અવ્યક્ત સ્વરૂપની જ્ઞાનમાર્ગે ઉપાસના કરે છે, અને પોતાની જિજ્ઞાસાની પરિતૃપ્તિ સુધી તેને વળગી જ રહે છે અને તેથી જ તો એ બધા ભક્તોમા શ્રી ભગવાને—

तेषां ज्ञानी नित्ययुक्त एक भक्तिर्विशिष्यते ।
प्रियोहि ज्ञानीनोऽत्यर्थमहं स च मम प्रियः ॥

"તેઓમાં સદા ધ્યાનમા જોડાઇ રહેનારો અને એકનિષ્ઠ ભક્તિવાળો જ્ઞાની ઉત્તમ છે. જ્ઞાનીને હું અત્યંત પ્રિય છુ અને જ્ઞાની મને અત્યંત પ્રિય છે." (ગીતા ૭–૧૭–૧૮)

અને તેથી એ બધાય ઉત્તમ છે પરંતુ—

"ज्ञानी त्वात्मैव मे मतम् ।" "જ્ઞાની તો મારો આત્મા છે એવો મારો મત છે." અને તેનું કારણ પણ શ્રી ભગવાને કહ્યું:

"તે એકાગ્ર ચિત્તવાળો થઈ સર્વોત્તમ ગતિરૂપ મનેજ આશ્રય કરી રહ્યો છે"

આર્ત અને અર્થાર્થી જેણે માત્ર પોતાનો સ્વાર્થ જ વહાલો કર્યો છે તે સ્વાર્થ સધાય પછી તે ભગવાનની તો વાત જ ભૂલી જાય છે પણ જિજ્ઞાસુ એ એના કરતા કાંઇક શ્રેષ્ઠ છે તે રાતદિવસ તત્ત્વપ્રાપ્તિના માર્ગે જ મચ્યો રહે છે. એવા જિજ્ઞાસુઓમાથી જ્ઞાની ભક્તો થાય છે. જિજ્ઞાસુને જેમજેમ જ્ઞાન થતુ જાય તેમતેમ તે ક્રમશ નિ:શંક બનતો જાય છે અને એમ જ્યારે તે નિ:શંક બનીને એકજ નિર્ણય પર આવે છે 'તત્ત્વ એજ પરમશ્રેષ્ઠ છે" ત્યારે તે જ્ઞાનમાર્ગે–વિચારમાર્ગે તેનો પરિચય કરવા પાછળ પડે છે અને અંતે તે વિહંગ માર્ગે પરિચય કરીને કૃતકૃત્ય બને છે તેથી જ તે ભગવાનને પ્રિય છે ભગવાનનો આત્મા પણ તે છે કારણ કે ભગવાન જ્ઞાનસ્વરૂપ છે–જ્ઞાન છે ભગવાનના એ જ્ઞાનસ્વરૂપનો–જ્ઞાનનો જે આશ્રય લે છે અને તે દ્વારા જે તત્ત્વ પરિચય કરે છે તે ભગવાનને–તત્ત્વને–પ્રિય હોય એમા શી નવાઈ !

એવા જ્ઞાનગમ્ય પરમ તત્ત્વને પામવાના શાસ્ત્રોએ અનેક માર્ગો ચિંધ્યા છે. ગીતામા પણ સ્વયં ભગવાને પોતાની પ્રાપ્તિ અર્થેના માર્ગોનો ઉલ્લેખ કર્યો જ્ઞાન, કર્મ, ઉપાસના આદિ સાધનોદ્વારા સાધ્યને સિદ્ધ કરવાનુ છે ઉપનિષદો પણ તત્ત્વપ્રાપ્તિના એજ માર્ગોથી સભર છે.

આજ કારણે તો સૌથી સરળ, સુલભ અને સચોટ સાધન એક જ છે અને તે નામસ્મરણ છે. જેને તત્ત્વની જ ઉપાસના કરવાની હોય તે પ્રણવ "ૐ"ના જપ દ્વારા અને તેના અર્થસ્વરૂપ પરમેશ્વરનું ચિંતન કરવાથી કાળ કરીને અર્થસિદ્ધિ થાય છે યોગદર્શનકારે પણ—

तस्य वाचकः प्रणवः । "એ ઇશ્વરનો વાચક પ્રણવ છે" અને—

तज्जपस्तदर्थभावनम् । 'એ ઓંકારનો જપ અને તેના અર્થસ્વરૂપ પરમેશ્વરનું ચિંતન કરવું જોઈએ.' એ પ્રમાણે કહીને નામસ્મરણ પર ઝોક મૂકયો છે જે ભક્તો સગુણ સાકાર સ્વરૂપ પર અનુરાગવાળા છે તેમને આલંબન તરીકે તે તે આકારના નામરૂપ અને તેના ગુણનું ચિંતન ફલદાયી છે.

હરિના નામનો રે સૌથી મોટો છે આધાર—ટેક
હરિરસ પીધો તે નર જીત્યો, બીજા એળે જાય
ખાંડ જલેબી મૂળ પામર, ડૂકરવિષ્ટા ખાય—હરિના
નામમંત્ર મોટો છે જગમાં, જન્મમરણ ભૂત જાય;
મુક્તિસુંદરી આવે દોડી, આકર્ષણ એવું થાય—હરિના
નામ રસાયણ પીધું જેણે, તેણે વેશું પલટાય·
કાયા કંચન મોહન લાગે, ક્રિયા ફરે તત્કાળ—હરિના
પાપ જનમના પળે પલકમાં કર્મ બંધ તુટ જાય,
શોકમોહ નાશી મુદી દુઃખ, સુખ વર્ણ્યું નવ જાય—હરિના
નામ નાવ ભવસાગરમાંહી, સદ્ગુરુ નૌકાધાર,
શ્રદ્ધા શઢ ચલાયો અણર ક્ષણમાં થાયે પાર—હરિના
નામ નામીનો ભેદ મટેને, નામી આપ હો જાય,
ગાન ગેય ગાનાર ત્રિપુટી, રંગ એક થઈ જાય—હરિના
—રંગ અવધૂત

આ છે શ્રી રંગ અવધૂત ભાખ્યો નામસ્મરણનો અનુભવસિદ્ધ પ્રભાવ! અને 'कलौ केशव कीर्तनम् ।' એવું પણ એક વાક્ય છે પણ એ નામસ્મરણ હોવું જોઇએ ધ્યાનયુક્ત કેવળ પોપટીઆ નામોચ્ચાર શા કામનો?

મુખમે રામ બગલમે છુરી,
ભગત ભયા પણ દાનત બૂરી
એવા નામોચ્ચાર તો નામને પણ લજવે અસ્તુ

કરતા તો એ ત્રણે વર્ગના લોકો એક દૃષ્ટિએ શ્રેષ્ઠ છે. ભલે સ્વાર્થપરાયણ બનીને પણ પોતાનો થોડો સમય પરમાત્મા નિમિત્તે ગાળે છે. જ્ઞાની પરમતત્ત્વના અવ્યક્ત સ્વરૂપની જ્ઞાનમાર્ગે ઉપાસના કરે છે, અને પોતાની જિજ્ઞાસાની પરિતૃપ્તિ સુધી તેને વળગી જ રહે છે અને તેથી જ તો એ બધા ભક્તોમા શ્રી ભગવાને—

तेषां ज्ञानी नित्ययुक्त एक भक्तिर्विशिष्यते ।
प्रियोहि ज्ञानीनोऽत्यर्थमहं स च मम प्रियः ॥

"તેઓમા સદા ધ્યાનમા જોડાઈ રહેનારો અને એકનિષ્ઠ ભક્તિવાળો જ્ઞાની ઉત્તમ છે. જ્ઞાનીને હુ અત્યત પ્રિય છુ અને જ્ઞાની મને અત્યત પ્રિય છે." (ગીતા ૭–૧૭–૧૮)

અને તેથી એ બધામા ઉત્તમ છે પરતુ—

"ज्ञानी त्वात्मैव मे मतम् ।" "જ્ઞાની તો મારો આત્મા છે એવો મારો મત છે." અને તેનુ કારણ પણ શ્રી ભગવાને કહ્યુ

"તે એકાગ્ર ચિત્તવાળો થઈ સર્વોત્તમ ગતિરૂપ મનેજ આશ્રય કરી રહ્યો છે"

આર્ત અને અર્થાર્થી જેણે માત્ર પોતાનો સ્વાર્થ જ વહાલો કર્યો છે તે સ્વાર્થ સધાય પછી તે ભગવાનની તો વાત જ ભૂલી જાય છે પણ જિજ્ઞાસુ એ બેના કરતા કાઈક શ્રેષ્ઠ છે તે રાત્રીદિવસ તત્ત્વપ્રાપ્તિના માર્ગે જ મચ્યો રહે છે એવા જિજ્ઞાસુઓમાથી જ્ઞાની ભક્તો થાય છે જિજ્ઞાસુને જેમજેમ જ્ઞાન થતુ જાય તેમતેમ તે ક્રમશ નિઃશક બનતો જાય છે અને એમ જ્યારે તે નિઃશક બનીને એકજ નિર્ણય પર આવે છે 'તત્ત્વ એજ પરમશ્રેષ્ઠ છે" ત્યારે તે જ્ઞાનમાર્ગે–વિચારમાર્ગે તેનો પરિચય કરવા પાછળ પડે છે અને અતે તે વિહગમ માર્ગે પરિચય કરીને કૃતકૃત્ય બને છે તેથી જ તે ભગવાનને પ્રિય છે ભગવાનનો આત્મા પણ તે છે કારણ કે ભગવાન જ્ઞાનસ્વરૂપ છે–જ્ઞાન છે ભગવાનના એ જ્ઞાનસ્વરૂપનો–જ્ઞાનનો જે આશ્રય લે છે અને તે દ્વારા જે તત્ત્વ પરિચય કરે છે તે ભગવાનને–તત્ત્વને–પ્રિય હોય એમા શી નવાઈ !

# પ્રવેશ

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥

"જ્યારે પ્રાણીઓના જુદાપણાને એક પરમાત્મામાં રહેલ જુએ છે અને તેનાથી જ વિસ્તાર થયેલ જુએ છે, ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે."

સાક્ષાત્કાર એ ટાઢાપોરના તડાકા નથી પણ હકિકત છે, પણ અનુભવગમ્ય હોવાથી બધાયને એનો અનુભવ થતો ન હોવાથી ઘણાય બુદ્ધિશાળી! પુરુષો માત્ર શબ્દજ્ઞાન પ્રાપ્ત કરીને સાક્ષાત્કાર શક્ય નથી એમ કહેવાની હિંમત કરે છે એટલું જ નહીં પણ પોતાને સાક્ષાત્કાર થયો નથી માટે સાક્ષાત્કાર થતો નથી એમ કહીને પોતાના અનુયાયીઓને અને બીજા પોતાના સંસર્ગમા આવનારાઓને અનાસ્થા ઉપજાવે એમાં શંકા નથી

'સાક્ષાત્કાર થાય છે.' એ વાતનો શ્રી ભગવાને ગીતામાં અનેક સ્થાનોએ ઉલ્લેખ કર્યો છે અને તત્ત્વદર્શન માટેની યોગ્યતાનો પણ ગીતામાં અને બીજા ઉપનિષદાદિ ગ્રંથોમાં ઉલ્લેખ કર્યો છે. એવી યોગ્યતા પ્રાપ્ત કરનારને સાક્ષાત્કાર ન થાય તો ભગવાનના શબ્દો પર હડતાલ મારવી પડે પણ હજી સુધી તો એવો કોઈ પાક્યો નથી જેણે એવી હડતાલ મારી હોય! અને એ શબ્દો ગીતા આદિ ગ્રંથોમાથી ભૂંસી નાખ્યા હોય!

સાક્ષાત્કાર એ કેવળ સંવેદન છે અને તે સ્વસંવેદ્ય હોવાથી બીજાઓ ગમે તેટલું કહે તેનો કશો અર્થ નથી. જેને આત્મદર્શન થાય છે તે એ દર્શનનું વર્ણન કરી શકતો નથી કારણ કે એ વાણીનો વિષય નથી. એ કલ્પનાતીત હોવાથી બુદ્ધિગ્રાહ્ય નથી અને ઇન્દ્રિઓ તો બિચારી એના દર્શન ક્યાંથી જ કરી શકે? અને છતાંય કહેનાર કહે છે; "મને સાક્ષાત્કાર થયો નથી માટે સાક્ષાત્કાર જેવું કશું જ નથી." આમ કહેનારનો મતિભ્રમ નથી તો બીજું શું છે? પોતાને અમુક વસ્તુનો અનુભવ ન થાય તેથી તેવો અનુભવ બીજાને પણ થતો નથી એમ કહેવું શુ પ્રમાદ–અહંતા નથી? પોતે સાક્ષાત્કારનો માપદંડ બનવા પહેલાં પોતાની જાતને જ પ્રશ્ન કરવો જોઈએ. તત્ત્વદર્શન માટે શ્રી ભગવાને અને ઉપનિષદ ગ્રંથોએ જે યોગ્યતા નિર્માણ કરી છે તે યોગ્યતાઓ પોતાનામાં છે ખરી?

આ ગ્રંથોમાં જ્યાં જ્યાં ઉપનિષદ, ગીતા, ભાગવત્ આદિના અવતરણો આવ્યાં છે ત્યાં ત્યાં તેને પુસ્તકોને અનુસરીને તેની સમજ આપી છે. હું તો કેવળ કલમ, કાગળ અને ખડિયો લઈને માત્ર લહિયાનું જ કામ કરું છું. પ્રેરણાદાતા પરમ કૃપાળુ શ્રી સદ્‌ગુરુદેવ છે. જ્યારે જે જોઈએ તેનું પરોક્ષ સૂચન થતું હશે, તદનુરૂપ અવતરણો પણ ઉપનિષદાદિ ગ્રંથોમાંથી અનાયાસ જ મળી રહેતાં હશે. આ ગ્રંથ અવતરણોથી સભર છે તેથી રખે કોઈ ભૂલ કરે કે એનો નિર્માતા–લેખક આ બધા ગ્રંથમાં પારંગત હશે. એણે તો અધ્યાત્મજ્ઞાનનો કક્કો સરખોય ઘૂંટયો નથી. પણ કેવળ ગુરુકૃપાનું જ આ પરિણામ છે. સદ્‌ગુરુદેવની કૃપા શું નથી કરી શકતી? માત્ર એકજ કૃપાકટાક્ષ અને મૂર્ખશિરોમણી જ્ઞાનશિરોમણિ બને છે. શ્રી રંગ અવધૂતની અહૈતુક કૃપાનું જ આ પરિણામ છે; એમ કહેવામાં મારો બીજો પણ આશય છે. ગુરુદેવ પ્રત્યેક વેળા ઉપદેશ આપતા નથી. પણ પરોક્ષ રીતે અથવા આવા પ્રકારના ગ્રંથોનું નિર્માણ કરાવી એ નિમિત્તે સદ્‌બોધ આપે છે, સન્માર્ગ દાખવે છે અને સાથે રહીને એ કેડીએ ચઢાવીને મારા જેવા ઘુંટણીએ પણ પૂરું ચાલતા ન આવડે એવા બાળકના પગ ઉગાડી ઉત્કર્ષનો માર્ગ દાખવે છે. એટલુંજ નહીં પણ પ્રત્યેક પળે મારી સાથે રહીને, મારી આગળને આગળ ચાલીને એ ચિલાને નિષ્કંટક બનાવે છે, એવો મારો અનુભવ છે. અંતરની એ વાતો કોને કહેવાય? જે અનુભવે તેજ જાણે! સદ્‌ગુરુએ મારો હાથ પકડયો, મારા પાપ, તાપ, સંતાપનો નાશ કરી મારી એ પરમતત્ત્વ-પ્રાપ્તિની અભિલાષાને માત્ર પ્રોત્સાહનજ આપ્યું એટલુંજ નહીં પણ એની ઉષાની પણ ઝાંખી કરાવી! અસ્તુ. હું જેમજેમ ડગ ભરતો જાઉં છું તેમતેમ આગળના ડગનો મારો માર્ગ પ્રકાશિત અને વિશાળ બનતો જાય છે અને હું આજથી બાવીસ વર્ષ પર હતો તે આજે નથી. એટલું તો હું જાણી શકું છું પણ ક્યાં છું તેતો ગુરુદેવ જાણે! એમ કહેતા મને આનંદ થાય છે. મારું હૈયું એ કૃપા ઝીલવાને પાત્ર છે કે કેમ તેની મનેજ ખબર નથી. પણ હું એટલું તો જાણું છું કે ગુરુદેવ સર્વદા મારી સાથે છે અને એજ મારો કૈવારિ છે અને તેથી જ–

गुरुकृपा हि केवलं शिष्य परम मंगलम् !——પ્રયોજક.

તે કહેવું સાધારણ નથી, અનુભવ કરો તો સમજાય ! મમત્વ અને અહંતા જેના નિર્મૂળ થયાં છે તે જ એ વાત સમજી શકે. ખાવા છતાંય ખાધું નથી એમ કહેવું, પીવા છતાંય પીધું નથી એમ કહેવું, કરવા છતાંય કર્યું નથી એમ કહેવુ એ આપણી દ્રષ્ટિએ નર્યું જૂઠાણું જણાય પણ તત્ત્વદર્શી એમા એક શબ્દ પણ જૂઠું બોલ્યો નથી. એ અનુભવ કરો ત્યારે સમજાય ! જે કરીને જ જોવાનું છે તેમાં ઝાઝી લમણાઝીક કરી ચાલે એમ નથી. તેથી જ શ્રી ભગવાને તત્ત્વદર્શનનો સર્વ સુલભ માર્ગ બતાવ્યો છે.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प્રિયોऽसि मे ॥

"તું મારામા મનવાળો, મને પૂજનારો મારો ભક્ત થા અને મને નમસ્કાર કર; એમ કરવાથી તું મને જ પામીશ. તારી આગળ હું આ સત્ય પ્રતિજ્ઞા કરૂ છુ, કેમ કે તું મને પ્રિય છે."

'આત્મદર્શન થાય છે' એ વાતની પ્રતીતિ માટે આથી બીજું વધારે શું જોઇએ ?

નિરાગ્રહી બનશો તો અનાસક્ત ભાવે સર્વકર્મફલ ત્યાગ કરીને તમે તત્ત્વદર્શન કરી શકશો. એ છે કર્મયોગ.

જ્ઞાનમાર્ગે અભેદદર્શન કરીને અવ્યક્તની ઉપાસના કરીને જ્ઞાનાભિમાનથી વિમુખ રહીને, મમતા અને અહંતાનો પરિહાર કરીને તત્ત્વચિંતન કરશો તો તમે તત્ત્વદર્શન કરી શકશો—આ છે જ્ઞાનમાર્ગ.

ભક્તિમાતા તો તમારી સન્મુખ ઊભાં જ છે તમને પોતાના ખોળામા બેસાડી એ અમૃતપાન કરાવવા ! ભૂતમાત્રમા ભગવાનને ભાળીને, તેને સુખ આપીને, અનન્યભાવે ભગવાનને શરણાપન્ન બનીને, જે તમારુ છે તે તેને અર્પણ કરીને નિરપેક્ષભાવે પ્રેમસભર ભક્તિ કરશો તો તમે તત્ત્વદર્શન કરી શકશો આ છે ભક્તિ માર્ગ.

ગમે તે માર્ગે જાવ અને ભગવાન ઊભા છે તમને પોતાનામા સમાવી સ્વસ્વરૂપનુ દાન કરવાને ! પાત્ર બનો અને ઈચ્છા કરો ! અપાત્રની ઈચ્છાઓ અધૂરી જ રહે છે !

અસ્તુ

ઉદેપુર (રાજસ્થાન)
જ્યેષ્ઠ પૂર્ણિમા
તા. ૨૫-૬-૬૪

પ્રયોજક

અને જો આત્મ નિરીક્ષણ કરતા એ યોગ્યતામા ઉણપ છે એમ જણાય તો તેણે પોતાની એ ભ્રમણાનો ત્યાગ કરવો જોઈએ.

જે એમ કહે છે કે 'મને સાક્ષાત્કાર થયો છે' તેને તત્ત્વદર્શન થયુજ નથી એ નિર્વિવાદ છે. જેને તત્ત્વદર્શન થયુ છે તે એ દર્શનથી પ્રાપ્ત થયેલા આત્યંતિક સુખમા આકંઠ એટલો ગરકાવ થઇ ગયો છે કે તેને વાણીજ નથી સાક્ષાત્કાર તો 'મૂગાએ ઘેબર ખાધા' જેવી વાત છે મૂગો માણસ જેમ મિષ્ટાન્ન ખાઈને પરિતૃપ્ત થાય છે અને તેને તૃપ્તિના ઓડકાર આવે છે પણ વાણીના અભાવે તે પોતાની એ તૃપ્તિનો આનંદ બીજા આગળ વર્ણવી શકતો નથી, તેમ તત્ત્વદર્શી પણ તે તૃપ્તિનો આનંદ વાણીના અભાવે વર્ણવી શકતો નથી પણ તેની આકૃતિ જ તેના એ આનંદનુ પ્રતિબિંબ પાડે છે અને તે લક્ષણો દ્વારાજ આપણે અધ્યાત્મગ્રંથોના અનુશીલનથી જે શબ્દજ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તે દ્વારા એ વાતનો નિશ્ચય કરવો જોઈએ.

જીવશિવનુ જ્યારે ઐક્ય થાય છે ત્યારે તે ઐક્યનો દ્રષ્ટા બીજો કોઈ હોતો નથી જીવ પણ પોતાના વ્યક્તિત્વનો લોપ કરીને શિવમા સમાઇ જાય છે એટલે જીવ પણ પોતાના એ યોગનુ વર્ણન કરવાને શિવથી ભિન્ન રહેતો નથી, અને જે શિવ છે તેને તો કોણ પૂછે? એટલેજ જેને તત્ત્વદર્શન થયુ છે તેની દૃષ્ટિમા તત્ત્વ સિવાય ઇતર કશાયનુ અસ્તિત્વજ નથી એટલેજ શિવથી અભિન્ન પોતે કોણ છે તે તે હવે જાણતો નથી અને શિવમા સમાઈને શિવ બની જાય છે

સાધન વિના સાધ્યની પ્રાપ્તિ થતી નથી સાધ્યની પ્રાપ્તિ થતાજ સાધન, સાધક અને સાધ્ય એકજ સ્વરૂપે– સાધ્ય સ્વરૂપે અવશેષ રહે છે ત્યારે સાધકનુ ભિન્ન વ્યક્તિત્વ જ નથી

આ વાત ભૌતિક દેહની નથી તેમજ અન્નમય કોશાંતરગત સૂક્ષ્મ કે કારણ શરીરની પણ નથી જ્યા સુધી એ ત્રણે છે ત્યા સુધી તત્ત્વ-દર્શન શક્ય જ નથી અને તત્વદર્શન થયા પછી તો એ ત્રણનો ઉદ્ભવ જ નથી જ્યા સુધી, તત્ત્વદર્શન પછી પણ પ્રારબ્ધ અવશિષ્ટ છે ત્યા સુધી ભૌતિક દેહ રહેશે પણ તે ભૌતિક દેહની સ્વાભાવિક ક્રિયાઓ સાથે એ દેહના દ્રષ્ટાને કશો જ સબંધ રહેતો નથી. બાહ્ય દ્રષ્ટિએ તે આપણને બધુ જ કરતો જણાય છે, અનાયાસ પ્રાપ્ત થયેલા ભોગ ભોગવે છે તો પણ તે અભોક્તા, અકર્તા રહીને જ ભોગવે છે! પણ એ કેમ બને છે

તે કહેવું સાધારણ નથી, અનુભવ કરો તો સમજાય ! મમત્વ અને અહંતા જેનાં નિર્મૂળ થયાં છે તે જ એ વાત સમજી શકે. ખાવા છતાંય ખાધું નથી એમ કહેવું, પીવા છતાંય પીધું નથી એમ કહેવું, કરવા છતાંય કર્યું નથી એમ કહેવું એ આપણી દ્રષ્ટિએ નર્યું જૂઠાણું જણાય પણ તત્ત્વદર્શી એમાં એક શબ્દ પણ જૂઠું બોલ્યો નથી, એ અનુભવ કરો ત્યારે સમજાય ! જે કરીને જ જોવાનું છે તેમાં આગી લમાણાગ્રીક કરી ચાલે એમ નથી. તેથી જ શ્રી ભગવાને તત્ત્વદર્શનનો સર્વ સુલભ માર્ગ બતાવ્યો છે.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ૬૮

"તું મારામાં મનવાળો, મને પૂજનારો મારો ભક્ત થા અને મને નમસ્કાર કર; એમ કરવાથી તું મને જ પામીશ. તારી આગળ હું આ સત્ય પ્રતિજ્ઞા કરું છું, કેમ કે તું મને પ્રિય છે."

'આત્મદર્શન થાય છે' એ વાતની પ્રતીતિ માટે આથી બીજું વધારે શું જોઈએ ?

નિરાગ્રહી બનશો તો અનાસક્ત ભાવે સર્વકર્મફલ ત્યાગ કરીને તમે તત્ત્વદર્શન કરી શકશો. એ છે કર્મયોગ.

જ્ઞાનમાર્ગે અભેદદર્શન કરીને અવ્યક્તની ઉપાસના કરીને જ્ઞાનાભિમાનથી વિમુખ રહીને મમતા અને અહંતાનો પરિહાર કરીને તત્ત્વચિંતન કરશો તો તમે તત્ત્વદર્શન કરી શકશો—આ છે જ્ઞાનમાર્ગ.

ભક્તિમાતા તો તમારી સન્મુખ ઊભા જ છે તમને પોતાના ખોળામાં બેસાડી એ અમૃતપાન કરાવવા ! ભૂતમાત્રમાં ભગવાનને ભાળીને, તેને સુખ આપીને, અનન્યભાવે ભગવાનને શરણાપન્ન બનીને, જે તમારું છે તે તેને અર્પણ કરીને નિરપેક્ષભાવે પ્રેમસભર ભક્તિ કરશો તો તમે તત્ત્વદર્શન કરી શકશો આ છે ભક્તિમાર્ગ.

ગમે તે માર્ગે જાવ અને ભગવાન ઊભા છે તમને પોતાનામાં સમાવી સ્વસ્વરૂપનું દાન કરવાને ! પાત્ર બનો અને ઈચ્છા કરો ! આપની ઈચ્છાઓ અધૂરી જ રહે છે !

અસ્તુ

ઉદેપુર (રાજસ્થાન)
જેઠ પૂર્ણિમા
તા ૨૫-૬-૬૪

પ્રયોજક

# અભિપ્રાય

આત્મોન્નતિના માર્ગે પ્રયાણ કરતા સાધકને ખૂબ ઉપયોગી થઈ પડે એવી આ કૃતિ છે. આ વિકટ માર્ગ શા માટે ખેડવો જોઈએ, એમાં ક્યા અવરોધો આવે છે, એનો શી રીતે સામનો થઈ શકે, એ દૂર કરવા માટે કઈ શારીરિક, બૌદ્ધિક, નૈતિક અને આધ્યાત્મિક તૈયારી આવશ્યક છે, અને એ તૈયારી થયા પછી સાધકને કઈ સ્થિતિ પ્રાપ્ત થાય છે એનું, હૃદયમાંથી સોંસરું ઊતરતું હોય એવું, ચિત્રણ શ્રી લેખકે આપ્યું છે.

પુસ્તકની ભાષા એટલી સરળ છે કે જીવ-જંગત-બ્રહ્મની અને નાતે આંતર સંબંધની ચર્ચા થતી હોવા છતાં, એ અંગેનાં સહજ રીતે સરી પડતાં શાસ્ત્રીય ઉદાહરણો આપવા છતાં, ક્યાંય ક્લિષ્ટતા આવતી નથી અને પુસ્તકને શરૂઆતથી અંત સુધી એકધારા રસ અને આનંદથી વાંચી શકાય છે.

પુસ્તકમાંના અનુભવસિદ્ધ, વહેવારુ સૂચનો, શાસ્ત્રપુરાણો અને લોક સાહિત્યમાંથી પ્રત્યક્ષ થતાં ઉદાહરણો પુસ્તકની અગત્ય અને કિંમત વધારે છે.

લેખક આ ગહન વિષયની ચર્ચા કરવામાં પૂર્વગ્રહ પર રહ્યા છે એ એમની સિદ્ધિ છે. અધ્યાત્મની એક એક વિશાળ પરસાળ ઉપરથી એમણે ભક્તિ, બુદ્ધિ, જ્ઞાન, ચિંતન, ગુરુપદ વિગેરે અંગેની વિશદ ચર્ચા કરી છે. એ ચર્ચાનો નિષ્કર્ષ આપતાં એઓએ જણાવ્યું છે કે સાધક સાધનની પરાકાષ્ટાએ પહોંચી સિદ્ધાવસ્થા પ્રાપ્ત કરી બ્રહ્મદષ્ટિ મેળવે છે.

સાક્ષાત્કારની કપરી કેડી અંગેના દિશાસૂચન કરતાં વધુ પુસ્તકોની લેખક પાસેથી અપેક્ષા રાખવી વ્યાજબી ગણાશે.

—ડૉ. ભાસ્કર ગોપાળજી દેસાઈ
એમ. એ; પી. એચ. ડી.
કોમર્સ કોલેજ, એમ. એસ. યુનિવર્સિટી, બરોડા.

## આભાર દર્શન

આ પુસ્તક લાંબા વખતથી લખાયેલું પણ આર્થિક પ્રતિકૂળતાના કારણે છાપવાનું રહેલું. આર્થિક અનુકૂળતા થઈ એટલે આ પુસ્તક છપાવ્યું. આ પુસ્તક છાપવામાં જે ભાઈઓએ આર્થિક અનુકૂળતા કરી આપી તે ભાઈઓનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. વળી જે ભાઈઓએ આ પુસ્તકની પ્રેસકોપી કરવામાં અને તપાસવામાં મદદ કરી છે તે ભાઈઓનો પણ આ સ્થળે આભાર માનવો ઘટે. વળી છાપખાનાના સંચાલક શ્રી સુરેશભાઈએ પણ અવકાશ કાઢી આ પુસ્તક વેળાસર તૈયાર કરી આપ્યું તે બદલ તેમનો પણ આભાર.

—પ્રયોજક

ગરૂડવાહન શ્રી. પ. પ ૭

શ્રી વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ



ટેંબેસ્વામી

ગરૂડેશ્વર

# પ્રકરણ ૧

## સાક્ષાત્કાર કિંવા આત્મદર્શન

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ६-३० (ગીતા)

"જે મને બધે જુએ છે અને બધું મારામાં જુએ છે તેને હું અદૃશ્ય રહેતો નથી અને તે મને અદૃશ્ય રહેતો નથી."

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ ६-२९ (ગીતા)

"યોગયુક્ત અંતઃકરણવાળો અને બધે સમદૃષ્ટિવાળો મનુષ્ય આત્માને સર્વભૂતોમાં રહેલો અને સર્વભૂતોને આત્મામાં રહેલાં જુએ છે."

શ્રી ભગવાને સાક્ષાત્કારની સાદી, સરળ અને સમજી શકાય એવી ટૂંકી વ્યાખ્યા આપી. "પ્રાણી માત્રમાં પરમતત્વને અને પરમતત્વમાં પ્રાણી-માત્રને જે જુએ છે તેને આત્મદર્શન થયું છે." એમ કહેવું સયુક્તિક છે. પણ એ યોગદૃષ્ટિની આડે બે અંતરાયો છે મન અને વાસના. તત્વદર્શી મહાનુભાવો મનોજય અને વાસનાક્ષય ઉપરજ ભાર મૂકે છે. વાસનાક્ષય ઉપર ભાર મૂકવામા આવે છે તેનું એકજ કારણ છે અને તે એ કે સંસારવૃક્ષનું બીજ વાસના છે. એ વાસના જ ફાલીફૂલીને જીવના જન્મમરણનું કારણ બને છે. વાસના એ જ કારણશરીર છે જેના વડે જન્મ અને મરણના બંધન થાય છે. વાસના એ જ જન્મમૃત્યુનું કારણ હોવાથી તેને જ કારણશરીર કહેવામાં આવ્યું છે. એ કારણશરીર ન હોય તો સૂક્ષ્મ અને સ્થૂળ શરીરનો સંભવ જ નથી. મનુષ્યનો અંતકાળ આવે છે ત્યારે તેને જે જે વાસનાઓ ચોપાસથી ઘેરી વળી હોય છે તે વાસાનાઓને અનુરૂપ તેને બીજું શરીર પ્રાપ્ત થાય છે અને તે શરીરમાં રહીને જીવ એ અધૂરી વાસનાઓ ભોગવે છે. અને એમ ઉત્તરોત્તર અંત સમયની વાસનાને અનુરૂપ અન્ય શરીર ધારણ કરી જીવ એ જ વાસનોના વનમાં અટવાતો જ રહે છે. શ્રી ભગવાને પણ કહ્યું છે :—

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ८-६ (ગીતા)

"કૌન્તેય ! અંતકાળે જે જે પદાર્થને યાદ કરતો મનુષ્ય શરીર છોડે છે, તેને જ તે પામે છે; કેમકે તે હંમેશ તે જ પદાર્થની ભાવનાવાળો હોય છે" એ પ્રમાણે કહીને જન્મના કારણ તરીકે અંત સમયની વાસનાનો જ નિર્દેશ કર્યો છે અને તેથી જેને જન્મમૃત્યુના બંધનથી મુક્ત થવાની અભિલાષા હોય તેણે તો એ વાસનાનો ક્ષય કરવો જ આવશ્યક છે.

વાસનાક્ષયના શાસ્ત્રોએ અનેક સાધનો વર્ણવ્યાં છે પણ શ્રી ભગવાન-ભાખ્યું વાસના ક્ષયનું અમોઘ સાધન બીજું છે અને તે એ :

तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युद्ध च ॥ ७-७. (ગીતા)

'માટે સર્વકાળે તું મારું સ્મરણ કર અને યુદ્ધ કર." ભગવાનનું સ્મરણ કરવાથી અંતકાળે પણ તેને ભગવાનનું જ સ્મરણ થાય છે અને તે સ્મરણ જ તેને સહાયક બને છે અને ત્યારે જ અંતકાળે બીજી કોઈપણ વાસનાના અભાવે અને ભગવાનના સ્મરણના પ્રભાવે :

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् । ८-५. (ગીતા)
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥

"અંતકાળે જે મારું જ સ્મરણ કરતો શરીરને છોડી જાય છે તે મારા જ સ્વરૂપને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી" એ પ્રમાણે શ્રી ભગવાને શ્રી અર્જુનને ભાખ્યું. શ્રી ભગવાનની એ ઉક્તિનું પરિણામ એ છે, કે તે પુનર્જન્મથી મુક્ત થાય છે અને પરમતત્વમાં જ સમાઈ જાય છે. તેથી જ વાસનાક્ષય અર્થે ભગવાનના સ્મરણ જેવું સાદું, સરળ અને છતાં અમોઘ સાધન બીજું કંઈ નથી. એ 'અનુસ્મરણ'ની વાત કરતા શ્રી ભગવાને કહ્યું :—

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ ८-१३ (ગીતા)

"'ઓમ્' (ૐ) જેવા એકાક્ષર બ્રહ્મનું ઉચ્ચારણ કરતો, મારું સ્મરણ કરતો અને દેહ ત્યજતો મરણ પામે છે, તે પરમ ગતિ પ્રાપ્ત કરે છે."એ પ્રમાણે શ્રી ભગવાને અર્જુનને કહીને પ્રણવ જે બ્રહ્મનું પ્રતીક છે તેના જ જપ કરતા અને તે દ્વારા શ્રી ભગવાનનું અનુસ્મરણ પ્રત્યેક પળે, પ્રત્યેક શ્વાસે ડગલે અને પગલે, પ્રત્યેક કાર્ય કરતા શ્રી ભગવાનનું સતત સ્મરણ કરનાર પરમ ગતિને પ્રાપ્ત કરે છે એવો નિર્દેશ કર્યો છે. પરિણામ એ આવે છે કે વાસનાનો ઉદય થતો જ નથી. મન, બુદ્ધિ; ચિત્ત અને અહંકાર એ ભગવાનના અનુસ્મરણમાં કેન્દ્રિત થાય છે અને પરિણામે વિષયોનું સ્મરણ કે ચિંતન થતું જ નથી. એટલે, અંતકાળે વિષયોની વાસનાઓ જાગ્રત થવાનો સંભવજ નથી અને તેથી જ, વાસનાક્ષય દ્વારા પરમગતિ પ્રાપ્ત કરી શકાય છે.

જ્યાંસુધી વાસનાનો નિઃશેષ ક્ષય થતો નથી ત્યાં સુધી ચિત્તના વિકારોનો લોપ થતો નથી અને જ્યાં સુધી ચિત્ત વિકૃત છે ત્યાંસુધી તત્ત્વદર્શનનો સંભવજ નથી જ્યારે પ્રાણીમાત્રમાં આત્માને અને આત્મામાં પ્રાણીમાત્રને જોવાની દિવ્યદૃષ્ટિ લાધે, જગતમાત્રમાં ભગવત્ ભાવ જાગ્રત થાય ત્યારે તે યોગયુક્ત આત્માની દૃષ્ટિમાં આત્મદર્શન–અભેદભાવે વિશ્વને જોવાની દૃષ્ટિ આવે અને એવી અભેદ દૃષ્ટિએ સર્વ પોતાનેજ અનુભવે અને એજ આત્મદર્શન.

જ્યાંસુધી જીવદશા છે ત્યાં સુધી અલંકારદૃષ્ટિ છે. જ્યારે બ્રહ્મદશા પ્રાપ્ત થાય છે ત્યારે એજ અલંકારદૃષ્ટિ સુવર્ણદૃષ્ટિ બને છે. અલંકાર-દૃષ્ટિમાંથી સુવર્ણદૃષ્ટિ થવી એજ દૃષ્ટિપરિવર્તન છે. આપણી દૃષ્ટિ સમક્ષ જે અલંકારો છે તેજ અલંકારો સુવર્ણકારની દૃષ્ટિ સમક્ષ પણ છે. આપણે તેને અલંકાર તરીકે જોઈએ છીએ; સુવર્ણકાર તેને સુવર્ણની દૃષ્ટિએ જુએ છે તેજરીતે આપણી નજર આગળ જે પ્રપંચ–જે સંસાર છે તેજ બ્રહ્મદ્રષ્ટાની દૃષ્ટિ સમક્ષ પણ છે. આપણે તે પ્રપંચને પ્રપંચ તરીકે નિહાળીએ છીએ જ્યારે બ્રહ્મદ્રષ્ટા–તેજ–પ્રપંચને બ્રહ્મ તરીકે નિહાળે છે. વસ્તુ એકજ છે પણ માત્ર જોવાનો દૃષ્ટિકોણ જ ભિન્ન છે. આપણે વસ્ત્રનો દાખલો લઈએ આપણે જેને વસ્ત્ર કહીએ છીએ તેનેજ વણકર સૂતર કિંવા તંતુ કહે છે. તંતુ વિના વસ્ત્રનું અસ્તિત્વ નથી એટલું જ નહિ પણ 'વસ્ત્ર' એટલેજ ઓતપ્રોત તંતુ. વસ્ત્રમાં વાણો પણ તંતુ છે અને તાણો પણ તંતુ છે, વસ્ત્રને જોનાર એ વાત જાણે છે

છતાં તેનું જ્ઞાન સુષુપ્ત અવસ્થામાં છે તેથી તંતુનેજ 'વસ્ત્ર' કહે છે પણ વણકર જ્યારે વસ્ત્રને જુએ છે ત્યારે તેને તે તંતુજ કહે છે. કારણ કે તેનું ધ્યાન વસ્ત્રમાં નથી; જેના વડે એ વસ્ત્ર તૈયાર થયું છે તે તંતુમાં છે તે વાણાતાણાને જ જોશે.

આમ આત્મસાક્ષાત્કાર-આત્મદર્શન તો સર્વના અનુભવની વાત છે પણ માત્ર દૃષ્ટિભેદના કારણે જ આપણે સાક્ષાત્કાર-કિંવા તત્વદર્શન કરવા દોડીએ છીએ. આત્મા ક્યાં નથી કે તેને અમુક પ્રદેશમાં સાક્ષાત્કાર થઈ શકે ? આત્મા ક્યાં નથી કે તેને અમુક કાળમાં સાક્ષાત્કાર થઈ શકે ? 'આત્મા ક્યાં નથી કે તેને અમુક જ પરિસ્થિતિમાં સાક્ષાત્કાર થઈ શકે ? દેશ, કાળ અને પરિસ્થિતિથી પરિચ્છિન્ન વસ્તુનો સાક્ષાત્કાર કરવા માટે તે તે દેશ, તે તે કાળ અને પરિસ્થિતિની આપણે પ્રતીક્ષા કરવી પડે. પણ જે અપરિચ્છિન્ન છે તેની પ્રતીક્ષા કેમ કરવી પડે ? જે સમક્ષ છે તે જ દૃષ્ટિભેદના કારણે આપણને દૂર જણાય છે અને તેથી જ તે દૂર છે એવી મૃગજળ ભ્રમણામાં આપણે તેને જોવા માટે હરણફાળ ભરીએ છીએ. અંતે આપણે થાકીએ છીએ અને મૃત્યુને વરીએ છીએ. શરીર મરે છે પણ આત્મા જેની આપણે દૂર છે એવી કલ્પના કરી છે તે આપણને દર્શન આપતો નથી કારણ કે આપણે તેનું આત્મસ્વરૂપ સમજ્યા નથી.

શ્રી જ્ઞાનેશ્વર મહારાજે આજ વાતનું વિવેચન કરતા "હું બધાંના દેહમાં છું તે જ પ્રમાણે બધા મારા દેહમાં છે. હે અર્જુન, એમાં જરાય શંકા નથી. આ પ્રમાણે જીવ અને ઈશ્વર એક બીજા સાથે ઓતપ્રોત થયેલાં છે પણ એ વાત બુદ્ધિમાં ઉતરવી જોઈએ. અર્જુન, બીજી રીતે પણ સર્વ પ્રાણીમાત્રને માટે પોતાના અંતરમાં અદ્વૈતભાવ રાખે અને મને ભજતો હોય અને વ્યક્તિને ભિન્ન ભિન્ન જોઈને અંતરમાં જે દ્વૈતભાવ ધારણ ન કરે પરંતુ સર્વત્ર મારી જ વ્યક્તિ છે એવું જે વ્યક્તિ માને, અનુભવે હે પાર્થ ! તે અને હું એક જ છીએ, પણ એ કહેવું એ જ વ્યર્થ છે. કારણ કે એ ન કહ્યું હોય તોપણ તે અને હું વસ્તુતઃ એક જ છીએ. દીપક અને પ્રકાશનો જે અન્યોન્ય સંબંધ છે તેજ પ્રમાણે તે મારામાં છે અને હું તેનામાં છું." એ પ્રમાણે કહ્યું છે એનું તાત્પર્ય માત્ર એટલું જ છે કે અદ્વૈત દૃષ્ટિથી જગતને જોનારને બ્રહ્મ અને જગત ભિન્ન નહિ ભાસે. પોતે અને બ્રહ્મ અભિન્ન ભાસે

અને પોતે અને જગત પણ બ્રહ્મરૂપે જણાશે. પાણી અને તેના ઉપરની લહેરો એ જેમ બાહ્ય દષ્ટિએ ભિન્ન ભાસે છે પણ તત્વદષ્ટિએ અભિન્ન છે, પાણી જ છે તેમ બ્રહ્મ અને જગત બાહ્યદષ્ટિએ ભિન્ન જણાય છે પણ તાત્વિક દષ્ટિએ તો એક જ છે કારણ કે,

> मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
> मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ (૭-૭ ગીતા)

"હે ધનંજય ! મારાથી અધિક શ્રેષ્ઠ બીજું કાંઈજ નથી. દોરામાં મણકાઓના સમૂહો જેમ આ સર્વ મારામાં પરોવાયેલું છે." એ પ્રમાણે અર્જુનને કહીને સમસ્ત સર્જનના સૂત્ર તરીકે શ્રી ભગવાને પોતાને લેખાવ્યા છે.

> यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
> सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ (ईशावास्य मंत्र-६)

"જે સાધક એ પ્રમાણે ભૂતોને આત્મામા જુએ છે અને સમસ્ત ભૂતોમા આત્માને જુએ છે તે સર્વત્ર આત્મદર્શન કરીને કોઈની ઘૃણા કરતો નથી"

> यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
> तत्र को मोह क शोक एकत्वमनुपश्यत॰ ॥ (મંત્ર-૭ છે)

"જે સમયે જ્ઞાની પુરુષને માટે પ્રાણી માત્ર આત્મા બની જાય છે, અનુભવાય છે તેજ સમયે એકત્વનો અનુભવ કરનાર વિદ્વાનને શોક શો અને મોહ શું હોઈ શકે છે?"

વાસ્તવિક પરિસ્થિતિ આ પ્રકારની હોવા છતા આપણે કેવળ અજ્ઞાનના કારણેજ વિપરીત પરિસ્થિતિનો અનુભવ કરીને જગત અને બ્રહ્મને ભિન્ન લેખીએ છીએ પણ :

> अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
> भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥

" તે વિભક્ત નથી છતા પણ ભૂતોમાં વિભક્ત છે એ રીતે રહેલ છે તે જ સર્વભૂતોનો ધારણ પોષણ કરનાર, નાશ કરનાર તથા ઉત્પન્ન કરનાર છે."

એ પ્રમાણે કહીને શ્રી ભગવાને પોતાનું અવિભક્તપણું વ્યક્ત કર્યું છે અને વિભક્તભાવ એ કેવળ અજ્ઞાન છે એવો પણ સંકેત કર્યો છે. આપણે અનેક નામની, અનેક રૂપની, અનેક આકારની મીઠી વાનગીઓ બનાવીએ છીએ. એમાં મીઠાશ લાવવા માટે સાકર, ખાંડ કિંવા ગોળનો ઉપયોગ કરીએ છીએ. એ બધાંયે નામ, રૂપ અને આકારના મિષ્ટાન્નોમાં જેમ મધુરતા એકજ છે તેમ સર્જનમાત્રના નામ રૂપ અને આકાર ભિન્ન હોવા છતાં મધુરતારૂપે રહેલ પરમતત્વ તો એકજ છે. એજ રીતે આપણે પ્રકાશનું પણ દૃષ્ટાંત લઈ શકીએ. જુદા જુદા રંગના જુદા જુદા આકારના અને જુદા જુદા નામના પ્રકાશના સાધનોનો આપણે ઉપયોગ કરીએ છીએ અને રંગબેરંગી પ્રકાશનો આપણે અનુભવ કરીએ છીએ. એ રંગ મૂળ પ્રકાશનું આવરણ છે. એ બધાંયના મૂળમાં રહેલો પ્રકાશ જેમ એકજ છે તેમ જગતમાં જણાતા વૈવિધ્યના મૂળમાં તો એકજ બ્રહ્મ રહેલું છે. એ નામ, રૂપ, આકાર આદિ વિવિધતા એ બ્રહ્મના ઉપર આરોપિત આવરણ છે. એ બ્રહ્મના ચેતન વડે જ આ નામરૂપાત્મક જગત હાલ્યું કૂદ્યું જણાય છે અને તેથીજ શ્રી ભગવાને :-

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।: गीता

"હે અર્જુન, સર્વભૂતોનું સનાતન બીજ તું મનેજ જાણ" એ પ્રમાણે કહ્યું છે. શ્રી ભગવાને પોતે અવ્યય બીજ છે એમ પણ ગીતામાં કહ્યું છે. એ દૃષ્ટિએ આપણે જોઈએ તો જેમ એકજ વૃક્ષ પર તૈયાર થતાં અનેક બીજોને પૃથક્ પૃથક્ વાવીએ તો તેમાંથી જે વૃક્ષ થશે તેના કારણવશાત્ આકારો નાના-મોટા હશે, ફળ પણ નાના મોટાં આવશે પણ તેના સ્વાદમાં ફેર પડતો નથી. તેમ જગતમાં અવ્યય બીજ તરીકે શ્રી ભગવાનને કેન્દ્રમાં રાખીને આપણે જ્યારે દૃશ્ય જગતનો વિચાર કરીએ ત્યારે વિવિધ પ્રકારથી હાલ્યા કૂદ્યાં જગતનું મૂળ તો એક શ્રી ભગવાન જ છે. સૂર્ય તો એક જ છે પણ તેના કિરણો અનેક છે તેમ બ્રહ્મ તો એકજ છે પણ તેના કિરણરૂપે રહેલું આ જગત અનેકવિધ ભાસે છે. જ્યારે આપણે એ ભેદદૃષ્ટિને ફેરવી અભેદદૃષ્ટિથી વિલોકીએ તો તો એ બધું એકજ—ભગવાન—બ્રહ્મ, તત્વ, આત્મા, જે કહો તે છે. અને તે રીતે આપણે પણ તે 'એક'માંજ સમાયા હોવાથી હું, તું, તે બધાજ બ્રહ્મ છે અને એજ તત્વદૃષ્ટિ છે. એજ છે સાક્ષાત્કાર-પોતાના દર્શન.

આપણી દૃષ્ટિ વિપરીત હોવાથી આપણને એવા તત્વદર્શન થતું નથી અને બ્રહ્માનુભવ થતો નથી. કારણ કે, અંતરાય રૂપે, મન અને વાસના આડા આવે છે. આપણે વાસનાનો વિચાર આગળ કર્યો. હવે 'મનનો' પણ થોડો વિચાર કરીએ તો અહી તે અસ્થાને નથી. અન્નમયકોષ કિંવા સ્થૂળ શરીરાંતરગત સૂક્ષ્મ અને કારણ શરીર છે.તદંતરગત મનોમય, પ્રાણમય, વિજ્ઞાનમય અને આનંદમય કોષ દ્વારા જે સૂક્ષ્મ વૃત્તિઓ જાગ્રત થાય છે, જે ભાવ અનુભવાય છે તે બધાય અંતઃકરણ હોવાથી તેને અંતઃકરણ ચતુષ્ટય એવી સંજ્ઞા શાસ્ત્રોમા આપવામા આવી છે. એ અંતઃકરણની ક્રિયાઓના પ્રકારમા ભેદ હોવાના કારણે પ્રકારભેદે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એમ પૃથક પૃથક સંજ્ઞાઓ પણ આપવામા આવી છે અંતઃકરણના ચાર વિભાગ–સંકલ્પ, સારાસાર વિવેક, ચિંતન અને અહંકૃતિ.

આ ઈષ્ટ છે અનિષ્ટ છે, આમ કરૂ કે તેમ કરૂં વિગેરે જે સંકલ્પ વિકલ્પ થાય છે તે ક્રિયાને 'મન' સંજ્ઞા આપવામા આવી છે. સંશય એ જ મનનો ધર્મ છે, સ્વભાવ છે. સંશય ટળતો નથી ત્યારે તેનો અભ્યાસ લાગે છે. જ્યાં સુધી સંશયનું અસ્તિત્વ અનુભવાય છે ત્યા સુધી એટલે જ્યા સુધી સંકલ્પની પાછળ વિકલ્પ રહેલો છે ત્યા સુધી તે મનના જ ક્ષેત્રમા અટવાયા કરે છે પણ જ્યારે એ સંશય એટલે સંકલ્પ વિકલ્પમાથી એક નિશ્ચયાત્મક નિર્ણય આવે છે ત્યારે તેને બુદ્ધિ સંજ્ઞા આપવામા આવી છે. સંકલ્પ વિકલ્પની તુલના કરવી તેમા ઈષ્ટાનિષ્ટના ભેદનો વિવેક કરવો વિચાર કરવો, અને અનિષ્ટ જણાય તેનો ત્યાગ કરી જે જે ઈષ્ટ જણાય તેનો સ્વીકાર કરવો એ પ્રકારનું જે નિશ્ચયાત્મક વલણ છે તે બુદ્ધિનુ કાર્યક્ષેત્ર છે પણ એ મનની જ બીજી બાજુ છે. એવા નિશ્ચયાત્મક નિર્ણયનુ વારવાર સ્મરણ કરવુ એને જ ચિતન કહેવામા આવે છે. પ્રસંગવશાત્ એ ભિન્ન જણાય છે પણ એ પણ મન જ છે. બુદ્ધિ અને ચિત દ્વારા જે નિશ્ચયાત્મક નિર્ણય થયો હોય તે નિશ્ચયાનુસાર ક્રિયા કરવી કે કેમ, તે નિર્ણયનો સ્વીકાર કરવો કે કેમ તે અહંકૃતિ દ્વારા નિશ્ચિત થાય છે તેને જ અહંકાર–અભિમાન કહેવામા આવે છે. આમ એક જ અંતઃકરણની ભિન્ન ભિન્ન ક્રિયાઓના પરિણામે ભિન્ન ભિન્ન સંજ્ઞાઓ આપવામા આવી છે પણ વસ્તુતઃ તે એક જ છે. જેના વડે પ્રાણી મનન કરે છે તે અંતઃકરણને 'મન' સંજ્ઞા આપવામા

આવી છે એવો શ્રીમદ્ શંકરાચાર્યનો મત છે. એવું મન તેજ શરીરમાં રહેલો મનોમયકોષ છે.

અનેક જન્મજન્માંતરના કર્મસમુચ્ચયના સંચિત સંસ્કારોના પરિણામે એ સંકલ્પ વિકલ્પનો ઉદ્ભવ થાય છે. જેમ સમુદ્રમાં તરંગમાળા અખંડ અને સતત સર્જાતી જ રહે છે, તેમ એ મનમાં સંકલ્પ વિકલ્પની અખંડ તરંગમાળા જાગૃત અવસ્થામાં જ સર્જાતી રહે છે. અખૂટ જળસમૂહ પેઠે એ સંકલ્પ વિકલ્પો પણ અખૂટ છે. એ તરંગમાળાને અનુરૂપ જે કામનાઓ પૂર્ણ કરવા માટે કર્મક્રિયાઓ થાય છે તેમાં પણ નવા સંસ્કારો એ સંચિત સંસ્કારોના ભંડારમાં ઉમેરાતાં જાય છે અને એમ સંકલ્પવિકલ્પનો ભંડાર દિન-પ્રતિદિન અખૂટ બનતો જ જાય છે. એજ અધ્યાસ આવરણ રૂપે જીવની ચોમેર ફરીવળે છે અને ચારે તરફથી જીવને જકડી રાખે છે અને તેથી જ એ મન બંધનનું કારણ બને છે. આમ રાજસ અને તામસ ગુણના મોહમાં ઘસડાતું એ મન જીવને પણ પોતાની પાછળ જેમ વાયુ નદીમાં પડેલી નાવને ઘસડી જાય છે તેમ ઘસડતું જ જાય છે. પણ જીવ જો રાજસ તામસની ઓરમાંથી મુક્ત બની કેવળ સત્વગુણનો જ આશ્રય સ્વીકારે તો તેજ મન સાત્વિકતાના પરિણામે બંધનને બદલે મુક્તિનું સાધન બને છે અને તેથી જ મનોજય, મનોનિગ્રહ, શમ આદિ શબ્દો દ્વારા એક જ વાતનો નિર્દેશ કરવામાં આવ્યો છે અને તે એ છે કે વિષયાધ્યાસ યુક્ત મનનો વિષયાધ્યાસ યેનકેન પ્રકારેણ છોડવવાનો પુરુષાર્થ કરવો આવશ્યક છે. વિષયાધ્યાસથી મુક્ત બનેલું મન જીવના બંધનને છિન્ન-ભિન્ન કરી નાખશે એટલે મલિન મનનો વિનાશ કરી જીવને મુક્તિ દ્વાર પ્રતિ લઈ જશે અને જીવને પોતાના શિવસ્વરૂપનું ભાન કરાવશે. પ્રકૃતિમંડાણ જ વિષયોથી સુરક્ષિત છે. પ્રકૃતિમાંથી વિષયોનો જો છેદ કરીએ તો પ્રકૃતિનું અસ્તિત્વ જ નથી. બાળક પેઠે મન વિનાના બનો તો પછી તમને બંધનનો ભય નથી. આ સારું અને આ નરસું એવો ઈષ્ટાનિષ્ટ વિવેક બાળક કરતું નથી કારણ કે તે સંકલ્પવિકલ્પની દ્વિધાવૃત્તિથી મુક્ત છે અને તેટલે અંશે તે માયાની શૃંખલાથી મુક્ત છે. તેજ રીતે મનને પણ માયાની જાળમાંથી મુક્ત કરવાના પ્રયાસ કરવા જરૂરી છે.

મન બળવાન છે, દૃઢ છે, પ્રમાથી અને ચંચળ છે; તેને વશ કરવું

એ વાયુને વશ કરવા જેવુ દુષ્કર છે છતાં તે જ મન ભગવાનના શબ્દમા કહીએ તો :–

अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ।। ભ. ગીતા ६–३५
"અભ્યાસ અને વૈરાગ્ય વડે હે કૌંતય! તે વશ કરી શકાય છે."
મહર્ષિ પતંજલિએ પણ યોગસૂત્રમા મન વશ કરવા માટે अभ्यासवैराग्याभ्यां तन्निरोधः । પતંજલિ–૧૨–એ પ્રમાણે કહીને શ્રી ભગવાન ભાખ્યા એજ બે સાધનો મનોનિગ્રહ માટે સાધકને સૂચવ્યા છે.

પ્રકૃતિ અને પ્રાકૃત પદાર્થો વચ્ચે વૈરાગ્યવૃત્તિ કેળવવાથી અને તત્વનુ સતત અને નિરતર દીર્ઘકાળ સુધી અભ્યાસ કરવાથી મન અ કુશમા આવી શકે છે મન એ પ્રકૃતિનુ જ સર્જન છે. મનની દૃષ્ટિ આગળ પ્રકૃતિ અને પ્રાકૃત વિષયોજ છે અને અનાદિકાળથી મન તે જોતુ આવ્યુ છે પ્રકૃતિ અને પ્રાકૃત વિષયોના દર્શન, શ્રવણ, મનન, એજ મનનો દીર્ઘકાળનો સતત અભ્યાસ અને અધ્યાસ છે. એ અભ્યાસ અને અધ્યાસથી તેને મુક્ત કરવા માટે તત્વાનુસધાન, તત્વ પ્રત્યે અનુરાગ અને પ્રકૃતિ પ્રત્યે વૈરાગ્યવૃત્તિ કેળવવી એજ એક અમોઘ શસ્ત્ર–શ્રી ભગવાને સાધકને આપ્યુ છે. એ સાધનમા સાધકની જેટલે અંશે વેગવતી તીવ્રતા તેટલુ શીઘ્ર તેનુ ઈષ્ટ પરિણામ.

મનની ચચળતાનો માનવીને શો ખ્યાલ આવે? મન અને માનવી અભિન્ન બન્યા છે વિષયાધ્યાસને કારણે મનની ગતિ આગળ બીજી બધીજ ગતિઓ કુંઠિત બની જાય છે મન એટલુ ત્વરિત ગમનશીલ છે કે તેની સાથે કોઈપણ ગમન કરે તો તે પાછળ જ પડે વાયુ ગતિવાન છે, વિદ્યુત ગતિમાન છે, પ્રકાશ ગતિવાન છે, શબ્દ પણ ગતિવાન છે પણ એ બધાયની ગતિ કરતા પણ મન અધિક ગતિવાન છે મનની ગતિને કોઈ પહોચી શકે એમ નથી જાગ્રત અવસ્થામા એ મન જ્યા જ્યા ભટકે છે, જ્યા જ્યા પ્રવાસ કરી પાછુ આવે છે તેની કલ્પના કરવી મુશ્કેલ છે એ મન એકજ પળમા સમુદ્રપારના દેશોમા પ્રયાણ કરે છે, એકજ ક્ષણમા એ મન દેશાતરમા પ્રવાસ કરે છે, એકજ ક્ષણમા એ મન અનેક પરિસ્થિતિઓનુ નિરીક્ષણ–અનુભવ કરે છે એકજ ક્ષણમા એ મન અનેક કાળનો અનુભવ કરે છે અને છતાં એ કદી થાકતું નથી આપણે તો બે ગાઉ ચાલીએ તો પણ શ્રમિત થઇ જઈએ

પણ એ મન હજારો અને લાખો ગાઉનો પ્રવાસ કરે છે, સાત સમુદ્રને ઓળગી પેલે પાર જાય છે, સાત પાતાળમા ફરી વળે છે સ્વર્ગ, મૃત્યુ, બ્રહ્મલોક, વૈકુંઠ, વિષ્ણુલોક, આદિ ચૌદે ભુવનમા પ્રવેશ કરે છે અને પાછુ આવીને બેસે છે પોતાના સ્થાનમાજ! હજી તો બેઠુ ન બેઠુ ત્યા તો તે તુરત જ પાછુ વંટોળિયા પેઠે ઊડવા માડે છે એને ક્યા પકડશો તમે? જન્મો જશે એને જકડી રાખતા અને વશ કરતા છતાયે તમારો આરો નહિ આવે પણ હતાશ થશો નહિ શ્રી ભગવાન ભાખ્યા અમોઘ સાધનોનો હિંમત, અદમ્યઉત્સાહ અને ધીરજપૂર્વક ઉપયોગ કરી અભ્યાસ અને વૈરાગ્યનુ શરણુ લેશો તો ધીમે ધીમે એજ મન તમારી આગળ હાથ જોડી ઊભુ રહેશે ત્યારે તમે તેનો અનાદર ન કરશો, તેનો તિરસ્કાર પણ ન કરશો તેને આદર આપજો તેનુ સન્માન કરજો અને તેને સ્વરૂપાનુસધાનને માર્ગે વાળજો. તમે તેના દાસ બની રહેશો તો તમારો કોટિ જન્મે પણ ઉદ્ધાર ન થાય એ નિર્વિવાદ છે પણ તેજ જ્યારે તમારુ દાસત્વ સ્વીકારે ત્યારે તમે તેને આદર આપી તમે તેને સન્માર્ગ દાખવશો તો તમે પણ ભવસાગર તરશો અને તમારી પાછળ તે પણ તરશે આ સસાર સમુદ્રને!

અને તેથી જ જેને પોતાનુ પરમ કલ્યાણ સાધવુ છે, ભવસાગરને તરવો છે તેણે સર્વપ્રથમ મનોનિગ્રહ કરવાનો પ્રયત્ન આદરવો આવશ્યક છે મન તો સ્વભાવથી જ ચચળ છે બાળક જેવુ એક ક્ષણ પણ ઠરી ને ન બેસનારુ એ મન ગમે તે એક જ ધ્યેયને ચોટયુ રહે છે વિષયો એનુ સ્વભાવસિદ્ધ એક માત્ર ધ્યેય છે પણ એ ધ્યેય આત્માને બધનકર્તા છે એટલે એ ધ્યેયથી એને ચ્યુત કરવાની જરૂર છે અને તેથી જ તેને માટે વારવાર ચેષ્ટા કરવી એનેજ અભ્યાસ કહેવામા આવે છે એવો અભ્યાસ જ્યારે દીર્ઘકાળ—જ્યાસુધી મન તમારુ કહ્યાગરુ ન બને ત્યા સુધી પ્રયાસ કરશો ત્યારે જ એ મન થાકે પડશે અને પછી તમે એને જ્યા લઈ જશો ત્યા જશે પાળેલુ ગાડરુ જેમ તેના સાથીની પાછળ પાછળ તેના સકેત ઝીલી લઈ તદ્અનુરૂપ પગલુ માડશે તેમ જો મન તમારુ કહ્યાગરુ થયુ તો તો તમારો બેડો પાર અને તમે જો મનના કહ્યાગરા થયા તો ડુબ્યા જ છો ભવસાગરમા! અને તેથી

मन एवं मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।

એ પ્રમાણે કહેવામા આવ્યુ છે. મનને એ વિષયાભિમુખ વ્યાપારથી મોકળું કરવાને અને દિશાપાલટ કરી સ્વરૂપાભિમુખ બનાવવા માટે સત્સંગ જેવુ સરળ અને સચોટ બીજુ એકે સાધન નથી. એ મન અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા અ કુશમા આણી શકાય છે એ વાત સાચી પણ સર્વસાધારણ સાધક માટે એ અભ્યાસ વૈરાગ્યનો માર્ગ કપરો છે. સત્સગ એટલે "सतां सग" જે સત–સાઉ હોય તેનો સગ. સતોના સગમાં મનને વિષયોની વાતો સાંભળવાની મળતી નથી. વિષયોના વિચાર પણ કરવાનો મનને અવકાશ રહેતો નથી તો પછી વિષયોના દર્શન તો ક્યાંથી જ થાય? એ વિષયાતીત સતોના સમાગમના પરિણામે એ મનમા ભરેલા રાજસતામસયુક્ત ભાવો પણ સ્વય પલટાય અને સાત્વિક ભાવોનો ભરગાળો થાય એટલે પરમાત્માપરક પરમાણુઓ ચોમેર ફેલાયા હોવાથી આપોઆપ જ પરમાત્માપરક વિચારો અતંરમા આવે છે તેને સકલ્પ વિકલ્પ તો થશે જ કારણ કે મન એટલે જ સકલ્પવિકલ્પનો અખુટ ભડાર, પણ સત સમાગમના પરિણામે જે સકલ્પ–વિકલ્પો થશે તેમા પ્રપચ કે વ્યવહારની સ્વાર્થભરી ભાવના ભાગ્યે જ હશે તેમાં મોહ અને મમતાનો અભાવ જ હશે અને એ રીતે મન ધીમે ધીમે નિર્મળ બનતુ જશે. અને અતે શ્રી હરિને શરણે અનન્ય ભાવે જઇને અમન–સકલ્પવિકલ્પવિહોણુ મન બની જશે સત સમાગમ સસૃતિસહારક છે અને તેથી જ શ્રી ભગવાને :—

न रोधयति मा योगो न साख्य धर्म एव च ॥
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणा ।
व्रतानि यज्ञश्छदांसि तीर्थानि नियमा यमा ॥
यथावरुन्धे सत्सग सर्वसगापहो हि माम् ॥

"જગતમા જેટલી આસક્તિઓ છે તેને સત્સગ નષ્ટ કરી દે છે એજ કારણે જે પ્રકારે સત્સગ મને વશ કરી લે છે તે પ્રકારે મને યોગ સ્વાધ્યાય ધર્મપાલન, સાખ્ય, તપસ્યા, ત્યાગ, ઇષ્ટાપૂર્તિ અને દક્ષિણા મને વશ કરી શકતા નથી વ્રત, યજ્ઞ, તપ, વેદ, તીર્થ, યમ નિયમ પણ મને સત્સગ પ્રમાણે વશ કરવાને બળવાન નથી" એ પ્રમાણે ઉદ્ધવને કહીને સત્સગના શ્રેષ્ઠ તત્વના ગુણગાન ગાયા છે. જેમ વાસનાના નિસ્તાર અર્થે ભગવત્ સ્મરણ એક અમોઘ સાધન છે — એમ આપણે આગળ જોયુ તેમ સત્સગ મનને અમન કરવા માટે પણ

એક અમોઘ શસ્ત્ર છે. સત્+સંગ એટલે યોગી ઈત્યાદિ બ્રહ્મનિષ્ટ મહાપુરુષનો સંગ; પણ એવોસંગ તો અતિ દુર્લભ છે. નારદ ભક્તિસૂત્રમાં પણ

', महत्संगस्तु दुर्लभोऽगम्योऽमोघश्च " ॥ (ના. ૩૬)

"મહાપુરુષનો સંગ દુર્લભ અગમ્ય અને અમોઘ છે" એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. સંસારમાં સ્વધર્મપરાયણ, સદાચાર, સાધુસ્વભાવ, દૈવી સંપત્તિવાન પુરુષોની પ્રાપ્તિ અતિશય દુર્લભ છે. જેની કૃપામાત્રથી પરમ દુર્લભ યોગી જ્ઞાનીજન વાંચ્છિત ભગવત્ પ્રેમની પ્રાપ્તિ થઈ જાય એવા પ્રેમી મહાત્મા તો કવચિતજ પ્રાપ્ત થાય છે પણ તેની જ કૃપાથી એવા મહાપુરુષની પ્રાપ્તિ થઈ જાય છે.

अब मोहिमा भरोस हनुमंता, बिनुहरिकृपा मिलहिं नहिं संता ।
સદ્‌ભાગ્યે પૂર્વના પુણ્યનો ઉદય થાય અને ભગવત્ કૃપા થાય ત્યારે જ એવા ભગવત્ સ્વરૂપ સંતનો સમાગમ થાય છે અને તો જ સંસ્મૃતિનો નાશ થાય છે.

तस्मिंस्तज्जने भेदाभावात् । ના. ભ ૪૧ ।

ભગવાન અને તેના ભક્તમાં ભેદનો અભાવ હોય છે. સત્સંગ-સાધુસમાગમ દ્વારા કેવળ સંતપુરુષના સમાગમની જ વાત કહેવામાં આવી નથી પણ જે સારું હોય તે બધાંયનો સંગ કરવાનું સૂચન કરવામાં આવ્યું છે. સદાચાર, સદ્વિચાર, સારા માણસની સોબત, સારા ગ્રંથોનું પરિશિલન આદિનો સત્સંગમાં સમાવેશ કરવામાં આવ્યો છે અને તો જ સાધકને ઉન્નતિને માર્ગે લઈ જવામાં એ સાધનો સહાયક બને છે અને તેથી જ નારદજીએ

तदेव साध्यता तदेव साध्यताम् । ના. ભ ૪૨.
કહીને સત્સંગ સાધ્ય કરવાની ઘોષણા કરી છે.

આપણે ઉપર જોયું તેમ બ્રહ્માનુભવ થવામાં મન અને વાસના વિક્ષેપ રૂપે આડે આવે છે. તદ્‌ઉપરાંત ડોકિયું કરે છે અહંકાર-હુંકાર અને અનેક જન્મના કર્મના પ્રારબ્ધ પણ ભોગવવાના જ હોય છે. એ બધાંયના નિવારણ અર્થે કેવળ જ્ઞાનની જ આવશ્યકતા છે. એ જ્ઞાનનો જ્યારે અંતરમાં ઉદય થાય ત્યારે

તેના પ્રકાશમાં અજ્ઞાનજનિત વાસના, મોહ, અહંકાર આદિ સર્વ વિક્ષેપક તત્વોનો અને બીજા અનેક અંતરાયોનો તેજ ક્ષણે વિનાશ થશે અને જ્ઞાનના પ્રકાશમા સર્વત્ર બ્રહ્મ દર્શન થશે, સર્વત્ર બ્રહ્મનો અનુભવ થશે અને તેથીજ શ્રી ભગવાને :—

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।

એ પ્રમાણે કહીને જ્ઞાનનો મહિમા ગાયો છે અને એવા જ્ઞાનીનેજ પોતાનો આત્મા લેખાવ્યો છે. ज्ञानी त्वात्मैव मे मतम् । જ્યાંસુધી સર્વકર્મનો નાશ થતો નથી ત્યાંસુધી આત્મદર્શન શક્ય નથી. જ્ઞાન અગ્નિ સ્વરૂપ છે અને તેથી જેમ અગ્નિમાં પડેલ કાષ્ટ આદિ સર્વ પદાર્થો ભસ્મ થઈ જાય છે તેમ એ જ્ઞાનાગ્નિ સર્વકર્મનો નાશ કરે છે અને ત્યારે આત્મસાક્ષાત્કાર થાય એ પણ નિશ્ચિત છે.

તાત્પર્ય એ છે કે સાક્ષાત્કાર થાય છે એ નિર્વિવાદ છે, સાક્ષાત્કાર એક ભ્રમણા છે એમ કહેનારો જ ભ્રમિતચિત્ત છે એમ કહેવું ખોટું નથી. સાક્ષાત્કાર માટેની યોગ્યતાની ઉણપે જીવન વીતી જાય તો પણ આત્માનુભવ ન થાય તો તેથી સાક્ષાત્કાર થતો નથી એમ કહેવું એ વક્તાનું અભિમાન છે સાક્ષાત્કાર કિંવા આત્માનુભવ માટેની યોગ્યતા પ્રાપ્ત કરતાં તો અનેક જન્મ વીતી જતા હશે. અસ્તુ, એ પાત્રતાનો પણ આપણે વિચાર કરીશું ?

—(૦)—

# પ્રકરણ ૨

## તત્ત્વસ્વરૂપ

> अणोरणीयान्महतो महीयानात्मास्य जन्तोर्निहितो गुहायाम् ।
> तमक्रतुः पश्यति वीतशोको धातुप्रसादान्महिमानमात्मनः ॥
>
> (ક-૧-૨-૨૦)

"આ અણુથી પણ અણુતર અને મહાનથી પણ મહાન આત્મા જીવની હૃદયરૂપ ગુહામાં સ્થિત છે નિષ્કામ પુરુષ પોતાની ઇન્દ્રિયોના પ્રસાદથી આત્માનો આ મહિમાને જુએ છે, અનુભવે છે અને શોકરહિત બની જાય છે"

નળિયેરી મકાનમાં નળિયાની 'રજાઓમાંથી સૂર્યના કિરણો ઘરમાં આવે છે અથવા રજાળિયાઓમાંથી પણ સૂર્યના કિરણો ઘરમાં આવે છે એ રજાળમાં ઘણી વખત તો નરી આંખે નહિ દેખાય એવી સૂક્ષ્માતિસૂક્ષ્મ રજ વાયુમાં જાણે વહેતી હોય એવું પણ જણાય છે એ રજના કરતા બીજી સૂક્ષ્મ રજ હોવાનો સંભવ નથી એમ સૂક્ષ્માતિસૂક્ષ્મ ઝીણામાં ઝીણી રજ કરતા પણ આત્મા સૂક્ષ્મ છે એમ કઠોપનિષદકારે ઉપરના મંત્રમાં કહ્યું છે.

બ્રહ્મર્ષિ યાજ્ઞવલ્કયે પણ ગાર્ગિને અક્ષરબ્રહ્મનો સાંકેતિક ખ્યાલ આપતા,

"હે ગાર્ગિ,! એ તત્વને બ્રહ્મવેત્તાઓ અક્ષર કહે છે તે નથી જાડો કે નથી પાતળો, નથી નાનો કે નથી મોટો, તે રાતો નથી કે દ્રવ નથી, તે છાયા નથી કે અંધકાર નથી, તે વાયુ નથી કે આકાશ નથી, તે ઘટ્ટ નથી કે રસ નથી, તે ઘ્રાણ નથી કે નેત્ર નથી, તે કાન નથી કે વાણી નથી, તે મન નથી કે તેજ નથી, નથી પ્રાણ કે નથી મુખ, તે માપ નથી તેમાં અંતર નથી તે બહાર નથી, તે કશું જ ખાતો નથી અને તેને કોઈ ખાતું નથી" એ પ્રમાણે કહ્યું છે

આપણે ઘણીવાર જોઈએ છીએ કે પૃથ્વી પર, પૃથ્વીના પેટાળમાં, હવામાં, પાણીમાં, અને બીજી અનેક જગ્યાએ અસંખ્ય કલ્પનાતીત, સૂક્ષ્મ જંતુઓ જીવતા હોય છે એ જંતુઓ જે તત્વનું ચેતન પામીને જીવન ધારણ કરે છે તે તત્વ આત્મા છે વસ્તુત તો આત્મા સૂક્ષ્મ પણ

નથી કે મહાન પણ નથી, સૂક્ષ્મતાની કલ્પનાતીત અવસ્થા છે તે પણ મર્યાદિત છે. આત્મા અમર્યાદ છે. જે વસ્તુ મર્યાદિત છે તે વસ્તુ અવકાશને રોકે છે. આત્મા અમર્યાદિત હોવાથી અવકાશને રોકતો નથી અવકાશમા છે પણ અવકાશથી બહાર પણ તે આત્મા અવકાશનુ આવરણ છે. માની લઈએ, કે આત્મા અવકાશનુ આવરણ છે તો પણ તે અવકાશથી અલિપ્ત છેજ અને તેથી અવકાશને પણ પોતાનામા આવરી લઈને, અવકાશની પર નીકળી ઉભો છે. એ એકલો અસગ અપરિચ્છિન્ન આત્મા, જે સૂક્ષ્માતિસૂક્ષ્મ છે એથી પણ અધિકસૂક્ષ્મ છે. રજની આપણા વિજ્ઞાનશાસ્ત્રીઓ કલ્પના કરી શકે. પણ આત્મા કલ્પનાતીત હોવાથી તે સૂક્ષ્મ છે કે મહાન છે એ કહેવુજ નિરર્થક છે. બ્રહ્મર્ષિ યાજ્ઞવલ્ક્યે પણ ગાર્ગિને અક્ષરનો પરિચય કરાવતા કહ્યુ "બ્રહ્મવાદીઓ કહે છે" પોતે કશુ જ કહ્યુ નથી. અને જે સાચો તત્વદર્શી છે તે અક્ષરબ્રહ્મનુ કોઈપણ પ્રકારે વર્ણન કરતો નથી, કરી શકતો નથી આમ છતા જ્યારે ઉપનિષદકારે તેને અણુથી પણ અણુત્તર કહ્યો છે ત્યારે તેનો એક જ ઉકેલ છે અને તે એ છે કે પ્રાકૃત સર્જનમા જે સર્વથી સૂક્ષ્મ છે, જેનાથી બીજુ કશુ જ સૂક્ષ્મ હોવાનો સભવ નથી કિવા કલ્પના કરી શકાતી નથી તેનાથી પણ આત્મા સૂક્ષ્મ છે એ વાત અનિર્વચનીય આત્માના–અસ્વરૂપના સ્વરૂપના એક સકેત તરીકે જ કહેવામા આવ્યુ છે.

આપણે કલ્પનાતીત સૂક્ષ્માતિસૂક્ષ્મ તત્વનો વિચાર કરીએ તો તે પણ આકારવાન તો થયો જ ને ? તે પણ પ્રચ્છન્ન તો થયો જ ને ? તેને કશુ પણ નામ તો ખરુ જ ને ? તેનો પણ કશો આકાર તો હોય જ ને ? તેનુ કશુ રૂપ પણ ખરૂં જ ? અને આત્મા તો અપરિચ્છિન્ન છે. અનામ, અરૂપ, નિરાકાર છે. એ અશરીર આત્માને આકાર શી રીતે હોઈ શકે ? જ્યા શરીર છે ત્યા નામ, રૂપ અને આકાર છે. શરીર નથી, આકાર નથી, નામ અને રૂપ નથી એટલે જ તે અદશ્ય છે, અકથ્ય છે અને અવર્ણનીય પણ છે જ અને તેથી જ

"यतो वाचो निवर्तन्ते" । તૈત્તરીય ઉ ૫. ૨-૯ ૧ એમ કહીને આત્મા વાણીનો વિષય નથી એવુ તૈત્તરીય ઉપનિષદ્કારે પ્રતીત કર્યું છે. તાત્પર્ય એ છે કે સૂક્ષ્માતિસૂક્ષ્મ છે એમ કહીને એમ જ કહેવામાં આવ્યુ છે કે આત્માનું કદ કેવુ છે તે કહી શકાય એમ નથી. પણ તેના વિના પ્રાકૃત સર્જનનુ અસ્તિત્વ જ નથી.

ईशावास्यं इदं सर्वम् यत्किंच जगत्यां जगत्। १

"જગતમા જે કઈ સ્થાવર જંગમ સંસાર છે તે ઈશ્વરથી આચ્છાદિત છે". એવા ઈશાવાસ્ય ઉપનિષદના કથનથી અને मया ततमिदं सर्वं जगदव्यक्त मूर्तिना। "હુ જે અવ્યક્ત મૂર્તિ છું તેના વડે આ જગત વ્યાપ્ત છે." એવા શ્રી ભગવાનના શબ્દાનુસાર આ જગતમાં જે કાંઈ છે તે પરમ તત્વની શક્તિ વડે જ શક્તિસંપન્ન છે અને તેથી જ ઝીણામાં ઝીણી પ્રત્યેક વસ્તુ પ્રાણી પદાર્થમા એ તત્વ વ્યાપ્ત છે જ અને તે જ તત્વ મહાનમાં મહાન વસ્તુ પદાર્થ પ્રાણી આદિ સર્જનમા પણ વ્યાપ્ત છે જ એમ કહેવાનો આશય છે અને એમ કહીને એ તત્વ અવિભક્ત છે એમ પણ ગર્ભિત રીતે સૂચવવાનો આશય છે. એ આત્માને સૂક્ષ્માતિસૂક્ષ્મ કહેવા જશો તોપણ પરિચ્છિન્નતા આવશે. જો મહાનમા મહાન કહેવા જશો તો પણ એ પરિચ્છિન્ન બની જશે. એમ એ અપરિચ્છિન્ન આત્મા નથી સૂક્ષ્માતિસૂક્ષ્મ કે નથી મહાનથી પણ મહાન. એ જે છે તે અનિર્વચનીય છે અને તેથી જ એ તત્વનું સ્વરૂપ–પોતાનુ રૂપ જેવું કહ્યું જ નથી.

આમ આપણે તત્વના સૂક્ષ્માતિસૂક્ષ્મરૂપનો થોડો વિચાર કર્યો. હવે આપણે महतो महीयान् એ પદનો પણ થોડો વિચાર કરીએ. ઉપનિષદ્કારે महतो महीयान् એ પ્રમાણે કહીને આત્માની કલ્પનાતીત મહાન તરીકે કલ્પના કરીને તેની એ અવસ્થા પણ અનિર્વચનીય છે એવો સંકેત કર્યો છે.

' ' આત્મા મહાનથી પણ મહાન છે એમ આપણે માનીએ તો તે પણ નામ રૂપ અને આકારયુક્ત જેટલા મહાન પદાર્થો છે તે મહાન પદાર્થોથી એટલે જે પદાર્થો દ્દષ્ટિગોચર છે, જે પદાર્થોનું વાણીથી વર્ણન કરી શકાય છે, જે પદાર્થોનો વિચાર કરી શકાય છે તે બધાંય મહાનથી પણ મહાન પદાર્થો કરતા પણ આત્મા મહાન છે એમ આપણે માની લઈએ તો પણ તે પરિચ્છિન્ન તો ખરો જ ને? કારણ કે જ્યા જ્યાં આકાર છે ત્યા ત્યાં પરિચ્છિન્નતા તો આવશે જ "महतो महीयान्" એ પણ આત્માની વાસ્તવિક સ્થિતિ નથી જ પણ સંકેત માત્ર છે. કહેવાનુ તાત્પર્ય એ જ છે કે, જેમ સૂક્ષ્માતિસૂક્ષ્મ પ્રાકૃત પદાર્થ પરમતત્વની શક્તિ વડે શક્તિસંપન્ન બનીને સચેત છે તેજ રીતે મહાનથી પણ મહાન પ્રાણી પદાર્થ આદિ પણ એ જ પરમતત્વથી શક્તિશાળી બની જેમ કરોળિયાની કાયામાંથી તંતુ નીકળે તે અને તેનું જ જાળું ગૂંથાય છે તેજ રીતે જેના શરીરસ્વરૂપ

શરીરમાંથી જે પ્રકૃતિનો પ્રાદુર્ભાવ થયો છે તે પ્રકૃતિ પણ જે તત્વની શકિત વડે શકિતશાળી છે તે પ્રકૃતિ-કરતાં-પણ એ-પરમતત્ત્વ મહાન છે. એ પરમતત્વની શકિત વિહોણુ કોઈપણ પ્રાણી, પદાર્થ કે તત્વની કલ્પના જ અસ્તિત્વ ધરાવતી નથી. અણુરેણુ, પરમાણુમાં પણ સર્વાંસે પરમતત્વ જ વ્યાપ્ત હોવાથી અને તેની જ શકિત એ પરિચ્છિન્ન નામ-રૂપ આકારાત્મક પ્રકૃતિમાં કાર્યક્ષમ બનતી-હોવાથી જે જે આકાર છે, નામ છે, રૂપ છે તે બધાં જ તે પરમતત્વના નામરૂપ અને આકાર છે. તે બધાં જ પરમતત્વના નામ, રૂપ અને આકાર છે એમ કહેવાના આશયેજ ઉપનિષદ્કારે :–

"અણોરણીયાન્મહતો મહીયાન્ ।" એ પ્રમાણે વર્ણન કર્યું છે એમ માનવાને હરકત નથી અને તેથી જ

त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारि ।
त्वं जीर्णो दंडेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः (શ્વે. ૪–૩).

"તું સ્ત્રી છે, તુ પુરૂષ છે તું કુમાર યા કુમારી છે. અને તું જ વૃદ્ધ થઈને દંડને આધારે ચાલે છે અને તું જ ઉત્પન્ન થતાં અનેક-રૂપ બની જાય છે.'

એ પ્રમાણે કહીને સ્ત્રી, પુરૂષ, બાળક, વૃદ્ધ, યુવા જે કંઈ આકારો છે તે બધા જ તે પરમતત્ત્વ ના છે અને એવા જે જે આકારો છે તે આકારોને અનુરૂપ પણ તુજ આત્મા છે અને તેથી જ તે સૂક્ષ્માતિસૂક્ષ્મ છે અને મહાનથી પણ મહાન છે. વસ્તુતઃ આત્મા તો એક જ છે. તેને નામ નથી, રૂપ નથી, આકાર પણ નથી.

नैव स्त्री नपुमानेष नचैवायं नपुंसकः ।
यद्यच्छरीरमादत्ते तेन तेन स रक्षितः ॥ (શ્વે. ૫ ૧૦)

"આ આત્મા સ્ત્રી નથી પુરૂષ નથી કે નપુંસક નથી પણ તે જે જે શરીર ધારણ કરે છે તેનાથી તે સુરક્ષિત રહે છે." એમ કહીને પ્રાકૃત પદાર્થોનાં નામ, રૂપ અને આકારમાં આત્માનો વાસ છે એમ કહેવાનો ભાવ વ્યકત કર્યો છે.

अग्निर्यथैको भुवन प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ (कठ. २-२-९

वायुर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ (कठ. २-२-१०)

એ પ્રમાણેના કઠોપનિષદના વાકયાનુસાર આત્મા તો સર્વાન્તર્યામી એક જ છે. પણ તે જે જે આકારમા પ્રવેશ કરે છે તે તે આકારે અને તે તે નામે તે ઓળખાય છે. નામ અને આકાર ભુવનના છે, આત્માના નથી. વાસ્તવિકતા નામ રૂપ અને આકારની નથી કારણ કે એ તો જડ છે પણ જે શકિત–તત્ત્વ વડે એ નામ રૂપ અને આકાર ઓળખાય છે તે છે. શકિતના અભાવે, ચૈતન્યના અભાવે એ નામ રૂપ અને આકાર એકડા વિનાના મીંડા જેવા છે. આત્મા એક જ છે? તે સર્વાન્તર્યામી છે હાથીનો આકાર જોશો તો એ સ્થૂળકાય પ્રાણીમા પણ આત્મા એ જ તેનુ વાસ્તવિક સ્વરૂપ છે પણ વ્યવહારદૃષ્ટિએ તે હાથી છે. એ હાથી સ્થૂળકાય છે, તેનો આત્મા સ્થૂળકાય નથી. જગતમા જે કંઈ સચરાચર સર્જન છે તે સમસ્ત પરમાર્થદૃષ્ટિએ તો આત્મા જ છે પણ વ્યવહાર દૃષ્ટિએ તેના ભિન્ન ભિન્ન નામો છે, ભિન્ન ભિન્ન આકારો છે અને ભિન્ન ભિન્ન રૂપો છે તે આત્મા સૂક્ષ્મ પણ નથી અને, મહાન પણ નથી પણ સ્ફટિક જેવો છે. એતો કેવળ શક્તિ–ચૈતન્ય છે એ શકિત ચૈતન્ય જ એ નામ રૂપ અને આકારમાં રહ્યો [illegible] છે. સ્ફટિકને આપણે જે રંગ પર મુકીશું તે રંગનો તે જણાશે તેજ રીતે જે આકારને આપણે જોઈશું તે જ આકારનો તે આત્મા આપણને અજ્ઞાનદૃષ્ટિએ જણાશે. બાકી આકાર આત્માનો નથી પણ એ આકારમા રહેલી અરૂપ ગુપ્તશક્તિ આત્મા છે

जन्तोर्निहितो गुहायाम् ।

જીવની હૃદયરૂપ ગુહામા એ આત્મા રહેલો છે. આપણે એ પરમતત્વ 'महतः महीयान्' કેમ એ વાતનો થોડો વિચાર કરીએ.

પૃથ્વીએ કહ્યુ : "હુ મહાન કારણ કે હુ બધાને આધાર આપુ છુ!"

"ના," ભગવાને કહ્યુ : "તુ શેની મોટી? હુ તારાથી મહાન છુ! કારણ કે— गामाविश्य च भूतामि धारयाम्यहमोजसा ।

હુ પૃથ્વીમા પ્રવેશ કરીને મારા ઓજસ વડે સર્વને ધારણ કરુ છુ. તારામાં આ જે પવિત્ર ગધ છે તે— पुण्यो गन्धः पृथिव्याचं

"પૃથ્વીમા જે પુણ્યવતીગધ છે તે હુ છુ પછી તુ શાની મહાન?" અને પૃથ્વી બ્હીને મોએ બેસી ગઈ।

આપણે પૃથ્વીને મહાન ગણીએ: તો તેના કરતા પણ આત્મા મહાન છે કારણ આત્માના તેજ વડે અથવા આત્માની શકિત વડે એ સર્વને ધારણ કરતી છતા રસાતળ જતી નથી. જ્યારે પૃથ્વીમાથી આત્મતત્ત્વનુ આકર્ષણ લઇ આત્મા પોતાની શકિત સ કેલી લેશે ત્યારે એ પૃથ્વી જળતત્ત્વમા ગીગળી જશે; જળ બની જશે.

હવે 'અપ્' તત્વે માથુ ઊંચુ કર્યું. તેને પણ પોતાની મહત્તાનુ અભિમાન થયુ! "હુ મહાન, કારણકે મારા વિના જગતના જીવજતુઓ જીવી જ ન શકે, મારા વિના અન્ન પણ ન પાકે, મારા વિના વનસ્પતિ ઔષધીઓનો વિકાસ ન થાય; જો એને પાણી ન મળે તો એ ઉછરે પણ શી રીતે? મારા વિના વૃષ્ટિ ન થાય અને વૃષ્ટિના અભાવે જગત રસાતળ જાય! અને તેથી હુ મોટુ!"

ભગવાનનુ મુખ મલકયુ "તુ મોટુ કયારનુ?" ભગવાને કહ્યુ આ ઔષધીઓનુ પોષણ તો—

पुष्णामिचौषधी सर्वा सोमोभूत्वा रसात्मक ।

"રસરૂપ ચદ્ર થઈને ઔષધીઓનુ પોષણ તો હુ કરુ છુ. વળી તારામા જે રસતત્વ છે તેતો रसोऽहमप्सु कौंतेय । જળમાં રસતત્ત્વરૂપે તો હુ રહેલો છુ, અને એ રસ જ પ્રાણીમાત્ર ને

જીવન આપે છે. રસો વૈ સઃ । એ રસ તો મારું જ સ્વરૂપ છે. પછી મારાથી તું શી રીતે મહાન?" ભગવાને હસતા હસતા કહ્યું અને એ અપતત્વ શરમાયું!

આપણે અપતત્ત્વને મહાન માનીએ કારણ કે તે તેજ પ્રાણીમાત્રનું જીવન છે. અન્નવિના ચાલે પણ જળ વિના કેમ જીવાય! પાણીમા રહેનારા કરોડાવધિ જલચર પ્રાણીઓ તો જળના અભાવે મૃત્યુને જ આધીન બને. એ જળચર પ્રાણીઓનુ સર્વસ્વ તો જળ છે. જળ છે તો જ અન્ન પાકે અને તેના આહારથી માણસો જીવે, પણ જળતત્ત્વનાએ બધા કાર્યોના અધિષ્ઠાનરૂપે જે તત્વની આવશ્યકતા છે તે રસ છે. એ રસરૂપે તો પરમતત્ત્વ જ રહેલું છે. જે જેને આધારે પોતાનુ અસ્તિત્વ ટકાવી શકે તે તેના કરતા મહાન લેખાય અને; તેથી જ અપતત્ત્વ કરતા પરમતત્ત્વ મહાન છે.

હવે અગ્નિએ પોતાનું પોત પ્રકાશ્યું. "હું મહાન, હું ધારું તો પળમા સર્વને બાળીને ભસ્મ કરું, મારી ઉષ્મા વિના જગત જીવી શી રીતે શકે? મારી ઉષ્મા વિના સૂર્ય શી રીતે તપી શકે? મારા તેજ વિના સૂર્ય પણ ઝંખવાય, હું સર્વશ્રેષ્ઠ!"

"ના, તું શાનો શ્રેષ્ઠ? મારા તેજ આગળ તારું તેજ તો આગિયાના તેજ કરતા પણ ઓછું!"

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेवभान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥ (कठ. २. २. १५)

"ત્યા સૂર્ય પ્રકાશિત થતો નથી, ચંદ્રમા અને તારા પણ પ્રકાશિત થતા નથી અને વિદ્યુત પણ ત્યા ચમકતી નથી તો પછી આ અગ્નિની તો વાત જ શી કરવી? તે પ્રકાશમાન થવાથી જ આ બધું પ્રકાશિત થાય છે અને તેના પ્રકાશથી આ સમગ્ર પ્રકાશિત ભાસે છે. તો પછી હે અગ્નિ! તારો તો કયા ભાર?" થી ભગવાને કહ્યું.

એક વખત દેવો સન્મુખ બ્રહ્મવિદ્યા—ઉમા પ્રગટ થયા પણ તેને

ઈન્દ્રરાજ અને બીજા દેવો ઓળખી ન શકયા. ઈન્દ્રરાજે અગ્નિને,

"હે જાતવેદા, આ કોણ છે તેની તમે તપાસ કરો."

"આજ્ઞા દેવરાજ!" અને અગ્નિદેવ પોતાની શકિતના ઘમંડમા તે શકિત આગળ ઉપસ્થિત થયા અને પૂછ્યું તે બ્રહ્મવિદ્યા–ઉમાને :

"આપ કોણ?" બ્રહ્મવિદ્યા–ઉમાએ વળતો પ્રશ્ન કર્યો.

"આપનો જ પરિચય આપોને?"

"હું અગ્નિ, સમગ્ર સર્જનને પળમા ભસ્મ કરવાની મારામા શકિત! અને ઉન્નત શિરે અગ્નિદેવ ઉભા રહ્યા ઉમા આગળ. ઉમાએ એક તણખલું અગ્નિ આગળ મૂકયું અને

"આ તરણાને જ ભસ્મ કરોને"! એમ કહ્યું અગ્નિએ ઘણાય પ્રયત્નો કર્યા છતા તરણું જેમનું તેમ જ રહ્યું! અને અગ્નિદેવ હતવીર્ય ગયા દેવરાજ ઈન્દ્ર પાસે, "દેવરાજ, હું એને ઓળખી શકતો નથી."

આપણે અગ્નિને મહાન લેખીએ પણ અગ્નિમા જે અગ્નિ તત્ત્વ છે–દાહકતત્વ છે તે તો બ્રહ્મની જ શકિત છે. પછી તે બ્રહ્મ કરતા શી રીતે મહાન હોઈ શકે? શશિ અને સૂર્યની જે પ્રભા છે તે તો તજસ્મિ વિભાવસૌ।' એ શ્રી ભગવાનના શબ્દાનુસાર ભગવાન જ છે. આમ અગ્નિના જે તેજ અને ઉષ્ણતા એવા બે ગુણો છે તે તો પરમતત્ત્વના છે. તે પરમતત્વ અગ્નિમાથી પોતાની શક્તિ સંકેલી લે તો એ અગ્નિ વાયુમા લીન થઈ જાય પછી એ અગ્નિ શું કરી શકે? અને તેથી જ અગ્નિ કરતા મહાન પરમતત્ત્વ છે. અગ્નિ તો ભગવાનની અષ્ટધાપ્રકૃતિ–માની એક પ્રકૃતિ છે; અને તે પરમાત્માની શકિત પ્રાપ્ત કરીને આમ નાચેકૂદે છે. હવે આપણે વાયુની મહત્તાનો પણ વિચાર કરીએ.

'હું મહાન'! વાયુએ કહ્યું. "મારા ઝંઝાવાતે પ્રલય થાય, મારા ઝંઝાવાતે સાગર હેલાપ–હિલોળે ચઢે, મારા ઝંઝાવાતે વિશ્વ અસ્તવ્યસ્ત થઇ જાય, સર્જનનું અસ્તિત્વ જોખમાય, તેથી હું મહાન"! "તું મહાન શી રીતે?" पवन: पवतामस्मि। એ ન્યાયે તારામા જે પાવન કરવાની શકિત છે તે પવનરૂપે હું છું. એ પવન જ ન વાય તે તો તું તારો

પુરુષાર્થ શી રીતે દાખવી શકે ?" શ્રી ભગવાને કહ્યુ. "માતરિશ્વા ! આવો, ગર્વ ન કરો ! હુ સર્વશ્રેષ્ઠ અને સર્વથી મહાન છુ " દેવરાજ ઇન્દ્ર સમક્ષ એક વખત 'ઉમા' પ્રગટ થયા દેવરાજ તેને ઓળખી ન શકયા અને "માતરિશ્વા, તમે જાઓ અને આને ઓળખી લાવો" એવી આજ્ઞા કરી.

✓ વાયુદેવ પણ શક્તિના ગર્વમા તરબોળ બની ઉમા બ્રહ્મવિદ્યા સમક્ષ ઊભા વિનય તો એ શીખ્યા જ નહોતા ! ઊંચુ મસ્તક રાખી 'આપ કોણ ?" ઉમા બ્રહ્મવિદ્યાને વાયુદેવે પ્રશ્ન કર્યો " હુ માતરિશ્વા, ધારુ તો પળમા ઝઝાવાતે સર્જન રસાતળ કરુ?" અને "આ તણખલાનેજ ઉડવોને!" વચ્ચે જ ઉમા-બ્રહ્મવિદ્યાએ વાયુને કહ્યુ. અને ઉમાએ એક તણખનુ લઈ માતરિશ્વા આગળ મૂકયુ માતરિશ્વાએ પૃથ્વી-આકાશ એક કર્યા, પોતાની સર્વશક્તિનો વ્યય કર્યો, પણ તણખનુ ત્યાથી એક તલપૂર પણ ન ખસ્યુ ! ઉમાએ અટ્ટહાસ્ય કર્યું, માતરિશ્વા હતવીર્ય દેવરાજ પાસે ગયા અને "હુ એને ઓળખી શકતો નથી !" એમ કહી નત મસ્તક ઊભા રહ્યા !

આપણે વાયુને મહાન માની લઇએ પણ વાયુમા જે ક્રિયાશક્તિ છે તે તો પરમતત્ત્વની જ છે ને ! એ પણ પરમતત્વની અષ્ટધા પ્રકૃતિમાની એક પ્રકૃતિ જ છે ને ! પરમતત્વની દીધી ક્રિયાશક્તિ વિના વાયુ નિશ્ચેષ્ટ-નિઃસત્વ બની જાય એટલે, વાયુ પણ પરમતત્વના કરતા કનિષ્ટ જ છે.

અને આકાશ-સમગ્ર સર્જનને પોતાનામા આવરી લેનાર, સમગ્ર સર્જનને પોતાનામા વીટી લઈને રહેતુ એ આકાશ પણ કદાચ "હુ મહાન" એવો ગર્વ કરે, પણ એની ઉત્પત્તિ તો પરમતત્ત્વમાથી જ છે પરમતત્વના સકલ્પના પરિણામે પ્રાદુર્ભૂત ભગવાનની અષ્ટધા પ્રકૃતિમાથી એ પણ એક પ્રકૃતિ જ છે ને ! અને તેમા શ્રી ભગવાન શબ્દ રૂપે રહેલા હોવાથી અવકાશ મહાન શી રીતે ? અવકાશનુ અધિષ્ઠાન તો પરમતત્વ જ ને ! જે બીજાના જ આધારે રહી શકતો હોય તે તેના આધાર કરતા તો કનિષ્ટ જ ને? આધેય શ્રેષ્ઠ નથી, અધિષ્ઠાન શ્રેષ્ઠ છે. એ ન્યાયે પરમતત્ત્વ તો અવકાશ કરતા મહાન જ છે પરમતત્ત્વ આમ મહાન કરતા પણ મહાન છે

આપણે ઉપરની અગ્નિ અને વાયુની આખ્યાયિકાનો ઉલ્લેખ

કર્યો એ કઠોપનિષદ્‌ની આખ્યાયિકા છે.

આ તો આપણે ભગવાનની અષ્ટધાપ્રકૃતિમાંથી પંચમહાભૂતોનો વિચાર કર્યો. એ પંચમહાભૂતો કરતા પરમતત્વ મહાન છે.

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ (ગી ૭–૪)

"પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એમ આઠ પ્રકારે વિભાગ પાડેલી મારી આ પ્રકૃતિ છે."

હવે આપણે બાકીની ત્રણ પ્રકૃતિનો વિચાર કરીએ.

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धि बुद्धेरात्मा महान्परः ॥
महतः परमव्यक्तमव्यक्तात्पुरुष परः ।
पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः ॥ (कठ १ ३ १० ११)

'ઇન્દ્રિયોની અપેક્ષાએ તેના વિષયો શ્રેષ્ઠ છે, વિષયો કરતાં મન શ્રેષ્ઠ છે, મનથી બુદ્ધિ પર છે અને મહાન આત્મા, મહતતત્ત્વ બુદ્ધિથી પણ પરમ ઉત્કૃષ્ટ છે. મહતતત્ત્વથી શ્રેષ્ઠ છે અવ્યક્ત–મૂળ પ્રકૃતિ; અને એ મૂળ પ્રકૃતિ મહતતત્ત્વથી શ્રેષ્ઠ છે પુરુષ–પરમતત્વ ! પુરુષથી પર કશું જ નથી. તે જ સૂક્ષ્મતાની પરકાષ્ઠા છે અને તે જ ઉત્કૃષ્ટ ગતિ છે." એ પ્રમાણે કહીને કઠોપનિષદ્‌કારે પણ પરમતત્ત્વને સર્વથી શ્રેષ્ઠ મહાન લેખ્યું છે. આપણે જ્યારે अणोरणीयान् महतो महीयान् । એ સૂત્રનો વિચાર કરીએ છીએ ત્યારે આપણે પ્રકૃતિનો સર્વાંગી વિચાર કરવો રહ્યો. પંચમહાભૂતોના સયુક્તિક સંમિશ્રણના પરિણામે આ દશ્ય પ્રકૃતિનું પ્રાકટ્ય થયું છે. જેમ પરમતત્વ અવ્યક્ત છે તેમ મૂળ પ્રકૃતિ–ત્રણ ગુણોનો શંભુમેળો અવ્યક્ત છે. એ ત્રણ ગુણોના ક્ષોભના પરિણામે આ જે કંઈ દશ્ય જગત છે તે અને અદશ્ય છે તે સર્વનો પ્રાદુર્ભાવ થયો છે. એ પ્રકૃતિ પરમતત્વનું જ સર્જન છે અને તેથી પરમતત્ત્વ મહાન છે. અહીં આપણે કેવળ આકારનો જ વિચાર કરવાનો નથી પણ

સાથે સાથે આકારવાનની ઉત્પત્તિના કેન્દ્રનો વિચાર પણ કરવાનો છે.

હિમાલયને આપણે શ્રેષ્ઠ અને મહાન લેખીએ પણ તેને પૃથ્વીનુ અધિષ્ઠાન છે તેથી પૃથ્વી હિમાલયથી શ્રેષ્ઠ અર્થાત્ મહાન છે પુગો યથા હિમાલય જે શક્તિ વડે અવિચળ છે તે શક્તિ હિમાલય કરતા મહાન છે અને તે શક્તિ પરમતત્ત્વ છે હાથીને આપણે મહાન લેખીએ પણ હાથી જે શક્તિ વડે ઉભીત છે, તે શક્તિ તેના કરતા શ્રેષ્ઠ છે, મહાન છે એજ રીતે ઝાડ, પાન, પાષાણ, સરિતા આદિ સમસ્ત સર્જન સ્વશક્તિથી પોતાનુ અસ્તિત્વ ટકાવી રહ્યુ નથી પણ પરશક્તિથી જ તેનુ અસ્તિત્વ ટકી રહ્યુ છે, અને તેથી જ પરમશક્તિ સર્વથી મહાન છે આમ આપણે આત્મા–પરમતત્વ અણુથી પણ અણુ અને મહાનથી પણ મહાન છે એમ ઉપનિષદ્કારે કહ્યુ તેના કારણોનો વિચાર કર્યો આત્માનુ એક સ્વરૂપ છે અને તેથી શ્રી યાજ્ઞવલ્કને ગાર્ગિને કહ્યુ "એ બધાનો સમાવેશ બ્રહ્મમા થયો છે"

એટલું જ નહિ પણ જેને આત્મદર્શનની તમન્ના છે, આત્મદર્શન એ જ એક માત્ર જેનો એકમેવ શિવસંકલ્પ છે તેને માટે સાધન પણ ચીંધ્યું છે.

વૃક્ષ અને વનસ્પતિમા આત્મા છે, તમને કેમ દેખાતો નથી? પહાડ અને પાષાણમા આત્મા છે, નદી અને સાગરમા આત્મા છે, પૃથ્વી અને પાતાળમા આત્મા છે, માનવી અને પ્રાણીમાત્રમા આત્મા છે, અરે! આત્મા ક્યા નથી? એ સર્વગત આત્માનો અભાવ જ નથી, છતાં તમને કેમ દેખાતો નથી? પણ એમા દોષ તમારો નથી. તમને આત્મદર્શનની તીવ્ર સંવેદના નથી એટલે તો ઝાડને જોઈને 'એ તો ઝાડ છે.' એમ કહી તમે સંતોષ માનશો. એક વૈજ્ઞાનિક પણ એ જ ઝાડને જોશે, અને 'એ આત્મા છે' એમ કહેશે. શું તમારી દૃષ્ટિમા અને તેની દૃષ્ટિમા ફેર છે? હા, તમારી દૃષ્ટિ સ્થૂળ છે, તમે જેમ બીજી વસ્તુઓ ચર્મદૃષ્ટિએ નિરખો છો તેમજ એ વૃક્ષને જુઓ છો. વૈજ્ઞાનિકની દૃષ્ટિ જુદી છે. તે સૂક્ષ્મ દૃષ્ટિએ જુએ છે. જેનામા આત્મા છે, જે આકારની ઉત્પત્તિ છે, સ્થિતિ છે અને તેનો જ લય પણ છે એવું એ વૈજ્ઞાનિક જાણે છે. તે જ્યારે વૃક્ષને જુએ છે ત્યારે તેની ઉત્પત્તિ, વિકાસ અને લયની પ્રકૃતિનો તેને ખ્યાલ આવે છે. તે જુએ છે તે એ વૃક્ષના કેવળ સ્થૂળ દેહને જ જોતો નથી પણ તે સ્થૂળનો વિકાસ કેમ થાય છે, તે સ્થૂળ દેહનો લય કેમ થાય છે અને તેની ઉત્પત્તિ કેમ થાય છે વગેરે સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારપૂર્વક જૂએ છે, અનુભવે છે અને એ ક્રિયા–ઉત્પત્તિ, સ્થિતિ અને લયની ક્રિયા–એ સ્થૂળ વૃક્ષ જડ હોવાથી પોતે કરી શકતું નથી પણ એ અચેતન છતા ચેતનવત્ વૃક્ષ આત્માના કારણે જ એ ક્રિયા કરી શકે છે. આત્માનું ચૈતન્ય એ ક્રિયાને આભારી છે. તે એ વૃક્ષના વિકાસને પોતાના શરીરના વિકાસ સાથે સરખાવશે. તે કહેશે, "હું બાળક હતો, મોટો થયો, ઘડપણ આવશે અને એક દિવસ આ શરીરનું મૃત્યુ પણ આવશે." તેજ રીતે આ વૃક્ષ પ્રથમ બીજરૂપે હતું; તે બીજનો પૃથ્વી, પાણી, વાયુ, તેજ આદિ તત્ત્વો સાથે સમાગમ થયો; અને તેમાથી તે બીજ અંકુરિત થયું. તે અંકુરનો વિકાસ થયો અને એક નાનકડો છોડ થયો. તેજ છોડનો વિકાસ થતા તેમાથી વૃક્ષ થયું, તેને ફૂલ આવ્યા, ફળ આવ્યા અને તે વૃક્ષ સુકાઈ

ગયું—મરી ગયું

માનવ શરીરમા જેમ આત્મા રહેલો છે તેમ સચરાચર સમસ્ત સર્જનમા પણ આત્મા રહેલો છે, તે આત્મા સ્થૂળ દૃષ્ટિએ જોઈ–અનુભવી શકાતો નથી. તેને માટે તો તીક્ષ્ણ અને સૂક્ષ્મ દૃષ્ટિ–બુદ્ધિની જરૂર છે. પદાર્થોને તેના જે સ્વરૂપમા આપણે જોઈએ છીએ, તે તેનું મૂળ વાસ્તવિક સ્વરૂપ નથી. એક વસ્ત્ર—અથવા એક ઘટ–આપણી નજર સમક્ષ પડયુ હોય તો તેનુ તે વાસ્તવિક સ્વરૂપ નથી. વસ્ત્ર તો ઉત્પન્ન થયુ છે. ઘટ તો ઉત્પન્ન થયો છે, તો એનું મૂળ સ્વરૂપ શું ? એનું મૂળ સ્વરૂપ તો વણકર જાણે કે પ્રજાપતિ જાણે. વણકર તમને કહેશે આ વસ્ત્રનું મૂળ સૂતરનો તતુ–તાતણો છે, પણ એક ખેડૂતને તમે વસ્ત્ર બતાવશો તો કહેશે. ના, એ એનું મૂળ સ્વરૂપ તો 'રૂ' છે. રૂની જ અનેકવિધ ક્રિયાઓના પરિણામે એ જ રૂનું વસ્ત્રમાં રૂપાંતર થયું છે, એ એ રૂપાંતરની ક્રિયા–એ રૂનું પરિણામ જાણવા માટે સૂક્ષ્મ બુદ્ધિની આવશ્યકતા છે અને તેવી સૂક્ષ્મ બુદ્ધિવાળા નિષ્ણાતોજ તમને વસ્તુના મૂળ સ્વરૂપનું જ્ઞાન આપશે. એ જ્ઞાન અનુભવજનિત છે, એમ કહીને ઉપનિષદ્કારે જે વાત કહી છે એ અનુભવજનિત સિદ્ધાંત છે જે જડબુદ્ધિનો છે. તે તો 'હુ જ દેહ છુ' એમ કહેશે પણ આ દેહનાં લક્ષણો તો એવા છે કે એ જન્મે છે; મરે છે અને પુનઃ પુનઃ જન્મે છે, અને મરે છે, અને એવુ તેને કોઈક સમજાવશે ત્યારે દેહના લક્ષણ અને આત્માના લક્ષણનો વિચાર કરવાનું તેને દિશાસૂચન થશે આત્માના લક્ષણ તો દેહના લક્ષણથી વિપરીત છે.

न जायते म्रियते वा विपश्चि
न्नायं कुतश्चिन्न बभूवकश्चित् ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ (क १ २ १८)

આ મેધાવી વિપશ્ચિત આત્મા ઉત્પન્ન થતો નથી કે મરતો નથી, એ બીજા કોઈ કારણે ઉત્પન્ન થયો નથી અને પોતે પણ કાંઈ બન્યો નથી. આ અજન્મા, નિત્ય શાશ્વત અને પુરાતન આત્મા છે. શરીરને

હણવામાં આવે તોપણ એ હણાતો નથી.

આત્મા અજન્મા છે, અને મરણ-ધર્મા નથી એમ જ્યારે જડ બુદ્ધિવાનના સમજવામાં આવશે ત્યારે તે કહેશે, "હું દેહ નથી પણ દેહ કરતાં બીજું જે કાંઇ છે તે હું છું." આમ તેની એક જડતા દૂર થઇ. વળી તેને બીજું કોઈ કહેશે, "નાત્મા વપુઃ" શરીર આત્મા નથી—ત્યારે તે વિચારમાં પડશે ત્યારે તો કહેશે કે શરીર શું છે? અને આત્મા શું છે? આત્મા અને શરીરનો શો સંબંધ છે?

વળી તેને કોઈ બુદ્ધિશાળી માનવી મળશે અને આત્મા શરીર નથી પણ...

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥ ( गी १० २० )

"હે અર્જુન! હું સર્વ પ્રાણીઓનાં હૃદયમા રહેલો આત્મા છું, અને ભૂતોના આદિ મધ્ય અને અંતમાં પણ હું જ છું."

अशरीरं शरीरेष्वनवस्थेष्ववस्थितम् ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ ( कठ १ २ २२ )

"જે શરીરમા શરીરરહિત છે અને અનિત્યોમા પણ નિત્ય સ્વરૂપે છે, તે મહાન અને સર્વવ્યાપક આત્માને જાણીને બુદ્ધિમાન પુરુષ શોક કરતો નથી."

આ છે શરીર અને આત્માનો સંબંધ. આત્મા દેહી છે, દેહમા રહેવા છતાંય દેહના સર્વધર્મોથી આત્મા મુક્ત છે. દેહના ધર્મ તો...

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ ( गी २ १३ )

"જેમ દેહધારીને આ દેહમાં બાળપણ, યૌવન અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત

થાય છે. તેમ બીજા દેહની પ્રાપ્તિ થાય છે, ધીરજવાન પુરુષ તેથી મોહ પામતો નથી." આત્માને નથી જન્મ, નથી બાલ્ય, નથી યૌવન કે નથી જરા અવસ્થા. આત્માને તો મૃત્યુ પણ નથી, તેથી દેહમા હોવા છતા આત્મા દેહથી વિલક્ષણ છે. આ છે દેહ અને આત્માનો સબધ! આમ જ્યારે એ જડ, બુદ્ધિવાનને સમજાશે કે 'હું' દેહ પણ નથી અને દેહ મારો પણ નથી' ત્યારે તેને વિચારની બીજી દિશા સૂઝશે, પણ એ તેને બનાવે કોણ? જેણે અનુભવ કરી જાણ્યું હોય કે દેહ જડ છે, આત્મા ચેતન છે. આત્મા દેહ નથી પણ દેહમા રહેલ દેહી છે, દેહમા રહેવા છતા આત્માને દેહમા અહંતા કે મમતા નથી એવું જેણે સૂક્ષ્મ બુદ્ધિ દ્વારા અનુભવીને પોતાના અંતરમાં ઉતાર્યું હોય અને સ્થિર કર્યું હોય તે જ એ વાત બીજાને ગળે ઉતારી શકે, સમજાવી શકે. સામાન્ય માનવીની બુદ્ધિ એવી સૂક્ષ્મ હોતી નથી, એટલે આવી ઝીણી વાતો તેના સમજવામા આવતી નથી, કદાચ સમજાય તોપણ તેને ગળે ઉતરતી નથી, અને ગળે ઉતરે તોપણ, તેને તેનો અનુભવ થતો નથી અને પાછો પ્રસંગ આવે, 'હું દેહ, મારો દેહ' વગેરે મમત અને અહંતાભર્યા આચાર કરવામાં પાછી પાની ન કરે! આ કારણે જ તેને આત્મદર્શન થતુ નથી. પરોક્ષ જ્ઞાન દ્વારા આત્મદર્શનનો અનુભવ થતો નથી. પરોક્ષ જ્ઞાનનો અપરોક્ષ અનુભવ કરવાને સાધકે આગળને આગળ ચાલવું જ જોઇએ. પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી આત્મદર્શનની યોગ્યતા તેનામા આવતી નથી.

આ મંત્રમા આત્મદર્શનની યોગ્યના માટેના બે સાધનોનું વર્ણન કરવામા આવ્યું છે. સૂક્ષ્મ બુદ્ધિ હોવી જરૂરી છે, તે બુદ્ધિ અગ્ર એટલે તીક્ષ્ણ હોવી પણ જરૂરની છે અને તે વ્યક્તિ પણ સૂક્ષ્મદર્શી હોવી જરૂરની છે. આ યોગ્યતા જેનામા હોય તે આત્મદર્શન માટે લાયક લેખાય એવો આ મંત્રનો ભાવાર્થ છે.

આપણી બુદ્ધિ છે તો ખરી પણ મોભાગ્ર છે, જાડી છે. જેમ મકાનના મોભનો આગલો છેડો જાડો અને બુઠ્ઠો આવે છે તેવી આપણી બુદ્ધિ પણ પદાર્થ જોઇને તેનું તાત્પર્ય શોધી કાઢવામા જડ હોય છે, પણ જેની બુદ્ધિ એક પદાર્થ જોઈને તેનું તાત્પર્ય શોધવામા, તે પદાર્થની

ઉત્પત્તિ સ્થિતિ લય આદિ કારણો શોધી કાઢવામા કુશાગ્ર એટલે ઝીણી બુદ્ધિ હોય છે એટલે કે જે જાણવાની ઉત્કંઠાપૂર્વક કૂતુહલવૃત્તિથી એક દીઠી વસ્તુના મૂળ સુધી જઇને તેના સમગ્ર ગુણદોષ આદિ ઇતિહાસનું અન્વેષણ કરી પોતાના મનનું સમાધાન કરવાને શક્તિમાન છે તે માનવી સૂક્ષ્મ બુદ્ધિનો અને તીક્ષ્ણ બુદ્ધિવાળો છે. એવો માનવી જો આત્મદર્શન માટે પ્રવૃત્ત થાય તો તેની એ ટેવને લીધે ચીવટપૂર્વક વળગી રહીને, આત્મતત્ત્વના મૂળ સુધી જઇને તેમાં પ્રવેશ કરીને આત્માનુભવ કરી શકે છે. સૂક્ષ્મદર્શી હોવું જરૂરનું છે. એ બીજી લાયકાત છે.

કોઇને પ્રત્યેક દીઠી વસ્તુની ખોજ કરવાની ટેવ છે. તે મનુષ્યે એક શરીર જોયું. આંખ, કાન, નાક, મો, હાથ પગ, આદિ સર્વાંગ સુંદર એ શરીર પૃથ્વી પર નિશ્ચેષ્ટ પડયું હતું. પછી તેણે પોતાના શરીર પ્રત્યે દૃષ્ટિ ફેરવી પોતાનું શરીર પણ તેને સર્વાંગ સુંદર જણાયું. પણ પોતાનું શરીર સક્રિય જણાતા તેને વિચાર આવ્યો. "આમ કેમ ?" આ શરીર પડયું છે તેવું જ મારૂં પણ શરીર છે. એ શરીરમાં એવું શું નથી કે જેથી તે ક્રિયાહીન નિશ્ચેષ્ટ પડયું છે ? માર્ગમા જતા કોક વટેમાર્ગુએ તેને વિચારમગ્ન જોયો અને નિશ્ચેષ્ટ પડેલા મૃત શરીરને જોયું. સહજ-ભાવે પ્રશ્ન કર્યો :-

"કેમ ભાઈ ! શું વિચાર કરો છો ?"

"હું જોઇ રહ્યો છું આ ક્રિયાહીન શરીરને અને મારા શરીરને ! મારા શરીરમા એવું શુ છે કે જેના કારણે તે સક્રિય છે? આ શરીરમાં એવું શું નથી કે જેના કારણે તે નિશ્ચેષ્ટ પડ્યું છે ?"

પ્રેક્ષકે જવાબ આપ્યો : "ભલા આદમી, એમાં આમ ગંભીર કેમ બની ગયો છે ? એના પ્રાણ પંખેરૂ ઊડી ગયા છે!"

"એટલે ?"

"એટલે એ મરણ પામ્યો છે."

"મરણ પામે એટલે તેના શરીરમાંથી શું નીકળી જાય ?"

'તેના પ્રાણ નીકળી જાય જે શક્તિના જોમ વડે તમારૂં શરીર સક્રિય છે તે શક્તિ હણાઈ જાય ત્યારે તે શરીર મરણ પામ્યુ કહેવાય "

"એમ ત્યારે, આ શરીર મરી ગયુ છે, અને મારૂ શરીર સજીવ છે એમજને!" "હા"

"શરીરમાથી પ્રાણ નીકળી જાય છે કે બીજુ પણ કઈ નીકળી જાય છે?" હા, "પ્રાણ જાય છે તેની સાથે તે શરીરમા રહેતુ સૂક્ષ્મ શરીર એટલે પાચપ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, મન, બુદ્ધિ ચિત્ત અને અહકાર નીકળી જાય છે. જેની ચેતના વડે એ સૂક્ષ્મ અને સ્થૂળ શરીર ક્રિયાવાન છે તે ચૈતન્ય સ્વરૂપ જીવ એ શરીરમાથી નીકળી બીજા શરીરમા જાય છે"

"પણ આ આખ કાન નાક વગેરે તો છે ને?"

"હા, એ તો છે પણ જ્ઞાનેન્દ્રિયના ગોલક જ છે એમા જ્ઞાનેન્દ્રિય નથી. એ આખ, કાન, નાકમા ક્રિયાશક્તિ કે જ્ઞાનશક્તિ નથી જે ચેતન વડે એ ઇન્દ્રિયો સચેત હતી તે પ્રેરણા દેનાર શક્તિ એ શરીરનો ત્યાગ કરી ગઇ છે બત્તીના ગ્લોબ રહ્યા છે પણ તેમા જેમ પ્રકાશ નથી તેમ શરીર રહ્યુ છે પણ તેનુ ચેતન હણાઇ ગયુ છે" "ત્યારે ચૈતન્ય વિના શરીર સક્રિય રહી શકતુ નથી એમ જ ને!" 'હા!" 'તો પછી શરીરનુ શુ થશે?' 'એને ભૂમિમા દાટશે ત્યા જીવજતુઓ એને ફોલી ખાશે, એ સડી જશે અને માટીમા ભળી જશે અથવા એને પાણીમા વહેતુ મૂકશે ત્યા માછલાઓ અને બીજા જળચર પ્રાણીઓ એને ફોલી ખાશે એના હાડકા પાણીમા તણાશે અથવા એને અગ્નિમા બાળશે ત્યા એ શરીરની રાખ બનશે પચમહાભૂતમા પચમહાભૂત મળી જશે અને જીવ તો—

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा न्यन्यानि संयाति नवानि देही ॥ (ગીતા ૨–૨૨)

'જેમ મનુષ્યો જૂના વસ્ત્રો ત્યજીને નવા વસ્ત્રો ધારણ કરે છે, તેમ દેહધારી આત્મા, જૂના શરીરનો ત્યાગ કરી બીજા નવા શરીરો ધારણ કરે છે,"

શ્રીભગવાનના એ શબ્દો અનુસાર એ નવુ શરીર ધારણ કરશે." "એ શરીર કયા હોય છે?" "એને એના પ્રારબ્ધ અનુસાર બીજું શરીર મળે છે તે કયા હોય છે તે નિશ્ચિત હોતું નથી." "એમ છે ત્યારે." અને પ્રશ્ન પૂછનાર ધીમે ડગલે આગળ ચાલ્યો. ઉત્તર દેનાર પણ પોતાને માર્ગે આગળ ચાલ્યો ગયો.

આ કોઈ બનેલા પ્રસંગનો ઉલ્લેખ નથી. આ તો સૂક્ષ્મબુદ્ધિ કેવી હોવી જોઇએ ઝીણવટ કેવી હોવી જોઈએ અને જિજ્ઞાસા કેટલી હદ સુધી જવી જોઈએ, વગેરે સૂક્ષ્મ બુદ્ધિના દૃષ્ટાંતરૂપે છે. જ્ઞાન પ્રાપ્ત કરવા માટે બાળક જેવી કુતુહલવૃત્તિ "આ શું? એમ કેમ?" વગેરે જરૂરનું છે. આત્મ સાક્ષાત્કાર થતો નથી એમ તુમે કહો છો. પણ આ યોગ્યતા છે તમારામા? એ યોગ્યતા પ્રાપ્ત કરો અને પછી તમને આત્મદર્શન ન થાય તો ઉપનિષદકારના આ મંત્ર પર હડતાલ મારજો. આત્મસાક્ષાત્કાર અર્થે એટલું જ એકલું પૂરતું નથી. આ તો છે પાશેરામા પહેલી પૂણી. હજી તો એવી કેટલીક યોગ્યતા પ્રાપ્ત કરવી પડશે. દિલ્હી હજી તો ઘણી જ દૂર છે. અહી મંત્રકારે બુદ્ધિની વાત કરી છે! હા, त्वग्रया सूक्ष्मया बुद्धया। સૂક્ષ્મ અને તીક્ષ્ણ બુદ્ધિ આવશ્યક છે આત્મદર્શન અર્થે. કારણ કે આત્મા એ બુદ્ધિરૂપ ગુહામા ઘર કરીને બેઠો છે.

બુદ્ધિ તો ભગવાનની અષ્ટધા પ્રકૃતિમાની એક છે. એ પ્રાકૃત બુદ્ધિ આત્મદર્શન કરવાને યોગ્ય નથી. એનુ કાર્યક્ષેત્ર પ્રકૃતિ છે. આત્મદર્શન એ પ્રકૃતિના કાર્યથી પર છે. તેથી એ પ્રાકૃત બુદ્ધિને સૂક્ષ્મ અને તીક્ષ્ણ કરવાની જરૂર છે. બુદ્ધિમા જેમ જેમ સૂક્ષ્મતા અને તીક્ષ્ણતા આવતી જાય તેમ તેમ તેની જડતા ઓછી થતી જાય છે અને તેટલે અંશે તે પ્રકૃતિથી પર થતી જાય છે, અને ત્યારે તેને મેધા, પ્રજ્ઞા આદિ સંજ્ઞા અપાય છે. બુદ્ધિની એ જડતા આવવામા પ્રકૃતિ મુખ્યત્વે ભાગ ભજવે છે વાસનાઓ, વિષયો પ્રત્યે અનુરાગ, મોહ, આદિ વિકારો સૂક્ષ્મ બુદ્ધિને વિકૃતિ બનાવે છે બુદ્ધિને રાતદિવસ મનનો જ સહવાસ છે અને મન કર્માશય હોવાથી [illegible] સંસ્કારોનો અખૂટ ભંડાર [illegible]

અંત [illegible] તરફજ એ મનની નજર હોવાથી

મનનું [illegible] ફુરજ હોય છે. રાતદિવસ મન

વિચરે [illegible] કાર્યક્ષેત્ર વિષય જ બની રહે છે.

મનને વિષયોનું સતત ધ્યાન રહેતું હોવાથી અને બુદ્ધિ મનને અનુસરતી હોવાથી બુદ્ધિનું કાર્યક્ષેત્ર પણ સંકુચિત બની જાય છે. તેથી જ્યાં સુધી બુદ્ધિ મનની પકડમાં રહે ત્યાંસુધી તેની વિષયાભિમુખવૃત્તિ જવાનો સંભવ નથી એટલું જ નહિ પણ તેને પરમાર્થનો વિચાર કરવાનો પણ અવકાશ નથી. પરમાર્થ વિષયક સંકલ્પ જો બુદ્ધિ આગળ આવે તો તેનો બુદ્ધિ નિર્ણય કરી શકે. એ બુદ્ધિને તીક્ષ્ણ અને સૂક્ષ્મ બનાવવા તેને મનનો સંગ છોડાવવો આવશ્યક છે. લોહ સ્વરૂપે જડ છે પણ તેના ઉપર સંસ્કાર કરવાથી, તેને અગ્નિમાં તપાવી ટીપી ટીપીને તીક્ષ્ણ કરવાથી તે તણખા પણ કાપે છે. અને મહાકાયવૃક્ષ પણ કાપી શકે છે. એમ સ્કારો દ્વારા લોહની જડતા જેમ ટળી જાય છે અને તે સૂક્ષ્મ બને છે તેમ બુદ્ધિ પણ સંસ્કાર દ્વારા જડતામુક્ત બનીને તીક્ષ્ણ બની જાય છે ત્યારે આત્માનો વિચાર કરવાને યોગ્ય થાય છે.

આત્મદર્શન અર્થે બુદ્ધિ "ઋતંભરા" હોવી જરૂરી છે. ઋતંભરા પ્રજ્ઞાની વ્યાખ્યા કરતા ઋતંભરા પ્રજ્ઞા વસ્તુના સત્ય સ્વરૂપને ગ્રહણ કરવાવાળી બુદ્ધિને કહી છે. એ પ્રજ્ઞામા સંશય – ભ્રમનો લેશમાત્ર પણ અંશ રહેતો નથી વેદશાસ્ત્ર અને મહાન પુરૂષોના વચનોથી વસ્તુનું સામાન્ય જ્ઞાન થાય છે પૂર્ણ જ્ઞાન થતુ નથી. એજ રીતે અનુમાનથી પણ સાધારણ જ્ઞાન થાય છે. ઘણાય સૂક્ષ્મ પદાર્થોમા તો અનુમાન પણ થઈ શકાતું નથી. એટલે વેદશાસ્ત્ર આદિના સ્વરૂપનું જે વર્ણન છે તે શ્રવણ કરવાથી જે તદ્‌વિષક જ્ઞાન થાય છે અને નિશ્ચિત થાય છે છે તેને "શ્રુતબુદ્ધિ" કહી છે. એજ રીતે યુક્તિ, અનુમાન પ્રમાણ દ્વારા વસ્તુના સ્વરૂપનો નિર્ણય થાય છે તેને "અનુમાન બુદ્ધિ" કહેવામા આવી છે. આ બંને પ્રકારની બુદ્ધિવૃત્તિ સ્વરૂપનુ સામાન્ય રૂપથી જ વર્ણન કરે છે. સ્વરૂપનું અંગપ્રત્યંગ જ્ઞાન એ ઉભય બુદ્ધિ દ્વારા થતું નથી. પણ, ઋતંભરા પ્રજ્ઞા દ્વારા સ્વરૂપનુ યથાર્થ અને અંગપ્રત્યંગ જ્ઞાન પૂર્ણ થાય છે તેથી તે એ બંને પ્રકારની બુદ્ધિઓથી શ્રેષ્ઠ છે.

ઋતંભરા પ્રજ્ઞા દ્વારા ઉત્પન્ન થતા સંસ્કારો બીજા સંસ્કારોનો પ્રતિબંધ કરે છે. બીજા સંસ્કારોને પ્રવેશ કરવા દેતી નથી. મનુષ્ય જે કોઈ વસ્તુનો અનુભવ કરે છે, જે કાંઈ ક્રિયા કરે છે તે સર્વના સંસ્કારો અંતઃકરણ ઉપર રેખાય છે અને એકત્ર થાય છે. તેને જ યોગશાસ્ત્રમાં

કર્માશય કહેવામા આવે છે એ જ મનુષ્યને સંસારચક્રમા ભ્રમણ કરાવવાનુ મુખ્ય કારણ છે એ કર્માશયના નાશથી મનુષ્ય મુક્તિલાભ પ્રાપ્ત કરી શકે છે ઋતભરા પ્રજ્ઞા જ્યારે પ્રકાશિત થાય છે ત્યારે મનુષ્યને પ્રકૃતિના યથાર્થ રૂપનુ ભાન થાય છે, ત્યારે તેને પ્રકૃતિ અને તેના કાર્યો પ્રતિ સ્વભાવથી જ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે એ વૈરાગ્યના સંસ્કારો, એકત્રિત સર્વ પ્રકારના રાગદ્વેષમય કાર્યસંસ્કારોનો નાશ કરે છે અને પરિણામે યોગી મુક્તાવસ્થાની સમીપ પહોચે છે.

આ પ્રમાણે યોગસૂત્રકારે ઋતભરા પ્રજ્ઞાની વ્યાખ્યા કરી છે તાત્પર્ય, એટલુ જ છે કે આત્મદર્શનઅર્થે જે બુદ્ધિની આવશ્યકતા છે તે નિઃસંશય અને નિર્મળબુદ્ધિ છે અને તેજ જ્યારે સૂક્ષ્મ અને તીક્ષ્ણ થાય છે ત્યારે આત્મદર્શનમા સહાયક બને છે. અસ્તુ,

ઉપનિષદકારે શરીરને રથની ઉપમા આપી છે અને આત્માને—જીવને—રથારૂઢ રથીની ઉપમા આપી છે બુદ્ધિને સારથીની ઉપમા આપી છે મનને લગામની ઉપમા આપી છે ઇન્દ્રિયોને ઘોડાની ઉપમા આપી છે અને વિષયોને તેનુ ગોચર—માર્ગની ઉપમા આપી છે શરીર મન અને ઇન્દ્રિયો યુક્ત આત્માને ભોક્તા કહ્યો છે

આપણને એ બધા રૂપક સાથે સબંધ નથી આપણે માત્ર બુદ્ધિનો જ વિચાર કરીએ છીએ. જે બુદ્ધિને અહી સારથીની ઉપમા આપી છે તે બુદ્ધિ કેવી હોવી આવશ્યક છે તેનો જ આપણે વિચાર કરીએ. શ્રી ભગવાને અર્જુનના રથનુ સારથ્ય કર્યું અને અર્જુનનો રણક્ષેત્રમા વિજય થયો. જયદ્રથે કર્ણના રથનુ સારથ્ય કર્યું અને રથ રસાતળ ગયો, જો સારથી વિવેક, જ્ઞાન આદિથી પૂર્ણ હોય તો તેના હાથમા લગામ આપવાથી તે ઘોડાઓને બેફામ જતા અટકાવી શકે છે. તેજ રીતે જો બુદ્ધિ વ્યવસ્થિત હોય, સારાસારનો વિવેક કરી સત્યવસ્તુનો નિર્ણય કરવાની શક્તિયુક્ત હોય તો જ માર્ગ સરળ બની શકે છે વ્યવસાયાત્મિકા બુદ્ધિ જ સર્વ અનર્થોનો નાશ કરી શકે છે. નિશ્ચયનુ બળ જેનામા છે તે જ માનવી પોતાના કાર્યને સરળતાપૂર્વક પાર ઉતારી શકે છે અનિશ્ચિતબુદ્ધિનો માનવી — સંશયાત્મકબુદ્ધિ યુક્ત — માનવી ધોબીના કૂતરા જેવો ક્યાયનો પણ રહેતો નથી સંશયાત્મા વિનશ્યતિ અને તેથી જ અહી સ્વરૂપદર્શન અર્થે બુદ્ધિનુ મહત્વ વ્યક્ત કર્યું છે

સારથીના હાથમાં લગામ હોય છે તેમ મન બુદ્ધિના કાબૂમા હોય છે. જો સારથી કાચોપોચો હોય તો ઘોડાઓ બળજબરીથી લગામ ખેચી પોતાને ફાવે તે માર્ગે રથને લઈ જાય છે. પણ જો સારથી બળવાન હોય તો ઘોડાઓ કાબૂમા રહે છે. જેની બુદ્ધિ મનને કાબુમા રાખે છે, તેનું જીવન સરળ હોય છે. થાળે પડે છે. જે બુદ્ધિ મનના કાબૂમા છે તેનુ જીવન રસાતળ જાય છે. કઠોપનિષદકારે એ વિષયની અધ્યાયવલ્લી ૩ મા મંત્ર ૩ થી ૯ સુધી વિશદ રીતે ચર્ચા કરી છે અને અંતે નક્કી કર્યું છે કે—

विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ कठ १ ३ ९,

"જે મનુષ્ય વિવેકરૂપી સારથીયુક્ત અને મનરૂપી લગામને પોતાના કાબૂમા રાખનાર છે તે સંસારમાર્ગને પાર કરીને વિશ્વવ્યાપક પરમાત્માના પરમપદને પ્રાપ્ત કરી શકે છે." એને એ સારાસાર વિવેક કરવાની બુદ્ધિ પ્રાપ્ત થાય છે. જ્યારે એ બુદ્ધિ તેજસ્વી, તીક્ષ્ણ, અને સૂક્ષ્મ બને છે ત્યારે તલવારની ધાર સમી તીન બુદ્ધિ અને સોયની અણી જેવી તીક્ષ્ણ બુદ્ધિ પરમાર્થનો વિવેક કરવાને સમર્થ છે. પ્રકૃતિનો ભેદ કરતાં કરતા જ્યારે બુદ્ધિ—વ્યવહારિક બુદ્ધિ—હતાશ બની જાય છે ત્યારે જ પારમાર્થિકબુદ્ધિની ઉષાનો ઉદય થાય છે. બુદ્ધિનુ એ મહત્વ છે, આત્માને આત્મા સમજવું અને અનાત્માને અનાત્મા સમજવુ એ જ બુદ્ધિનો સાચો વિવેક છે. અને તેથી જ આ મંત્રમા બુદ્ધિની તીક્ષ્ણતા અને સૂક્ષ્મતાનું મહત્વ ગાયું છે.

બુદ્ધિની તીક્ષ્ણતાનો આપણે વિચાર કર્યો. હવે આપણે બુદ્ધિની સૂક્ષ્મતાનો પણ થોડો વિચાર કરીએ. કેવળ તીક્ષ્ણ બુદ્ધિથી કામ સરતુ નથી. સાથેસાથે તે બુદ્ધિ સૂક્ષ્મ પણ હોવી જરૂરી છે. સૂક્ષ્મ એટલાં માટે કે અતિશય સૂક્ષ્મતા અને ઝીણવટપૂર્વક પ્રત્યેક વસ્તુને જોઈ તપાસીને જ આગળ ચાલવુ જરૂરતુ છે. જે પગલુ ભરવું તે જોઈ વિચારીને જ ભરવુ, એ સૂક્ષ્મતાનુ એક લક્ષણ છે એ બુદ્ધિની દષ્ટિ સમક્ષ ઇન્દ્રિઓ છે વિષયો છે અને અનેક જન્મજન્માતરના સંસ્કારો છે મન પછી આત્મા છે- મહત્ છે તે પછી પરમ અવ્યક્ત છે અવ્યકતથી પર પુરુષ છે. પુરુષથી પર બીજું કશુ જ નથી જ્યારે આ બધી વસ્તુઓ આપણી

સન્મુખ છે ત્યારે તેમા સર્વશ્રેષ્ઠ કોણ છે એ વાતનો નિશ્ચય કરવાને માટે એ બધી જ વસ્તુઓને-વૃત્તિઓને-ઝીણવટપૂર્વક જોવી જરૂરની છે એ ઝીણાવટથી જોવાની જે યુક્તિ એ જ સૂક્ષ્મતા છે

इन्द्रियेभ्य परा ह्यर्था अर्थेभ्यश्च पर मन ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्पर ॥ (કઠ ૧ ૩ ૧૦)
महत परमव्यक्तमव्यक्तात्पुरुष पर.
पुरुषान्न पर किंचित्सा काष्ठा सा परा गति ॥ ११

ઇન્દ્રિયો કરતા તેના વિષયો શ્રેષ્ઠ છે વિષયો કરતાં મન ઉત્કૃષ્ટ છે મન કરતા બુદ્ધિ પર છે બુદ્ધિથી પણ પર મહાન આત્મા મહત્ તત્વ છે મહત્ તત્વથી શ્રેષ્ઠ અવ્યક્ત મૂળપ્રકૃતિ છે અને મૂળ પ્રકૃતિથી પુરુષ પર છે. પુરુષથી બીજુ કંઈ જ નથી એ જ એક સૂક્ષ્મતત્વની પરાકાષ્ઠા છે. અંતિમ મર્યાદા છે અને અંતિમગતિ પણ તેજ છે ”

અહી એક કરતા બીજા તત્વને શ્રેષ્ઠ કહ્યુ છે એ શ્રેષ્ઠ કેમ ? તેના કારણો શોધી સમધાનપૂર્વક ઝીણવટથી નક્કી કરવાનુ ક્ષેત્ર બુદ્ધિનુ છે હંસક્ષીર ન્યાયે-વિવેકબુદ્ધિ વાપરવાનુ કાર્ય બુદ્ધિનુ છે અને તે વ્યવસ્થિત રીતે વિજ્ઞાનદષ્ટિ પૂર્વક નક્કી થાય છે તે જ સૂક્ષ્મબુદ્ધિ છે દા ત જો વિષયોજ ન હોય તો ઇન્દ્રિયો શુ કરશે ? ઇન્દ્રિયોનો ઉપયોગ વિષયોના ઉપભોગ અર્થે જ છે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાચ, વિષયોનો ઉપભોગ કરવા માટે જ આખ, કાન, નાક, રસના અને ત્વચા છે જો વિષયો ન હોય તો ઇન્દ્રિયો નિરુપયોગી અને નિરર્થક બની જાય છે. એટલે જ ઇન્દ્રિયો કરતા વિષયો શ્રેષ્ઠ છે. તેજ રીતે મન ન હોય તો વિષયો તરફ ઇન્દ્રિયોનુ આકર્ષણ કોણ કરશે ? ઇન્દ્રિયો તો જડ છે અને મનની દોરેલી દોરવાય છે મનનો આદેશ મળે તેજ પ્રમાણે તે ગતિમાન બને છે અને તેથી જ વિષયો કરતા મન શ્રેષ્ઠ છે આમ ઉત્તરોત્તર વિચાર કરીને એની શ્રેષ્ઠતાનો નિર્ણય વિવેકબુદ્ધિ કરી શકે છે તેથી જ તે બુદ્ધિ સૂક્ષ્મબુદ્ધિ છે

છાદોગ્ય ઉપનિષદ્કારે નારદ અને સનત્કુમારના એક પ્રસંગની યોજના કરી છે વિચારશીલ અને જિજ્ઞાસુ મનુષ્ય તત્વદર્શનની ઝખના

અર્થે કેટલી હદ સુધી સૂક્ષ્મ બને છે તેની બુદ્ધિ કેટલી હદે તેને લઈ જાય છે અને તેની જિજ્ઞાસા પ્રત્યેક પ્રસંગે કેમ વધે છે તેનું એ સચોટ દૃષ્ટાંત છે અને તેથી અહીં અસ્થાને નહીં લેખાય.

નારદજીને તો નાનું બાળક પણ જાણે નારદજી ઘડીકમાં વીણા લઈ બ્રહ્મલોકમાં જાય, ઘડીમાં વિષ્ણુલોકમાં તો ઘડીકમાં કૈલાસ શિખરે શ્રીશંકર આગળ જાય ત્રિભુવનમાં પ્રતિબંધ વિના વિહાર કરવાની શક્તિ નારદજીમાં. બધાય દેવો નો સંપર્ક સાધવાની શક્તિ નારદજીમાં અને છતાંય નારદજી સનત્કુમાર પાસે આવ્યા આ પ્રસંગ છાંદોગ્ય ઉપનિષદના સાતમા અધ્યાયમાં આવ્યો છે

ઓ અધીહિ ભગવ ઇતિ । 'હે ભગવન્ મને ઉપદેશ કરો' એમ કહી બદ્ધાંજલી ઉભા રહ્યા નારદજીને હજી શું બાકી રહ્યું કે સનતકુમાર પાસે આવ્યા? સ્વાભાવિક વિચાર આવે એમાં નવાઈ નથી જેને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ હાજરાહજુર, જેની સાથે એ ત્રણે દેવો વાતો કરે, ત્રણે શક્તિઓ પણ જેની સાથે વાતો કરે તેને શી ઊણપ રહી? સનત્કુમારે નારદજીને જોઈ "તમે જે કંઈ જાણતાં હોય તે મને કહો પછી હું આગળ કહીશ" એવું કહ્યું અને આસન દીધું નારદજીએ પોતાનું ગીત ગાવું શરૂ કર્યું

"ભગવાન! મને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને ચોથો અથર્વવેદ યાદ છે તદુપરાંત ઇતિહાસ, પુરાણ પાંચમો વેદ, વેદોના વેદ સ્વરૂપ વ્યાકરણ, શ્રાદ્ધકલ્પ, ગણિત ઉત્પતિજ્ઞાન, નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, દેવવિદ્યા, બ્રહ્મવિદ્યા, ભૂતવિદ્યા ક્ષાત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પવિદ્યા (ગારૂડ મન્ત્ર) અને વિદ્યા, નૃત્ય સંગીત આદિ હે ભગવાન! જાણું છું પણ હે ભગવાન! હું કેવળ મંત્રવેત્તા છું. આત્મવેત્તા નથી. આપના જેવા પાસેથી, શ્રવણ કર્યું છે

'तरति शोकमात्मवित्' આત્મવેત્તા શોકને પાર કરી જાય છે પણ હે ભગવાન!

सोऽहं भगव शोचामि तं मा
भगवाञ्छोकस्य पारं तारयत्विति ।

'હું શોક કરું છું માટે હે ભગવાન! મને શોકથી પાર કરો

આશ્ચર્ય નથી લાગતુ ! નારદ જેવી મહાન વ્યક્તિ આમ શોક કરતી હોય એ ! પણ તેમ ન હોય તો નારદ જેવી મહાન વ્યક્તિ આમ સનત્-કુમાર સમક્ષ બદ્ધાંજલિ શે ઉભી રહે !

નારદની આ વેદના શ્રવણ કરીને સનત્ કુમારે "તમે આ જે કાંઈ જાણો છો તે નામ છે." કારણ કે "वाचारंभणो विकारो नामधेयम् (છા. ૬-૧-૪) વિકાર વાણી પર અવલંબન કેવળ નામ માત્ર છે" હે નારદ તમે જે ઋગ્વેદાદિ જાણો છો તે બધું જ નામ છે. માટે તમે નામની ઉપાસના કરો. કારણ કે જે નામની 'એ બ્રહ્મ છે' એમ સમજીને ઉપાસના કરે છે તેની જ્યા સુધી નામની ગતિથાય છે ત્યાં સુધી યથેચ્છ ગતિ થાય છે.

ભગવાન ! શું નામથી પણ અધિક કંઈ છે! નારદે પુછ્યું "હા. નામથી પણ અધિક છે" સનત્ કુમારે કહ્યું.

"તો ભગવાન, તે મને કહો." નારદે પ્રાર્થના કરી.

"નારદજી, वाग्वाव नाम्नो भुयसी વાણીજ નામથી શ્રેષ્ઠ છે અને તેથી તમે वाचामुपास्वेति । વાણીની ઉપાસના કરો. કારણ કે જે વાણીની "એ બ્રહ્મ છે" એમ કહીને ઉપાસના કરે છે તે જ્યા સુધી વાણીની ગતિ છે ત્યા સુધી યથેચ્છ વિહાર કરી શકે છે."

"શું વાણીથી પણ અધિક બીજુ છે?" નારદે પ્રાર્થના કરી "હા, વાણીથી પણ અધિક છે જ ને!"

"તો ભગવાન ! મને તે કહો."

"આમ એ ઉભય વ્યક્તિઓનો સંવાદ ધીમેધીમે ચાલે છે તેમાં વાણીથી ઉત્કૃષ્ટ મન, મનથી અધિક સંકલ્પ, સંકલ્પથી અધિક ચિત્ત, ચિત્તથી અધિક ધ્યાન, ધ્યાનથી મહાન વિજ્ઞાન વિજ્ઞાનથી અધિક બળ, બળથી અધિક અન્ન અને અન્નની અપેક્ષાએ આપ ઉત્કૃષ્ટ છે. તેજ જળની અપેક્ષાએ ઉત્કૃષ્ટ છે. આકાશ તેજની અપેક્ષાએ ઉત્કૃષ્ટ છે. સ્મરણ આકાશથી અધિક છે. આશા વળી એ સ્મરણથી ઉત્કૃષ્ટ છે. આકાશથી ઉત્કૃષ્ટ પ્રાણ છે કારણ કે જે પ્રમાણે રથચક્રની નાભિમા આરાઓ હોય છે તેજ પ્રમાણે આ પ્રાણમા સમસ્ત જગત સમર્પિત છે. આ પ્રાણ વડે જ સમસ્ત જગત જીવિત છે. પ્રાણ પ્રાણદ્વારા–પોતાની શક્તિદ્વારા

આ આખ્યાયિકા દ્વારા આપણે સમજી શકીએ છીએ. વાચકને જિજ્ઞાસા થાય તો છાંદોગ્યોપનિષદ સાતમ અધ્યાય પ્રથમ મંડથી છવીસમા ખંડ સુધીનું વિવેચન જોઈને સંતોષ માને.

આ આખ્યાયિકાનો અહીં ઉલ્લેખ કરવાનો હેતુ એક જ છે કે ભૂમા એજ સર્વશ્રેષ્ઠ છે અને અલ્પ એજ કનિષ્ઠ છે. કનિષ્ઠથી કરી તે બધાયનો નિષેધ કરતાં કરતાં અંતે એક જ 'ભૂમા' સર્વશ્રેષ્ઠ છે એવું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જેમ નારદે શ્રીગુરૂદ્વારા અને તીક્ષ્ણ બુદ્ધિદ્વારા સનત્કુમાર પાસે જ્ઞાન પ્રાપ્ત કર્યું તેમ અહીં પણ જે સાધકને કેવળ આત્મદર્શન કરવા હોય તેણે આવાજ પ્રકારની પ્રશ્નપરંપરાને વિચારની સરાણ પર ચઢાવી - તે કેમ શ્રેષ્ઠ વગેરે પ્રશ્નો પોતાની મેળે હલ કરવા જોઈએ અને તેજ તેની બુદ્ધિ સતેજ—તીક્ષ્ણ થશે, સૂક્ષ્મ થશે અને અંતે તેને 'ભૂમા' 'અમૃતનું' દર્શન થશે. અસ્તુ.

આપણે મંત્રમા 'સૂક્ષ્મદર્શિભિઃ' એ પદ જોયું છે અને તેથી આત્મસાક્ષાત્કારની અભિલાષાવાન પુરુષ સૂક્ષ્મદર્શી હોવો જરૂરનો છે. જે મનુષ્ય એક વસ્તુના ઉપર ઉપરથી જ ગુણદોષ જોઈને સંતોષ માને છે તે આત્મ વિષયક ઉદ્યોગમાં નિષ્ફળ નિવડવાનો સંભવ છે. જે મનુષ્ય આદિથી અંત સુધી દરેક પ્રકારની તપાસ કરીને, વિચાર કરીને, તેના ગુણદોષની તુલના કરીને યોગ્ય નિર્ણય કરી શકે તેજ સૂક્ષ્મદર્શી કહી શકાય અને તેવા પુરુષનેજ આત્મદર્શન કરવાનો અધિકાર છે, આત્મદર્શન અર્થે તેજ લાયક છે. ચીવટાઈ મહત્વનો ગુણ છે.

આ મંત્રમાથી આપણે આ રીતે એકજ સાર ગ્રહણ કર્યો અને તે એ કે આત્મા સર્વ માટે પ્રકાશમાન થતો નથી. આત્માના દર્શન સર્વને થતા નથી પણ જે સૂક્ષ્મ અને તીક્ષ્ણ બુદ્ધિદ્વારા નિર્ણય કરી શકે છે તે સૂક્ષ્મદર્શી સાધક આગળ જ આત્મા પ્રકાશિત થાય છે.

હવે એ બુદ્ધિ જે જડ છે તેને તીક્ષ્ણ અને સૂક્ષ્મ શી રીતે કરવી તેનો પણ આપણે થોડો વિચાર કરીએ.

# પ્રકરણ ૪

## બુદ્ધિવિકાસ

વસ્તુના વિકાસ માટે અવકાશની આવશ્યકતા છે. અવકાશના અભાવે વિકાસ કુંઠિત થઈ જાય છે. તેજ રીતે બુદ્ધિના વિકાસ માટે પણ અવકાશની આવશ્યકતા છે. જેમ જેમ સમય જતો જાય, પરિસ્થિતિ બદલાતી જાય તેમ તેમ સંજોગોને અનુસાર માર્ગ શોધવામા બુદ્ધિ યોજક બને છે અને એ રીતે સૂક્ષ્મતા અને તીક્ષ્ણતા માટે પણ અવકાશની જરૂર પડે છે. જ્યારે લોઢને સરાણ પર ચઢાવીએ છીએ ત્યારે ઘર્ષણ થાય છે અને તેના પરિણામે એ લોઢ તીક્ષ્ણ બને છે તેમ બુદ્ધિને પણ તીક્ષ્ણ બનાવવાને ઘર્ષણની જરૂર છે. એક બાળક જન્મે છે ત્યારે તે પૂર્વજન્મના સસ્કારો લઇને આવે છે. મરણોન્મુખ શરીરમાથી જ્યારે સૂક્ષ્મ શરીર ઉત્ક્રમણ કરે છે ત્યારે જન્મજન્માતરના સસ્કારોને પણ સાથે લઇનેજ ઉત્ક્રમણ કરે છે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહકારનુ બનેલુ અંતઃકરણ એ સસ્કારોનો ભાર વેઠારે છે. એ સૂક્ષ્મ શરીર જ્યારે શરીરાન્તરમા પ્રવેશ કરે છે ત્યારે તે આગલા જન્મના સસ્કારોને સાથે લઇનેજ પ્રવેશ કરે છે. બાળક જન્મે ત્યારે તે પૂર્વજન્મના સસ્કારો સાથે લઇનેજ આવે છે અને તદનુસાર બુદ્ધિના બીજ પણ તેના અતરમા વવાયેલાજ હોય છે. બુદ્ધિનાએ બીજને વિકાસ માટે અવકાશ જોઇએ છે. જો અવકાશ ન મળે તો બાળકનુ શરીર વધતુ જશે પણ બુદ્ધિની જડતા રહેશે. કાષ્ટ પાકટ થયા પછી વળતુ નથી. વેલ કોમળ હોય છે ત્યારે તેને જેવો વળાક આપવો હોય તેવો આપી શકાય છે. તેજ રીતે બુદ્ધિનો વિકાસ પણ મોટપણે સધાય એ ઘણુખરુ શક્ય નથી પણ બચપણથી જ જો બુદ્ધિનો વિકાસ સાધવામા આવ્યો હોય તો મોટપણે એ બુદ્ધિનો વિકાસ ત્વરિત બને છે. શ્રીભગવાને પણ યોગીના સબધમા કહેતા.

'तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।'

"ત્યા પૂર્વદેહના બુદ્ધિયોગને તે પ્રાપ્ત કરે છે" એવુ કહીને જન્મ-જન્માતરના સસ્કારો લઇનેજ મનુષ્ય જન્મ ધારણ કરે છે એ સિદ્ધાતનુ પ્રતિપાદન કર્યુ છે.

જન્મતાંજ જે સંસ્કારને લઇને માનવી જન્મે છે તે સંસ્કારના વિકાસને અનુરૂપ જો વાતાવરણ હોય તો એ સંસ્કારો વિકાસ પામે છે અને તેને અનુરૂપ બુદ્ધિ પણ વિકાસ પામે છે. પણ જો વાતાવરણ પ્રતિકૂળ હોય તો એ સંસ્કારે અને બુદ્ધિના વિકાસઅર્થે તેણે ફાંફાં મારવાં પડે છે અને તેમાં નિષ્ફળતા મળે તો તેનો વિનાશ થાય છે. મનુષ્યનો સ્વભાવ મુખ્યત્વે અનુકરણશીલ છે. અનુકરણ જાણે માનવીનો સ્વભાવજ બની જાય છે. બચપણુનીજ બાળકને તમે જોશો–તેની રહેણી કરણીનું નિરીક્ષણ કરશો તો જણાશે કે ઘરમાં મોટેરાંઓ જેવું કરશે તેવું જ બાળકો પણ કરશે, જેવું બોલશે તેવું જ બાળકો પણ બોલશે અને મોટેરાંઓની પ્રત્યેક ક્રિયાઓનું આંધળુ અનુકરણ કરશે. બચપણમાં બુદ્ધિનો વિકાસ અપક્વ હોવાના કારણે બાળકોની એ ક્રિયા સમજપૂર્વકની હોતી નથી પણ કેવળ અનુકરણ જ હોય છે. પણ જેમ જેમ તેની બુદ્ધિનો થોડો વિકાસ થતો જશે તેમતેમ તે એવા અનુકરણના પ્રસંગો પર વિચાર કરતો થશે અને જો પોતાના વિચારને તે અનુસરણ અનુકૂળ ન હોય તો તે પરિસ્થિતિનું કે ક્રિયાનું અનુસરણ કરશે નહીં. તાત્પર્ય એ છે કે આરંભકાળમાં જે વણવિચાર્યું અનુકરણ હોય છે તેજ પાછળથી વિચારપૂર્વકનું અનુસરણ બને છે. અને એ રીતે બાળક વિચાર કરતું થાય છે. બુદ્ધિના વિકાસ માટે વિચાર આવશ્યક છે. આંધળુ અનુસરણ કોઈ રીતે વિકાસને ગતિ આપતું નથી.

બુદ્ધિને સૂક્ષ્મ અને તીક્ષ્ણ બનાવવાને વિચાર, જિજ્ઞાસા અને મંથન એ ત્રણ મહત્વના અંગો છે. છરી કિંવા ચપ્પુને તીક્ષ્ણ બનાવવાને જેમ આપણે સરાણ પર ચઢાવીએ છીએ તેમ ઉત્પન્ન થયેલ પરિસ્થિતિના સારાસારનો નિર્ણય કરવાને બુદ્ધિને વિચારની સરાણ પર ચઢાવવાની જરૂર છે. એક બાળક એક નવી વસ્તુ જોશે તો તુર્તજ તેનો પોતાની શક્તિ પ્રમાણે નિર્ણય લાવવાને મંથન કરશે. આપણે જેમ માંખણ મેળવવા માટે દહીંને વલોવીએ છીએ તેમ જ એ બાળક પણ પોતાની બુદ્ધિનું મંથન કરશે અને અનેક તર્ક કરીને તેનો જો પોતાની બુદ્ધિથી ઉકેલ ન આણી શકે તો બીજાઓ આગળ પોતાની એ તર્ક પરંપરાઓ મૂકીને તેના ઉકેલ માટે પ્રશ્નપરંપરાની ધારા વહેતી કરશે. અને પોતાના મનનું સમાધાન થતાં સુધી એ પ્રશ્ન પરંપરા ચાલુજ રાખશે. કેટલીક વખત તો બાળકની એ ઉત્સુકતા મોટેરાંઓને પણ મૂંઝવે છે.

જિજ્ઞાસા એ વિચારની અગ્રભૂમિકા છે જ્યાં સુધી કોઈપણ વસ્તુનુ સાચું સ્વરૂપ, તેના ગુણદોષ આદિ જાણવાની જિજ્ઞાસા ન થાય ત્યાં સુધી તેના ઉપર વિચાર કરવાની વૃત્તિ જાગ્રત થતી નથી. મંથન એ વિચારની અંતિમ ભૂમિકા છે પ્રાપ્ત પરિસ્થિતિના સબધમા યથાર્થતા જાણવાની જિજ્ઞાસાને અંતે જે વિચાર પરંપરા ચાલી તેના પરિણામે જે નિર્ણય થાય તે નિર્ણય યોગ્ય છે કે કેમ તેના નિર્ણય અર્થે મંથન-વિચાર મંથન-આવશ્યક છે આપણે એક વાત જાણીએ છીએ કે કાષ્ટમાં અગ્નિ છે પણ તે જ્ઞાનને પ્રત્યક્ષ કરવા માટે બે કાષ્ટ કટકાઓનુ ઘર્ષણ કરીને જ્યા સુધી અગ્નિ પ્રકટ ન કરીએ ત્યા સુધી એ વાત માત્ર વિચારમાજ રહે છે. તેજ રીતે 'દૂધમા ઘી છે' એ વાત આપણે જાણીએ છીએ પણ જ્યા સુધી અનેક વિધ ક્રિયા પ્રક્રિયાઓ દ્વારા આપણે દૂધમાથી ઘી ને મેળવી ના શકીએ ત્યા સુધી એ જ્ઞાન કેવળ પરોક્ષ જ્ઞાનજ રહે છે. તેજ રીતે વિચારનુ વિજ્ઞાન પ્રાપ્ત કરવાને આપણે મંથન કરવુ પડે છે મંથનને અંતે જે નિર્ણય આવે તે વિચાર કરનારની દૃષ્ટિએ સાચો નિર્ણય હોય છે ઘણી વાર એવુ પણ બને છે કે એકજ પરિસ્થિતિ અથવા પ્રસગને બે વ્યક્તિઓ પોતપોતાના દૃષ્ટિકોણને કેન્દ્રમાં રાખીને વિચાર કરી મંથન કરે છે અને પોતાના દૃષ્ટિકોણને અનુરૂપ નિર્ણય મેળવે છે તે ઉભયની દૃષ્ટિએ પોતપોતાના મતવ્ય અનુસાર યોગ્ય જ હોય છે

આમ બુદ્ધિને તીક્ષ્ણ બનાવવા માટે આ ત્રણ અંગો આવશ્યક છે. તદ્ઉપરાત નિષ્ઠા અથવા ચીવટ પણ મહત્વનો ભાગ ભજવે છે જેને થોડા સમયમા કંટાળો આવી જાય છે તે માણસ કદિ સાચો નિર્ણય મેળવી શકતો નથી પૃથ્વીના પેટાળમાની અનેક વસ્તુઓ કાઢવા માટે જેમ માણસ અથાગ પુરુષાર્થ કરે છે તેમ પોતાની જિજ્ઞાસા પરિતૃપ્ત કરવા માટે અને અંતિમ પરિણામ પ્રાપ્ત કરવા માટે માનવીએ એકજ વાતને વળગી રહેવાની અને તેની પાછળ જ ફના થઈ જવાની પ્રાપ્ત કરી પદ્ધતિનો સ્વીકાર કરવો જોઇએ અને તો જ તે સત્ય વસ્તુને સત્ય સ્વરૂપમા પ્રાપ્ત કરી શકે છે. ત્યારે જ તે અંતિમ ધ્યેય સાધી શકે છે તેની બુદ્ધિ વાસ્તવિકતાનુ દર્શન કરી શકે છે કોઈપણ પ્રકારના પૂર્વગ્રહ વિના જે વિચાર કરી શકે છે, જે સર્વદા સમાહિત ચિત્તથીજ નિર્ણય કરી શકે છે તે જ બુદ્ધિ વિજ્ઞાનવાનબુદ્ધિ છે તેના નિર્ણયો સાંગોપાંગ અવ્યવસ્થિત હોય

છે જે અવિજ્ઞાનવાન હોય છે, જેની બુદ્ધિ સ્થિર નથી તે પોતે ખાડામાં પડે છે અને બીજાને પણ ખાડામાં પાડે છે. તેથીજ ઉપનિષદકારે વિજ્ઞાનવાન સારથિના હાથમાં લગામ આપવાનું સૂચન કર્યું છે. એવો વિજ્ઞાનયુક્ત, બુદ્ધિવાન મનુષ્ય મનને પણ પોતાના કાબૂમાં રાખી શકે છે, ઇન્દ્રિયોને પણ સંયમિત કરી શકે છે અને ચિત્તને પણ પોતાને વશ રાખી શકે છે. મનના જે પાર્થિવ વિચારો છે, તેનો અસ્વીકાર કરીને મનને આવો જ માણસ હળવું બનાવી શકે છે મનના જે અપાર્થિવ–પારમાર્થિક વિચારો છે તેને તે પ્રોત્સાહન આપે છે અને ચિત્ત પાસે ચિંતન અર્થે મોકલે છે. આમ જેની બુદ્ધિ સમાહિત છે તે ચિત્ત આગળ કેવળ શુદ્ધ, સાત્ત્વિક તત્ત્વનેજ મોકલે છે. ચિત્ત આગળ એવું સાત્ત્વિક તત્ત્વજ જતું હોવાથી અને કચરો પાછો ઠેલાઈ જતો હોવાથી ચિત્તશુદ્ધ બને છે અને મલિનતાના દર્શન સરખાં પણ ચિત્તને થતાં નથી.

આમ બુદ્ધિનો વિકાસ થતા થતા ક્રમે કરીને તે સંપૂર્ણપણે એક વિકસિત પુષ્પ પેરે પ્રફુલ્લિત બને છે. જેમ બિડાયેલી પુષ્પની કળી ધીમે ધીમે વિકાસ પામી એક દિવસ સંપૂર્ણપણે પ્રફુલિત બને છે તેમ એ કુંઠિત બુદ્ધિ પણ એક દિવસ 'ઋતંભરા પ્રજ્ઞા'ના સ્વરૂપમાં એટલે કે સત્ય સ્વરૂપમાં એતી, થાય છે ત્યારે જેમ પ્રફુલ્લિત પુષ્પની સૌરભ ચોમેર પોતાની મેળેજ પ્રસરે છે તેમ એવી સંપૂર્ણપણે વિકસિત બુદ્ધિ-પ્રજ્ઞાજ આત્મદર્શનનો માર્ગ મોકળો કરી આપે છે. આથી જ આત્મદર્શન માટે 'तत्र ऋतम्भरा प्रज्ञा ।' એ પ્રમાણે યોગદર્શનકારે કહ્યું છે.

*

# પ્રકરણ ૫

## બુદ્ધિનાં આવરણ

શ્રી ભગવાને અર્જુનને જ્યારે સમત્વબુદ્ધિની વાત સમજાવી અને જેથી બુદ્ધિ સમત્વયુક્ત થાય છે ત્યારે, પાપ અને પુણ્યને ત્યજી દે છે, સમત્વબુદ્ધિયુક્ત જ્ઞાનીઓ જન્મ મૃત્યુનાં બંધનથી મુક્ત થાય છે વગેરે વાતો કરીને જ્યારે—

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥

"જ્યારે તારી બુદ્ધિ મોહરૂપ મેલનો ત્યાગ કરશે ત્યારે તું સાંભળવા જેવાં અને સાંભળેલા કર્મફળ તરફ વૈરાગ્યવાન બનશે." એમ કહીને બુદ્ધિના પ્રથમ આવરણને વ્યક્ત કર્યું.

મોહનું સ્વરૂપ અતિશય વિલક્ષણ છે "મને મોહ નથી" એમ કહેનારો પણ મોહના વિષમય પાસમાં આકંઠ ડૂબેલ હોય છે! મોહ કોને નથી? મોહ શેનો નથી? મોહ ન હોય તો સૃષ્ટિનું અસ્તિત્વજ ક્યાં છે? શોક અને મોહ તો સંસારના પાયા છે. પાયા વિના જેમ મકાન નથી તેમ શોક અને મોહ ન હોય તો સંસાર નથી પ્રત્યેક વ્યક્તિને મોહ છે. મોહ વિનાના તો એક શ્રી ભગવાન જ છે. જેણે સર્જન કર્યું છતાં સર્જનનો મોહ નથી, જે પાલન કરે છે છતાં પાલનમાં રતિ નથી, અને સંહાર કરશે છતાં તેનો તેને શોક ન હશે! આમ શોક મોહાતીત છે તેજ પરમાત્મા છે ભગવાન વિનાનો નિર્મોહિ ભાગ્યે જ કોક આત્મતૃપ્ત અને આત્મામાંજ સંતુષ્ટ રહેનારો અવનિના પટ પર જણાશે! નથી એમ કહેવાનો આશય નથી પણ એવી વિભૂતિવિશેષ આંગળીને વેઢે ગણાય એટલી જ હોય! એટલે તેના દર્શન ભાગ્યેજ થાય! દર્શન થાય તોયે તેને કેમ ઓળખવા? એ પણ પ્રશ્ન જ રહે? મોહરહિત જીવન પાર્થિવ જીવન નથી. પરમાત્મા સાથે જેણે પ્રીતિ જોડી છે તેણે મોહ સાથે શત્રુતા બાંધી છે! જ્યાં જોશે ત્યાંથી તે મોહનું નિકંદન કરશે! મોહ અને પરમાત્મા સાથે રહી જ શકતા નથી આ મોહના કારણેજ શુદ્ધ, સાત્વિક બુદ્ધિમાં આવે છે જડતા! અને એ જડતાના કારણે જ આત્મદર્શનમાં આવરણ ઊભું થાય છે. મોહનો નિસ્તાર થાય તો બધાય વિક્ષેપનો પણ નિસ્તાર થાય. મોહ છે તો કામના છે. કામના છે તો ફળની આશા છે. ફળની આશા એ ક્રોધ છે અને ફળની સફળતા એ લોભ છે. શ્રી ભગવાને તેથી જ તો—

काम एष क्रोध एष रजोगुणसमुद्भव ।
महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥ (ગીતા ૩–૩૭)

"આ કામ એજ ક્રોધ છે. આ રજોગુણથી ઉત્પન્ન થનારો ઘણું ખાનારો અને મહાપાપી છે; એને તું આ સંસારમાં વૈરી જાણ! એમ કહીને આગળ ચાલતા

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत्॥
(ગી. ૧૬-૨૧)

"કામ, ક્રોધ અને લોભ એ આત્માનો નાશ કરનારાં ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર છે માટે એ ત્રણેનો ત્યાગ કરવો."

આમ કામ, ક્રોધ, લોભ આદિ તો મોહવૃક્ષનાં ડાળપાંખડાં છે. પણ તો આપણે મોહનો નાશ કરવાનો છે.

આમ બુદ્ધિ આડે આવતું પ્રથમ આવરણ મોહ છે. તમને શેનો મોહ નથી? શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે વિષયો પ્રત્યે તમને આકર્ષણ છે. તમને ત્રણે એષણાઓ પોતાના તરફ આકર્ષી રહી છે. તમને દારા જોઈએ, તમને વિત્ત જોઈએ, તમને કીર્તિ–લોકોની પ્રશંસા જોઈએ; તમને શું ન જોઈએ? સુંદર મનોરંજક સ્વર શ્રવણ કરીને તમે તેના તરફ ખેંચાશો! નમણી નારને જોઈને તેનો સ્પર્શ કરવાની તમને ઈચ્છા થશે! સુંદર નવયૌવનાને નિહાળી તેના રૂપને જાણે જોયાજ કરવા તમારી આંખો ખેંચાશે! મુખમાં પાણી છૂટે એવા ભોજ્ય પદાર્થો જોઈને તમને તેનો ઉપભોગ કરવાનું આકર્ષણ થશે અત્તર, પુષ્પ આદિની માદક પરિમલનો આસ્વાદ લઈને, તેનું સર્વાંગે મર્દન કરવાની તમને ઈચ્છા થશે! આમ એ પાંચે વિષયો તમને તેની શ્રૃંખલામાં જકડી રાખશે. અને છતાં તમે કહેશો: "મને મોહ નથી!" ભલા આદમી! તમે શીદને તમારી જાતને છેતરો છો?

બે બાળક લડતાં હશે, તમારા બાળકે બીજા બાળકને માર્યું હશે ત્યારે તમે કશુંજ નહીં બોલો! પણ બીજાના બાળકે તમારા બાળકને હાથ અડાડયો હશે તો તમે તુર્તજ લાલ પીળા થઈ જશો! આ છે મોહ

તમારી પાસે કોઈ નાણાં માગતું હશે, તમે તેને આપી શકતા નથી તે તમારી પાસે માગણી કરશે, તમે તેનું અપમાન કરશો! આ છે મોહ

તમે કોઈ પાસે નાણાં માગતા હશો, તે તમને આપી નહીં શકે તમે તેના ઉપર તગાદો કરશો અને તે તમને વિનમ્રભાવે વિનંતી કરશે પોતાની દીનતાના કારણે આજીજી કરશે, તેમ તેમ તમે તેના ઉપર વધાં

ક્રોધ કરશો અને ન કહેવાના શબ્દો પણ તેને સભળાવશો આ છે તમારો ધનનો મોહ! આમ પાર્થિવ પદાર્થમાનનો મોહ તમારી બુદ્ધિને કલુષિત કરી રાખશે. એ કાદવમાંથી તમે કદી પણ બહાર આવી ન શકો! તમે જેમ જેમ મોહના ગર્તમા ઊંડા અને ઊંડા ઊતરતા જશો તેમ તેમ આત્માનો પ્રકાશ તમારાથી દૂર અને અતિદૂર જતો જશે! તમે નર્કના અધકારમા, અજ્ઞાનના નિબિડ વેરાનમા ક્યાકથી ક્યાક અટવાતા હશો તેનો તમનેજ પત્તો ન લાગે! "કોઈપણ પ્રત્યેનુ મમત્વપૂર્ણ આકર્ષણ તેજ મોહ છે મમત્વ ન હોય તો પણ આકર્ષણ થાય છે, એ આકર્ષણ જ્યારે ઘનિષ્ટ થાય છે ત્યારે જ તે તમારા પારમાર્થિક માર્ગમા અવરોધક બનીને ઊભો રહે છે! મોહ એ માનવીના ૭ શત્રુઓ પૈળનો એક છે જે મનુષ્ય શુદ્ધ સાત્વિક પારમાર્થિક બુદ્ધિને શરણે જાય છે તેજ એ મોહરૂપી મહાન શત્રુને તરણાતોલ અને નિર્વીર્ય બનાવી દે છે

જ્યારે શ્રી ભગવાને અર્જુનને આ પ્રમાણે સમત્વ બુદ્ધિનો મહિમા સમજાવ્યો અને તેના સયોગ અર્થે મોહ ત્યાગની વાત કરી ત્યારે શ્રી ભગવાનને અર્જુને—

> स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव !
>
> स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ (ગીતા ૨–૫૪)

હે કેશવ! સમાધિમા રહેલા સ્થિતપ્રજ્ઞનું લક્ષણ શુ છે? સ્થિતપ્રજ્ઞ શુ બોલે? કેમ બેસે? અને કેમ વર્તે?" એવા પ્રશ્નો કર્યા. તેના ઉત્તરમા શ્રી ભગવાને પ્રથમજ કહ્યુ :

> प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
>
> आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ (ગીતા ૨–૫૫)

"હે પાર્થ! જ્યારે મનમા રહેલી સર્વ કામનાઓ ત્યજી દે છે અને આત્મા વડે આત્મામા જ સંતોષ પામે છે ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે" એમ કહીને જેની બુદ્ધિ સ્થિર છે તેના લક્ષણ અને ઓળખ આપી અહી કામના–મનોગત કામનાનો ત્યાગજ મહત્વનો છે બુદ્ધિની આડે આવરણ હોય તો એ કામના છે

જન્મજન્માતરથી અંતઃકરણ ઉપર જામી ગયેલા સંસ્કારરૂપ થરો જ્યા સુધી નિઃશેષ ભૂસાઈ ન જાય ત્યાસુધી બુદ્ધિ કામનાની પૂર્તિઅર્થે સદોદિત વિચાર કરતી જ રહે છે ત્યાસુધી તેના પરિણામે એક ક્ષણ પણ

પારમાર્થિક ઉન્નતિનો કે પ્રગતિનો વિચાર બુદ્ધિને સુઝતો નથી. મનતો રજોગુણનું સર્જન છે એટલે પ્રવૃત્તિ એતો તેનો ધર્મજ છે એટલે બુદ્ધિ આગળ મન જે વિચારો કે સંકલ્પ-તરંગો મૂકશે તે બધાજ પ્રાપંચિક હશે. મન જો સત્ત્વાનુગામી હોય અને સાત્ત્વિક વિચાર-તરંગ બુદ્ધિ આગળ મૂકે તો બુદ્ધિની દશા પલટાય! પણ તેતો ભાગ્યેજ બને? બુદ્ધિની નિર્ણયાત્મક શક્તિમાં સમૂળ પરિવર્તન આણવાને પ્રથમ તો મનની સંકલ્પવિકલ્પની કક્ષામાં ધરમૂળથી પરિવર્તન કરવાની જરૂર રહે છે. આમ મનભેગી બુદ્ધિ પણ સદાસર્વદા પાર્થિવ પદાર્થોનીજ કામના કરતી રહે છે. કેમ જાણે પાર્થિવ પાદાર્થોની પ્રાપ્તિ એજ જાણે જીવનસર્વસ્વ હોય તેમ જ્યારે બુદ્ધિ એ રાજસક્ષેત્રથી બહાર આવી શકતી નથી ત્યારે ચિત્ત તો બુદ્ધિનું અનુગામી હોવાથી તે પારમાર્થિક વસ્તુનું ચિંતન તો શી રીતે જ કરી શકે? આમ એકજ કામનાનું વિષયક મન, બુદ્ધિ અને ચિત્તને પોતાની ઓરામાં ફેરવ્યા કરે છે. મનને કામના દેખાય છે, બુદ્ધિને કામના દેખાય છે, ચિત્ત કામનાનું જ ચિંતન કરે છે એટલે જ્યાં જુઓ ત્યા કામનાજ છે. પરમાર્થ ક્યા છે કે બુદ્ધિ કામના અને પરમાર્થ વચ્ચે ઉત્તમ શુ તેનો નિર્ણય કરીને ચિત્તને ચિંતન અર્થે મોકલે આમ બુદ્ધિનું બીજું આવરણ કામના છે. અને તેથી જ કઠોપનિષદ્કારે

यदा सर्वे प्रमुच्यन्ते कामायेऽस्यहृदिस्थितः ।
अथमर्त्योऽमृतोभवत्यत्र ब्रह्मसमश्नुते ॥

"માનવીના હૃદયમાં ઘર કરી રહેલી સંપૂર્ણ કામનાઓ છૂટી જાય છે તેજ સમયે આ મર્ત્ય-મરણધર્મા અમર થઈ જાય છે. અને આ શરીરથી જ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે." (કઠો. ૨-૧-૧૪)

અને એમ કહીને કામનાનેજ મહાન અંતરાય તરીકે લેખાવી છે; પરમાર્થ કે પ્રપંચ એનો નિર્ણય તો બુદ્ધિએજ કરવાનો છે, અને જ્યારે બુદ્ધિ પરમાર્થથી અક્ષરસઃ અનભિજ્ઞ હોય ત્યારે પરમાર્થની શી દશા? શ્રી ભગવાને ઉદ્ધવને પણ

कामैस्तैरलब्धधियो जुषन्ति यत् ।
तन्नैरपेक्ष्यं न विदुः सुखं मम ॥

"કોઈ પણ પ્રકારની કામના જેની બુદ્ધિને સ્પર્શ નથી કરતી તેને જે પરમાનંદ સ્વરૂપનો અનુભવ થાય છે તેને બીજા કોઈ જાણી શકતા નથી કારણ કે તે પરમાનન્દ તો કેવળ નિરપેક્ષતાથી જ પ્રાપ્ત થાય છે"

(ભા. ૧૧-૧૪-૧૭)

એ પ્રમાણે કહીને કામનાનેજ બુદ્ધિના આવરણ તરીકે લેખાવી છે આમ આપણે જોયુ કે કામનો એ બુદ્ધિનુ એક વજ્રકઠોર આવરણ છે તેમાથી બુદ્ધિ કેમે કરી મુક્ત થઇ શકતી નથી તો પછી આત્મદર્શનની તો વાતજ શી કરવી ?

મન બુદ્ધિને વિષયો તરફ લોભાવે છે ઇન્દ્રિઓ વિષયોની ગ્રાહક હોવાથી મનના એ કાર્યમા મનને સહાયક બની બુદ્ધિને વિષયોની રમણીયતા પ્રત્યે આકર્ષે છે અને બુદ્ધિ આમ ઇન્દ્રિઓ અને મનને લોભાવી વિષયોમા લુબ્ધ બને છે એટલે બુદ્ધિ વિજ્ઞાન-યુક્ત બની શકતી નથી અને સમભાવના અભાવે બુદ્ધિ ઉદ્ધારક બનવાને બદલે સહારક બને છે અને જીવ જન્મમરણના ચક્રમાથી મુક્ત થતો નથી

એ રીતે શ્રી ભગવાને ગીતાના બીજા અધ્યાયમા બુદ્ધિના અતરાયોની ગણના કરાવી છે તે બધાજ અતરાયોનું નિવારણ થાય તો જે મોહરૂપી મલિનતાથી મલિન બનેલી બુદ્ધિ સ્વચ્છ બની પરમાત્મપરક બને અને તોજ તે સૂક્ષ્મ, તીક્ષ્ણ બનીને અતે ઋતભરા બનીને આત્મતત્ત્વના દર્શન કરવામા સહાયક બને! તાત્પર્ય એ છે કે વિષયો અને વિષયાનુગામી તમામ વિકારો જે બધાજ પ્રાકૃત છે તે બુદ્ધિના આવરણ છે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, રાગ, દ્વેષ, ભય, અહંતા, મમતા આદિ વિકૃત ભાવોથી અત કરણ એવું ઘેરાયેલું છે કે તેની ઓરામાથી જો તે મોકળુ થાય તોજ તે પારમાર્થિક પ્રગતિ સાધી શકે!

બુદ્ધિના એ આવરણ જેના દૂર થયા છે તેની જ પ્રજ્ઞા સ્થિર છે, તેજ વિજ્ઞાનયુક્ત બુદ્ધિમાન છે અને તેજ આત્મદર્શનનો અધિકારી પણ છે.

આપણે આત્મદર્શન માટેની યોગ્યતાના માત્ર એકજ અગની ચર્ચા કરી છે બુદ્ધિને અનાવરણ બનાવ્યા પછી પણ બીજા અતરાયો આડે આવેજ છે અને તેને પણ દૂર કરવા પુરુષાર્થ કરવાનોજ છે બીજા ક્યા ક્યા આવરણો છે તેનો પણ હવે આપણે વિચાર કરીએ.

# પ્રકરણ ૬

## યોગ્યતાના વિક્ષેપક :—

આગળ આપણે 'તત્ત્વસ્વરુપ'ના પ્રકરણમા જોયું કે આત્મા અણુથી પણ અણુતર અને મહાનથી પણ મહત્તર છે. એ તત્ત્વ નિષ્કામ પુરુષ ઇન્દ્રિઓના પ્રસાદથી પ્રાપ્ત કરી શકે છે.

तमक्रतुः पश्यति वीतशोको
धातुप्रसादान्महिमानमात्मनः ॥ (કઠ. ૧-૨-૨૦)

"નિષ્કામ પુરુષ પોતાની ઇન્દ્રિઓના પ્રસાદથી અથવા ઇન્દ્રિયોના દેવના પ્રસાદથી આત્માના એ મહિમાને જુએ છે, અનુભવે છે અને શોકરહિત બની જાય છે" તેને આત્મદર્શન સાધી શકે છે

આગળ આપણે એપણ જોયુ કે જ્યા સુધી માનવી નિષ્કામ બનતો નથી ત્યા સુધી તે આત્મદર્શન માટે યોગ્ય બનતો નથી. એક તણખલાની પણ જેને કામના છે, તે પ્રાપ્ત કરવા માટે પ્રયત્નશીલ છે તે આત્મદર્શન માટે યોગ્ય નથી. કામના તેના એ માર્ગમા આવીને આડી ઊભી રહે છે.

ઉપનિષદકારે ' धातुप्रसादात् ' એમ કહ્યું છે એટલે ઇન્દ્રિઓનો પ્રસાદ અથવા ઇન્દ્રિયોના દેવનો પ્રસાદ આત્મદર્શનમા કેટલે અંશે સહાયક બને છે તેનો પણ આપણે થોડો વિચાર કરીએ તો તે અસ્થાને નથી. કઠોપનિષદકારે

पराञ्चिखानि व्यतृणत्स्वयम्भू-
स्तस्मात्पराङ् पश्यतिनान्तरात्मन् ।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्ष-
दावृत्तचक्षुरमृतत्वमिच्छन् । (કઠ. ૨-૨-૧-૧)

"પરમાત્માએ ઇન્દ્રિઓને બહિર્મુખ કરીને બનાવી દીધી છે તે કારણે જીવ બાહ્ય વિષયોનેજ જુએ છે. અંતરાત્માને જોતો નથી. અમર-ત્વની ઇચ્છા કરતા પોતાની ઇન્દ્રિઓને રોકી લીધી છે તેવો કોઈ ધીર પુરુષ જ પ્રત્યગાત્માને જોઈ શકે છે."

એ પ્રમાણે કહીને ઇન્દ્રિઓને પણ આત્મદર્શનમાં વિક્ષેપ રૂપે વર્ણવી છે.

ઇન્દ્રિઓ વિષયાનુગામી છે. વિષયોનો ઉપભોગ કરવા માટે એક કેવળ સાધન જ છે. વાસ્તવિક રીતે જોતા તો ઇન્દ્રિઓ જડ છે. એ ઇન્દ્રિઓ મનના કાબુમા હોવાથી સ્વતંત્ર રીતે વર્તન કરવાને શક્તિશાળી નથી. મનનો સંકેત મળતાં જ એ ઇન્દ્રિઓ પોતપોતાના કાર્યક્ષેત્રમા પહોચી જઈ કાર્યક્ષમ બને છે. હા, પણ કેટલીક વખત એ ઇન્દ્રિઓ પણ નિર્બળ મનને વશ રહેતી નથી અને બેકાબૂ બનીને મનને પોતાને ફાવે તે માર્ગે દોરી જાય છે. અને તેથી જ શ્રીભગવાને—

> इन्द्रियाणा हि चरता यन्मनोऽनुविधीयते ।
> तदस्य हरति प्रज्ञा वायुर्नावमिवाम्भसि ॥ (ગીતા ૨–૬૭)

"કારણ કે ભટકતી ઇંદ્રિયોમાથી જે ઇંદ્રિયને મન અનુસરે છે, તે ઇંદ્રિય આ પુરુષની બુદ્ધિને, જેમ વાયુ જળમાં નાવને ખેંચી જાય, તેમ ખેંચી જાય છે."

એ પ્રમાણે કહીને ઇન્દ્રિઓ પણ સ્વેચ્છાવિહાર કરતી લેખવી છે. કઠોપનિષદકારે પણ "જે સર્વદા અવિવેકી અને અસયત ચિત્તવાળો છે તેને આધિન ઇન્દ્રિઓ રહેતી નથી જેમ તોફાની અશ્વો સારથિને વશ રહેતા નથી અને બેફામ બની જાય છે તેમ અવિવેકી પુરુષની ઇન્દ્રિઓ પણ સ્વતંત્ર રીતે મનફાવ્યું વર્તન કરે છે" એ પ્રમાણે કહીને ઇન્દ્રિઓને પણ સ્વચ્છંદી લેખાવી છે. તેવા સંયોગોમા અવશ્ય ઇન્દ્રિઓ મનનો કાબૂ ન સ્વીકારે અને મનસ્વી પણે વર્તે તો માનવીને આડેમાર્ગે દોરવી અધોગતિના ગર્તમા પછાડે એમા નવાઈ નથી. અને તેથી જ અહી ઇન્દ્રિઓના પ્રસાદથી આત્મદર્શન સુલભ બને છે એવો સંકેત કર્યો છે. શ્રી અવધૂતે પણ એક વખત સુખની વ્યાખ્યા કરતા, "જેની ઇન્દ્રિયો સુમાર્ગગામી હોય તો તે સુખી. જેની ઇન્દ્રિઓ કુમાર્ગે જતી હોય તે માનવી દુઃખી છે." એમ કહેલું તે આજ કારણે. જેની ઇન્દ્રિઓ સન્માર્ગગામીની હોય તે સુખી જ છે કારણ કે ઇન્દ્રિઓની તેના પર કૃપા હોવાથી તે આડે માર્ગે જઈ માનવી પાસે અનીતિ કરાવતી નથી અને તેનો મોક્ષમાર્ગ–આત્મદર્શનનો માર્ગ સરળ બનાવી આપે છે. એથી વિપરીત જેની ઇન્દ્રિઓ સ્વચ્છંદી બનીને માનવીને અનીતિના માર્ગે ઘસડી જાય છે તે માનવીને સુખનાં સ્વપ્ન સરખાયે

આવતાં નથી. આમ આત્મદર્શનમાં ઇન્દ્રિઓ પણ મહત્વનો ભાગ ભજવે છે.

પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને મન એમ અગિયાર ઇન્દ્રિઓ છે. આંખ, કાન, નાક, ત્વચા અને રસના એ જ્ઞાનેન્દ્રિયો છે. હાથ, પગ, ગુદા, ઉપસ્થ અને વાક એ કર્મેન્દ્રિયો છે. બધીય ઇન્દ્રિયોનો માલિક મન છે. મન જે સમયે જે ઇન્દ્રિયને આજ્ઞા કરે તે આજ્ઞા તે ઇન્દ્રિએ ઉઠાવવાની હોય છે. અને તેથી સામાન્ય રીતે મન જે પ્રકારનું હોય તે પ્રકારનો આદેશ ઇન્દ્રિઓને મન આપે છે અને ઇન્દ્રિઓ તદનુસાર વર્તે છે. પ્રકૃતિ એટલે ત્રણ ગુણોનો શંભુમેળો. માનવી એટલે પ્રકૃતિનો એક અંશ અને તેથી માનવી પણ ત્રણ ગુણોનેજ આધીન. જો માનવીનું મન સત્વગુણની ઓરામાં હોય તો તે મન ઇન્દ્રિઓને સન્માર્ગગામી બનવાનો આદેશ આપે છે. જો તે રાજસની ઓરામાં હોય તો મન ઈન્દ્રિઓને પ્રાપંચિક પ્રવૃત્તિમય વર્તન કરવાનો આદેશ આપે છે અને જો મન તમસની ઓરામાં હોય એટલે જો તમસપ્રધાન હોય તો તે ઇન્દ્રિઓને પ્રમાદ, આળસ આદિ તમો ગુણના વિકારોને આધીન રહીને વર્તન કરવાનો આદેશ આપે છે. સામાન્ય જીવનમાં તેવું જણાતું નથી. મુખ્યત્વે માનવી રજોગુણ અને તમોગુણના પ્રાધાન્યના કારણે એ ગુણોની ઓરામાં જ જીવન વ્યતિત કરતા હોવાથી તેની ઇન્દ્રિઓ સન્માર્ગે—આત્મોદ્ધારના સાત્વિકમાર્ગે જવાનો સંભવ નથી. પરિણામે એ ઇન્દ્રિઓ દ્વારા મન જે જે કર્મ ક્રિયાઓ કરાવે છે તે સન્માર્ગગામી હોવાનો સંભવ નથી. પ્રપંચમાં રચીપચી રહેતો માનવસમુદાય ભાગ્યેજ કોક શુભ ઘડીએ પ્રભુને સંભારતો હશે. બાકી તો સ્ત્રી, પુત્ર, શત્રુ, મિત્ર આદિનો જ તે સતત વિચાર કરતો હોય છે. અને તેથી તે ઇન્દ્રિઓ દ્વારા હમેશા અવનતિના માર્ગે જ પ્રવાસ કરતો હોય છે. અહંતા અને મમત્વના કારણે તેને પોતાનો એ પંથ અવનતિ તરફ દોરી જાય છે એમ લાગતું નથી. કોક જ પૂર્વપૂણ્યના પ્રભાવે જન્મેલો એવો માનવી હોય કે સત્વગુણની ઓરામાં રહીને ઇન્દ્રિઓને પણ પોતાને વશવર્તી બનાવીને એવી અનુકૂળ ઇન્દ્રિઓદ્વારા ઉર્ધ્વગામી વર્તન કરાવીને સુખમય જીવન વ્યતિત કરે અને એ રીતે ઇન્દ્રિયોનો પ્રસાદ પ્રાપ્ત કરીને આત્મદર્શનના માર્ગે પ્રવૃત્તિ કરે.

જાનવરોને ચરવાને જેમ ગોચર હોય છે તેમ વિષયો એ ઇન્દ્રિઓને

રમીખાવાને–ચરવાને ગોચર છે. વિષયો એજ ઇન્દ્રિઓનો આહાર છે અને તેના ભોગ માટે જ ભગવાને ઇન્દ્રિઓને બહિર્મુખ બનાવી છે. એ ઇન્દ્રિયો વિષયો સિવાય બીજું કશું જ જોઈ શકતી નથી. જેમ એક જાનવર ગોઢાણમાંથી નીકળે ત્યારથી ગોઢાણમાં પાછું આવે ત્યા સુધી નીચું માથુ ઘાલી જમીન પર પડેલી ખાદ્ય, અખાદ્ય વસ્તુઓજ ખાધા કરે છે, તેમ ઇન્દ્રિઓની દૃષ્ટિ પણ પોતપોતાના વિષયો તરફજ મીટ માડી રહી હોય છે અને તેથી વિષયો સિવાય બીજાનો તે અનુભવ પણ કરી શકતી નથી. ઇન્દ્રિઓ જો અતરમુખ બને અને આત્માના ઓજસને ઓળખે, તેની ઓરામા અંજાય તો એજ ઇન્દ્રિઓ માનવીને માટે મુક્તિના દ્વાર મોકળા કરી આપે એમા જરાય શંકા નથી. જ્યા સુધી માનવી આત્માના ઓજસથી વિમુખ છે ત્યા સુધી એ સુખી પણ નથી અને મુક્ત થવાનો સંભવ પણ નથી. જ્યા સુધી મમત્વ છે ત્યાં સુધી જ બંધન છે અને એ મમત્વની બેડીઓ તૂટી જાય અને માનવી નિર્મમ બની જાય તો પાજરામા પૂરાયેલું પંખી જેમ દ્વાર મોકળા થતા ઊડીને આકાશમા સ્વચ્છંદવિહાર કરી આનદ અને સુખ માણે છે તેમ માનવી પણ નિર્મમ અને નિરહં બનીને સુખસ્વરૂપ આત્માના દર્શન કરી આનદનો ઉપભોગ કરી સ્વતંત્રવિહાર કરે, સુખ અને આનંદસ્વરૂપ પોતે બને

પણ ઇન્દ્રિયોને એ ઉજ્વળમાર્ગ દાખવવાને મન એટલુ ઉજળું હોવું જરૂરનુ છે પરાવલબી ઇન્દ્રિયો તો જેમ અધાને દોરનાર બીજો હોય છે તેમ મનની દોરવી દોરવાય છે વિષયો પર પ્રીતિ તો મનને જ છે, ઇન્દ્રિઓ તો યંત્રવત્ ભોગ ભોગવીને પણ અભોક્તા જ છે. વસ્તુતઃ તો અંહકાર અને મન બંન્ને મળીનેજ ભોગ ભોગવે છે અને જીવને પોતાના એ ભોગ માટે ઓઠુ બનાવે છે જેમ કોલુમા શેરડી પિલાય છે પણ તેના રસનું માધુર્ય કોલુના કાષ્ટ જાણતા નથી તેમ ઇન્દ્રિઓ વિષયોને પ્રત્યક્ષ રીતે ભોગવે છે પણ તેના રસાસ્વાદથી અનભિજ્ઞ છે.

આ વિવેચનનુ તાત્પર્ય એક જ છે. મન અને ઇન્દ્રિઓ સત્વાનુગામી હોય તો સન્માર્ગે જવાય અને અંતર્મુખ બની માનવીને માટે મોક્ષનો–માર્ગ–આત્મદર્શનનો માર્ગ મોકળો બનાવે. પણ એટલાથીજ આત્મદર્શન થતું નથી. એ તો એક પૂરક અને સહાયક સાધન માત્ર છે. હજી તો એવા બીજા ઘણાય અંતરાયો છે જે આત્મદર્શનને આડે આવે છે. તેનો પણ આપણે થોડો વિચાર કરીશું.

# પ્રકરણ ૭

## પરોક્ષનો પરિચય :—

> न चक्षुषा गृह्यते नापि वाचा
> नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।
> ज्ञानप्रसादेन विशुद्धसत्त्व
> स्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥ (मु. ३-१-८)

"આ આત્મા નેત્રથી ગ્રહણ થઈ શકતો નથી. વાણીથી કે બીજી કોઈ ઇન્દ્રિઓથી પણ એ આત્મા ગ્રહણ થઈ શકતો નથી. તપ અથવા કર્મ પણ તેને ગ્રહણ કરવાને સમર્થ નથી. જ્ઞાનના પ્રસાદથી જ્યારે મનુષ્ય વિશુદ્ધચિત્ત બની જાય છે ત્યારે જ તે ધ્યાન કરવાથી એ નિષ્કલ આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરે છે."

પરમતત્ત્વ પરોક્ષ છે. જ્યાં સુધી તેનો સાક્ષાત્કાર થતો નથી ત્યાં સુધી તે પરોક્ષજ રહે છે. એવા પરોક્ષતત્ત્વનો પરિચય શો આપવો? જોયું હોય કે જાણ્યું હોય તેનો પરિચય આપી શકાય. પણ જે જોયું નથી કે જાણ્યું નથી તેના સંબંધમા તો કેવળ મૌન સેવવું એ જ હિતાવહ લેખાય! પણ એમ નિરાશ થવાની શી જરૂર છે? જેણે એ પરોક્ષ આત્મતત્ત્વનો અનુભવ કરીને અપરોક્ષ કર્યું છે" જેણે એને જાણ્યું છે, જોયું છે, તેણે બીજાઓ માટે સાકેતિક ભાષામા એનો પરિચય આપ્યો છે. તે જોઇને, તે જે માર્ગે ગયા તે માર્ગે જઇને આપણે પણ એ પરમતત્ત્વનો અપરોક્ષ અનુભવ કરી શકીએ એ નિઃશંક છે. શરીર-રૂપી નગરમા શયન કરતા એ પુરુષને પ્રાપ્ત કરવા માટે આપણે પણ પુરુષાર્થ કરીએ તો ગોકળગાયની ગતિએ પણ આપણે એ પરમતત્ત્વના દર્શન કરી શકીએ એમા શંકા નથી. જેણે એનો અનુભવ કર્યો છે તે પણ હતા તો માનવી જ ને? અને આપણે પણ માનવી જ છીએ ને? તૈત્તિરિયોપનિષદકારે પણ મુંડકોપનિષદકારના સૂરમા સૂર મેળવીને—

> यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।
> आनन्दं ब्रह्मणो विद्वान न बिभेति कदाचनेति ॥ (तै-२-४-१)

"મન સાથે વાણી જ્યાંથી તેને પામ્યા વિના જ પાછી ફરે છે તે બ્રહ્માનંદને જાણવાવાળો પુરુષ કદિપણ ભય પામતો નથી "

તૈત્તિરિયોપનિષદકારે ભૃગુ અને વારુણીના સંવાદ રૂપે એક સુંદર આખ્યાયિકાની યોજના કરી છે પરમતત્ત્વને પામવાની એ પ્રણાલિકા સાધકને સહાયક બને છે પરમતત્ત્વના પરોક્ષ સ્વરૂપનું ભાન કરાવવાને એ આખ્યાયિકા અહીં ઉપયુક્ત થશે

ભૃગુવલ્લીના પ્રથમ અનુવાકમા એ આખ્યાયિકા આપવામા આવી છે વરુણનો સુપ્રસિદ્ધ પુત્ર ભૃગુ પોતાના પિતા પાસે આ યો બદ્ધાંજલિ તેણે પિતાને—

अधीहि भगवो ब्रह्मेति ।

"ભગવાન્, મને બ્રહ્મનો બોધ કરાવો !" એવી પ્રાર્થના કરી

अन्न, प्राण, नेत्र, श्रोत्र, मनोवाचमिति । વરુણે તેને કહ્યુ અને આગળ ચલાવ્યુ

यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि
जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति । तद्विजिज्ञास
स्व तद् ब्रह्मेति ॥ (૬ ૩-૧-૧)

'અન્ન, પ્રાણ નેત્ર, કાન, મન, વાચા "

જેનાથી આ બધા પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થઈને જેના આશ્રય વડે તે જીવિત રહે છે અને અંતે મરણોન્મુખ બનીને જેમા એ લીન થાય છે તેને વિશેષરૂપથી જાણવાની ઈચ્છા કર, તેજ બ્રહ્મ છે" આમ કહીને તેણે ભૃગુને બ્રહ્મની સાંકેતિક સૂચના આપી અને અન્ન આદિ વરુણે જે કહ્યા તે બધા એ બ્રહ્મની ઉપલબ્ધિના સાધનરૂપ છે એમ પણ સૂચવ્યુ

અન્ન એટલે અન્નમયકોશ—શરીર તેમા રહેનારા પ્રાણ, ચક્ષુ શ્રોત, મન વાણી આદિદ્વારા બ્રહ્મની ઉપલબ્ધિ થઈ શકે છે એમ કહીને વરુણે ભૃગુને માટે બ્રહ્મના વિષયમા વિચારનુ ક્ષેત્ર ઊભુ કર્યું એ ભૂમિકાને અનુલક્ષીને વિચાર કરવાથી પિતાનુ એ કથન કેટલે અંશે યોગ્ય છે તે હવે ભૃગએ અનુભવ સિદ્ધ કરવાનુ રહ્યુ

પ્રકૃતિનું સર્જન થાય છે, તેનો વિકાસ થાય છે અને અંતે તે લીન થાય છે. પ્રકૃતિની એ ક્રિયા જેનાવડે થાય છે તે બ્રહ્મ છે એમ કહીને બ્રહ્મના લક્ષણ તરીકે બ્રહ્મની ઓળખ આપતાં વરુણે જગતની—પ્રકૃતિની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર જણાવ્યાં. એ ત્રણેનું જે અધિષ્ઠાન છે તે બ્રહ્મ છે. અને તેને પ્રાપ્ત કરવાના સાધન તરીકે વર્ણવ્યાં તે અન્ન આદિ દ્વારા એ બ્રહ્મને શી રીતે પ્રાપ્ત કરી શકાય તે અર્થે ભૃગુએ એ અન્ન આદિને સાક્ષાત્કારના સાધન માની તપ કર્યું.

ભગવાન વેદવ્યાસે પણ બ્રહ્મસૂત્રમાં જન્માદ્યસ્ય। એમ કહીને જન્મ, સ્થિતિ અને અંત જેમાંથી થાય છે તે બ્રહ્મ છે એમ કહ્યું છે.

વરુણના આ કથનને પુષ્ટ કરનાર

प्राणस्यप्राणमुत चक्षुषश्चक्षुरुत । श्रोत्रस्य श्रोत्रं मनसो वै मनो विदुः
निचिक्युः ब्रह्म पुराणं मग्रयार् (બ ૪-૪-૧૮)

"બ્રહ્મ પ્રાણનો પ્રાણ, ચક્ષુનો ચક્ષુ, શ્રોત્રનો શ્રોત્ર અને મનનું મન છે એ પ્રમાણે જે જાણે છે તે તે પુરાતન અને શ્રેષ્ઠ બ્રહ્મને સાક્ષાત્ જાણી શકે છે." ઉપરનું વાકય છે. વાકયમાં પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને મનના મન તરીકે બ્રહ્મને વર્ણવ્યું છે તેથી એનો બ્રહ્મોપલબ્ધિના દ્વાર તરીકે વરુણે સંકેત કર્યો છે અને બ્રહ્મના લક્ષણ કહ્યાં છે.

ભૃગુએ તપ કર્યું અને તપ કરીને—

अन्नं ब्रह्मेति व्यजानात् । 'અન્ન બ્રહ્મ છે' એવું તેણે જાણ્યું. તપ કર્યું એટલે શું કર્યું?

मनसश्चेन्द्रियाणां चह्यैकाग्र्यं परमं तपः ।

"મન અને ઇન્દ્રિયોની એકાગ્રતા એજ પરમ તપ છે. અને
तज्ज्यायः सर्वधर्मेभ्यः स धर्मः ।

તેજ સર્વ ધર્મથી ઉત્કૃષ્ટ છે અને તેજ પરમ ધર્મ કહેવાય છે.

આમ ભૃગુએ મન અને ઇન્દ્રિયોને એકાગ્ર કરીને પિતાએ જે વા કરી હતી તેના ઉપર વિચાર કર્યો. વિચારને અંતે 'अन्नं ब्रह्मेति व्यजानात् । અન્ન બ્રહ્મ છે એવો તેણે નિશ્ચય કર્યો.

તેણે વિચાર કરીને જ્ઞાન અને બુદ્ધિદ્વારા એવુ નિશ્ચિત કર્યું કે અન્નથીજ આ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થયા છે, ઉત્પન્ન થઇને અન્નથીજ જીવિત રહે છે અને પ્રયાણ કરતી વેળાએ અન્નમાજ લીન થાય છે.

અન્ન, પ્રાણ આદિ તો બ્રહ્મની પ્રાપ્તિના સાધનો છે સાધનો સાધ્યને પ્રાપ્ત કરી શકતા નથી. પણ સાધકને સાધ્ય પ્રાપ્ત કરવા માટે માર્ગની અનુકૂળતા કરી આપે છે. અન્ન એટલે જેનાવડે શરીરનુ પોષણ થાય છે તે અથવા શરીરને સાધન બનાવીને સાધક સાધ્ય પ્રાપ્તિ અર્થે પુરુષાર્થ કરે છે તે જો શરીર ન હોય અથવા શરીરને સશક્ત રાખવાને માટે સાધનરૂપે જો અન્ન ન હોય તો સાધક સાધ્યપ્રાપ્તિ અર્થે પુરુષાર્થ કરી શકતો નથી.

અન્નનુ મહત્વ વ્યક્ત કરતી એક આખ્યાયિકા છાદોગ્ય ઉપનિષદમા છે એ પ્રસગ છઠ્ઠા અધ્યાયના સાતમા ખડમા આપવામા આવ્યોછે તેનુ તાત્પર્ય એ છે કે અરૂણે પોતાના પૌત્ર શ્વેતકેતુને કહ્યુ, 'પુરુષ સોળ કળાઓવાળો છે તુ પદર દિવસ ભોજન ન કર, માત્ર યથેચ્છ જલપાન કર પ્રાણ જળમય છે તેથી પાણી પીધાથી તારો નાશ નહી થાય શ્વેતકેતુએ પિતાની આજ્ઞા અનુસાર પંદર દિવસ ભોજન કર્યુ નહી. પછી તે અરૂણ પાસે આવ્યો અને

"ભગવાન ! શુ બોલુ ?" એ પ્રમાણે કહ્યુ.

'હે સૌમ્ય ! ઋક્, યજુ, સામનો પાઠ કર" પિતાએ આજ્ઞા કરી

"મને એનુ સ્ફુરણ નથી" શ્વેતકેતુએ કહ્યુ

'હવે તુ ભોજન કરુ" પિતાએ આજ્ઞા કરી અને શ્વેતકેતુએ યથેચ્છ ભોજન કર્યું અને પિતા પાસે આવ્યો અને તેણે જે કઈ પ્રશ્ન કર્યા તેના યથાર્થ ઉત્તર આપ્યા ! ત્યારે અરૂણે કહ્યુ 'હે સૌમ્ય, તારી સોળ કળાઓ પૈકી માત્ર એક જ કલા અવશિષ્ટ રહી હતી તે અન્ન દ્વારા પ્રજ્વલિત કરવામા આવી અને તેનાથીજ તુ વેદોનો અનુભવ કરી રહ્યો છે" એમ કહીને અન્નનો મહિમા વ્યક્ત કર્યો અસ્તુ

આમ અન્ન એટલે શરીર અથવા અન્ન અને શરીર એ ઉભયની સહાયતાથી સાધક જ્ઞાન પ્રાપ્ત કરીને આત્મદર્શનને પાત્ર બને છે

અંતઃકરણ ઉપર જન્મજન્મોના ચીનાયેલા મેલના થરોને ધોવા માટે એ જ્ઞાન પાણીની ગરજ સારે છે. અને જ્યારે મેલ સ્વચ્છ બની અંતઃકરણ શુદ્ધ થાય છે ત્યારે તે સ્વચ્છ અંતઃકરણમાં ધ્યાનમાર્ગે સાધકને બ્રહ્મ-દર્શન થાય છે. આ કારણે અન્ન આદિ સાધનોની મહત્તા છે.

ભૃગુએ પિતાને કહ્યું.

'अन्नं ब्रह्मेति व्यजानात् !' અન્ન બ્રહ્મ છે એવું જાણ્યું. અને તેના કારણ પણ પિતાને ભૃગુએ કહ્યા. વરુણને સંતોષ ન થયો. સાધનનેજ ભૃગુએ સાધ્ય માન્યું એમ જાણીને તે વિચારમગ્ન બન્યા, ત્યા તો પિતાનું મનોગત જાણે કળીનેજ ભૃગુએ

अधीहि भगवो ब्रह्मेति । "ભગવાન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો!" એવી પુનઃ પ્રાર્થના કરી. વરુણને સંતોષ થયો. પુત્ર અન્નનેજ બ્રહ્મ જાણીને પરિતૃપ્ત થયો નથી, એ જાણી તેને આનંદ થયો હજી તેના મનમા બ્રહ્મને જાણવાની જિજ્ઞાસા અવશિષ્ટ રહી છે જાણી તેમણે પુત્રની પ્રાર્થનાનો—

तपसा ब्रह्म विजिज्ञासस्व
तपो ब्रह्मेति ।

"તપદ્વારા બ્રહ્મને જાણવાની ઈચ્છા કરો; તપ એજ બ્રહ્મ છે"

તપ એટલે વિચાર, તપ એટલે જ્ઞાન. વિચાર દ્વારા જે જ્ઞાન પ્રાપ્ત થાય તે વડે બ્રહ્મને જાણવાની ઈચ્છા કરવાની પિતાની આજ્ઞા શિરોધાર્ય કરી ભૃગુએ—

स तपोऽतप्यत ।

તેણે તપ કર્યું એટલે પુનઃ વિચાર કરવો શરૂ કર્યો પોતાની બ્રહ્મ વિષયક જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે તેણે વિચારનો વેગ વધાર્યો એ વિચારના અંતે તેને જણાયું કે અન્ન બ્રહ્મ નથી પણ અન્ન બ્રહ્મથી ઉત્પન્ન થયેલું છે. તે બ્રહ્મને પ્રાપ્ત કરવાનું સાધન છે પણ प्राणो ब्रह्मेति व्यजानात् । 'પ્રાણ બ્રહ્મ છે' એમ જાણ્યું.

પિતાજીએ બ્રહ્મના ઉપલક્ષણ તરીકે જેના વડે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થઈને જીવિત રહે છે અને અંતસમે તેમાજ સમાય

છે. તે બ્રહ્મ છે એવું કહ્યું હતું તેજ ધોરણ ધ્યાનમાં રાખીને તેણે વિચાર કરવો શરૂ કર્યો. વિચારના અંતે, તેનો સૃષ્ટિના વ્યવહારમા, પ્રાણીમાત્ર, માનવી પશુ પક્ષી આદિ સર્વ પ્રાણ વડે જ ઉત્પન્ન થાય છે, પ્રાણ વડે જ જીવિત રહે છે અને પ્રાણમાંજ અંતે સમાય છે; એવું તેને જણાયું. અને તેથી પ્રાણ એજ બ્રહ્મ છે એવો તેણે નિશ્ચય કર્યો.

પ્રાણની શ્રેષ્ઠતાનું પ્રતિપાદન કરતી એક નાનકડી આખ્યાયિકા છાંદોગ્યોપનિષદના પાચમા અધ્યાયના પ્રથમ ખંડમા આપવામાં આવી છે.

એક સમયે પ્રાણ આદિ ઇન્દ્રિઓ વચ્ચે પરસ્પર સંવાદ થયો. સંવાદનો વિષય હતો; 'સર્વ ઇન્દ્રિઓમા શ્રેષ્ઠ કોણું?' વાણીએ કહ્યુ: "હું શ્રેષ્ઠ!" ચક્ષુએ પોતાની શ્રેષ્ઠતાનો હુકાર કર્યો! શ્રોત્રે પણ પોતે શ્રેષ્ઠ હોવાનો દાવો કર્યો! મનની પણ એજ ગતિ થઈ! પરસ્પરના એ વિવાદમા કોઇ બીજાથી કનિષ્ઠ છે એમ માનવાને તૈયાર ન હોવાથી અંતે એ બધા પિત પ્રજાપતિ પાસે ગયા અને भगवन्को नः श्रेष्ठः

"ભગવન્! અમારામા શ્રેષ્ઠ કોણ?" એમ પ્રશ્ન કર્યો.

यस्मिन्व उत्क्रान्ते शरीरं पापिष्ठतरमिव
दृश्यत स वः श्रेष्ठ इति ।

"તમારામાથી જેના નીકળી જવાથી, શરીરમાથી ઉત્ક્રમણ કરી જવાથી શરીર અત્યત પાપિષ્ઠ જેવું જણાવા લાગે તેજ તમારામા શ્રેષ્ઠ છે.

એ પ્રમાણે પ્રજાપતિએ નિર્ણય કર્યો.

પ્રજાપતિના આ નિર્ણય અનુસાર વાક્, ચક્ષુ, શ્રોત્ર, મન આદિ ઇન્દ્રિઓએ ઉત્ક્રમણ કર્યું પણ તે કારણે શરીરનો નાશ ન થયો અને શરીર જીવિત રહ્યું. એટલે અંતે ઉત્ક્રમણ કરવાનો પ્રાણનો વારો આવ્યો.

પ્રાણે પછી ઉત્ક્રમણ કર્યું. જે પ્રમાણે સારો ઘોડો પોતાના પગ બાધવાના ખીલાઓને ઉખેડી નાખે છે તેજ પ્રમાણે અન્ય પ્રાણોને અપાન, સમાન, વ્યાન, ઉદાનને ઉખેડી નાખ્યા. શરીરથી બહાર કાઢી લીધા ત્યારે તે બધાએ તેની આગળ આવી,

પુત્ર એક એક કદમ આગળ વધતો જાય છે એ જાણીને પિતાને થોડો આનંદ થયો પણ 'મન એજ બ્રહ્મ છે' એવો તેનો નિશ્ચય સાચો નહોતો કારણ કે મનના સંકલ્પ દ્વારાજ સૃષ્ટિનું સર્જન થાય છે, મનના સંકલ્પ દ્વારાજ તેનું પોષણ થાય છે અને મનના સંકલ્પદ્વારા જ તેનો લય થાય છે. પરમતત્ત્વના એક નાનકડા સંકલ્પના પરિણામ રૂપેજ પ્રકૃતિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે એ વાત શાસ્ત્રસંમત છે. બ્રહ્મના એ ઉપલક્ષણો મન સાથે બંધબેસતા આવે છે પણ ખરા, પણ બ્રહ્મ તો અજન્મા છે જ્યારે મન તો બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ બ્રહ્મનું જ સર્જન છે! જે ઉત્પન્ન થાય છે તેનો તો લય સર્જાયેલો જ છે! બ્રહ્મ ઉત્પન્ન થતું નથી, તે જીવીને વધતું પણ નથી કે ઘટતું પણ નથી અને તેનો અંત પણ આવતો નથી. એવું વેદાંતવાક્ય છે. તેથી મન બ્રહ્મ નથી પણ બ્રહ્મને પ્રાપ્ત કરવાનું સાધન છે મન તો ભગવાનની અષ્ટ પ્રકારની પ્રકૃતિમાંનું એક છે અને તેથી ભૃગુએ જે નિર્ણય કર્યો છે તે યોગ્ય નથી. આ કારણે વરુણના મુખ ઉપર થોડી ગ્લાનિ તરવરતી ભૃગુએ જોઈ. પિતાનું મનોગત તેણે પારખ્યું. 'પિતાને મારો નિર્ણય રૂચ્યો નથી.' એમ તેને લાગ્યું અને તેણે પુનઃ બ્રહ્મને જાણવાની જિજ્ઞાસાથી પિતાને પ્રણિપાત કર્યા અને પરિપ્રશ્ન કરી—

अधीहि भगवो ब्रह्मेति ।

"ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો!" એવી પ્રાર્થના કરી

પોતે મનનેજ બ્રહ્મ છે એવો નિશ્ચય કર્યો હોવા છતા પુત્ર પોતાના જ નિર્ણયથી તૃપ્ત થયો નથી એમ વરુણને પુત્રની આ પ્રાર્થનાથી લાગ્યું અને તેણે પણ પુનઃ પુત્રને—

तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति ।

"તું તપદ્વારા બ્રહ્મને જાણવાની ઈચ્છા કર; તપ બ્રહ્મ છે" એ પ્રમાણે આજ્ઞા કરી ભૃગુએ પણ પિતાની આજ્ઞા સ્વીકારી આત્મોત્કર્ષની જિજ્ઞાસાવાળા પુત્રો હંમેશા પિતાની આજ્ઞાનેજ અનુસરે અને તેમાજ તેનું શ્રેય પણ છે. સ્વતઃ બુદ્ધિમાન માનીને જે પોતાનાથી શ્રેષ્ઠની આજ્ઞા અથવા માર્ગસૂચનની અવગણના કરે છે તે કદી પણ ઊંચો આવતો નથી. નિરહંભાવે વર્તન કરનાર જ નરણાને પણ શ્રેષ્ઠ માની આત્મકલ્યાણ સાધી શકે છે.

ભૃગુએ પુનઃ તપ કર્યું. તપને અંતે—

'विज्ञानं' ब्रह्मेति व्यजानात् ।'

'વિજ્ઞાન બ્રહ્મ છે' એવું જાણ્યું. અને પિતા પાસે આવીને પોતાનો એ નિર્ણય પિતા આગળ વ્યક્ત કર્યો. તપ અને જ્ઞાનદ્વારા પુત્ર ધ્યેયની નજીક નજીક આવતો જાય છે પણ હજી તેનો નિર્ણય અધૂરો છે એમ જાણી પુત્રને અંતિમ નિર્ણય પર આવવા માટે ઉદ્યુક્ત કરવાનું વિચાર્યું. ત્યાં તો ભૃગુએજ પિતાને પ્રાર્થના કરી.

अधीहि भगवो ब्रह्मेति । "ભગવન્, મને બ્રહ્મનો ઉપદેશ આપો !" અને પિતાએ પણ પુત્રના આત્યંતિક કલ્યાણ અર્થે પુનઃ તેને તપ કરવા માટે—

तपसा ब्रह्म विजिज्ञासस्व
तपो ब्रह्मेति ।

"તું તપદ્વારા બ્રહ્મને જાણવાની જિજ્ઞાસા કર; તપ બ્રહ્મ છે." એમ આજ્ઞા કરી. ભૃગુએ પણ એવું કે પિતાજી વારંવાર તપ કરવાની આજ્ઞા કરે છે તેજ યોગ્ય છે કારણ કે મારું જ્ઞાન અધૂરું જ છે. જે સમ્યક્ જ્ઞાન છે તે ચલિત થતું નથી. ઘડી ઘડીમાં જે નિર્ણય ફેરવાય છે તે જ્ઞાન અધૂરું કહેવાય. જ્યારે મારું જ્ઞાન પૂર્ણ થશે ત્યારે પિતાજી મને આદેશ આપ્યા વિના ન રહે. આમ વિચારી ભૃગુએ પણ—

स तपोऽतप्यत । તેણે તપ આદર્યું. અને તેણે તપ કરીને—

आनन्दो ब्रह्मेति व्यजानात् ।

'આનંદ બ્રહ્મ છે' એવું જાણ્યું. અને પિતા પાસે આવી પોતાનો નિર્ણય વ્યક્ત કર્યો. પિતાને પણ આનંદ થયો. બ્રહ્મના ઉપલક્ષણ તરીકે આનંદ પણ એક ઉપલક્ષણ છે. પણ એજ અંતિમ અવસ્થા નથી. આનંદ એક ઉચ્ચતમ અવસ્થા છે એ ખરું પણ એ પરિપૂર્ણ બ્રાહ્મિ સ્થિતિ નથી કે આનંદ એજ બ્રહ્મ નથી. આનંદ બ્રહ્મ હોય તો એ બ્રહ્મની પરિચ્છિન્ન અવસ્થા બને છે. બ્રહ્મ તો અમર્યાદ છે એટલે—

आनंदो ब्रह्मेति । એ અવસ્થાની પણ આગળ સાધકે જવાનું છે.

વિષયાનંદ કરતાં તો એ બ્રહ્માનંદ પરમોત્કૃષ્ટ છે છતાંય તે એક પ્રકારનો વિકાર છે. જેમ આપણને આનંદ (પાર્થિવ) પ્રાપ્ત કરવાને વિષયો તરફ મીટ માંડવી પડે છે તેમ આ પરમોત્કૃષ્ટ આનંદ પ્રાપ્ત કરવાને પણ બ્રહ્મ તરફ મીટ માંડવી પડે છે. જેમ વિષયાનંદ પ્રાપ્ત કરવાને મહેનત કરવી પડે છે તેમ આ આનંદ પ્રાપ્ત કરવાને પણ તપ કરવું પડે છે. એ તપને અંતે આનંદની પ્રાપ્તિ થાય છે. એક આનંદ અવનતિ તરફ ઘસડી જાય છે, જ્યારે આ આનંદ ઉર્ધ્વગતિ તરફ લઈ જાય છે આપણે તો બ્રહ્મ બનવું છે, બ્રહ્મને જાણીને તેમાં સમાઈ જવું છે અને તેને માટે તો એ બ્રહ્માનંદ પ્રાપ્ત કરીને પણ સંતોષ માનવાનો નથી. અસ્તુ

આ આખ્યયિકા દ્વારા માનવ શરીરાંતરગત અન્નમય, પ્રાણમય, વિજ્ઞાનમય અને આનંદમય કોશ તરફ ઉપનિષદકારે અંગુલિનિર્દેશ કર્યો છે. તાત્પર્ય એ છે કે અન્નમય કોશ કરતા પ્રાણમય, પ્રાણમય કરતા મનોમય, મનોમય કરતાં વિજ્ઞાનમય અને તેના કરતાં પણ શ્રેષ્ઠ આનંદમય કોશ છે. એ પ્રમાણે તપ દ્વારા એક કરતા બીજી ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરીને સાધક અંતે બ્રહ્મની છેક જ નજીક આનંદમય કોશ સુધી આવે છે અને તેની પણ આગળ જ્યારે સાધક પોતાના તપમાં મંડયો રહે છે ત્યારે જ તે બ્રહ્મપ્રાપ્તિ કરી શકે. બ્રહ્મના જે ઉપલક્ષણો છે તે બ્રહ્મ નથી. એ ઉપલક્ષણો તો કેવળ બ્રહ્મની શક્તિનું સાધકને ભાન કરાવે છે દા. ત. રાતો ઘોડો એમ આપણે કહીએ તેથી 'રાતો' એ ઘોડાનું વિશેષણ છે. તેમ બ્રહ્મ કેવું ? એવો કોઈ પ્રશ્ન કહે તો "જે આનંદ છે તે બ્રહ્મ છે." એમ કહીને આપણે બ્રહ્મની ઓળખ માટે એક વિશેષણનો ઉપયોગ કરીએ છીએ. વસ્તુતઃ તો એ બધાંય વિશેષણો—ઉપલક્ષણો—થી બ્રહ્મ નિરાળું છે ! ઘોડાની ઓળખ માટે જેમ આપણે 'રાતો' શબ્દ વાપર્યો પણ તે વિશેષણ જેમ ઘોડો નથી તેમ આનંદ એ બ્રહ્મ નથી એ તો એ બધાંય ઉપલક્ષણોથી પર પરમતત્ત્વ છે. માત્ર ઉપલક્ષણોનું જ જ્ઞાન પ્રાપ્ત કરીને મોહ પામતો સાધક અધવચ્ચે અટવાઈ જાય છે. ભૃગુ અને વરુણનો આ સંવાદ સાધકને તપની એક દિશા સૂચવે છે અને પરમતત્ત્વને પામવાનું સર્વોત્કૃષ્ટ સાધન કેવળ તપ—વિચાર—છે એનું સૂચક છે. અસ્તુ—આપણે આગળ ચાલીએ.

સત્, ચિત્ત અને આનંદ, સત્ય જ્ઞાન અને અનન્ત એ બધાંજ બ્રહ્મનાં ઉપલક્ષણો છે. એ ઉપલક્ષણો જ્યાં જ્યાં જોવામાં આવે, જ્યાં

જ્યા એ ઉપલક્ષણોનો અનુભવ કરવાનો મળે ત્યાં ત્યાં બ્રહ્મનું પ્રભુત્વ છે એમ માની શકાય. બ્રહ્મ સત છે કારણ કે તે એકની એકજ અવસ્થામા સતત રહે છે. તેની એ અવસ્થામા કોઈ પણ કાળે મીનમેખનો પણ ફેર પડતો નથી. પ્રકૃતિ પળેપળે પલટાય છે જ્યારે સત એકની એક અવસ્થામાજ રહે છે. એટલે સત અને અસતથી ભિન્ન છે એમ બતાવવાને એ ઉપલક્ષણની યોજના કરવામા આવી છે. એજ રીતે બ્રહ્મના બીજા ઉપલક્ષણોનો પણ આપણે વિચાર કરીશું તો બધાંજ સાપેક્ષ જણાશે. ચિત્ત એટલે ચૈતન્યસ્વરૂપ એ બ્રહ્મનુ ઉપલક્ષણ છે, જગતમા જેને ચૈતન્યનો અનુભવ થાય છે તે બધુ જ પરમતત્ત્વનું ચૈતન્ય છે. કારણ કે પરમતત્ત્વ વિનાનુ એક રજકણ પણ અસ્તિત્વ ધરાવતુ નથી.

શ્રી ભગવાને અર્જુનને કહ્યું.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।

"નહીં જણાતા અવ્યક્ત સ્વરૂપવાળા મારાવડે આ સર્વ વ્યાપ્ત છે."

આ પ્રમાણે કહીને પોતાની સર્વત્ર વ્યાપ્તિ છે એવું વ્યક્ત કર્યું છે. सर्वं खल्विदं ब्रह्म । એ વેદવાકયનો પણ એજ અર્થ છે. અહી પણ આપણે પ્રકૃતિનુ સ્વરૂપ જોશુ તો જડ છે; અલ્પ છે. એ જડ પ્રકૃતિ ચેતનવંતી જેનાવડે છે તે બ્રહ્મ છે અને તેથી પ્રકૃતિ કરતા બ્રહ્મ ભિન્ન છે એમ બતાવવાનેજ બ્રહ્મના ઉપલક્ષણ તરીકે ચિત્ કહેવામા આવ્યુ છે. બ્રહ્મનુ ત્રીજુ ઉપલક્ષણ સુખ-આનંદ છે સુખ અને આનંદમા કશો ફેર નથી. જેને સુખ છે તે સદા આનંદમાજ રહે છે અને જ્યા આનંદ છે ત્યા તે સુખનુ જ પરિણામ છે. સુખ એ પરિતૃપ્તિનું પણ પરિણામ છે. પરમતત્ત્વ સુખરૂપ કે આનંદસ્વરૂપ છે એમ કહીને એથી વિપરીત જે ભાવનો આપણે અનુભવ કરીએ છીએ તે દુઃખ અને આનંદરહિત અવસ્થા. તે ઉભયમા ભેદ બતાવી એક ઉત્તમ છે અને બીજું કનિષ્ટ છે એમ બતાવવાનો પ્રયાસ કર્યો છે

પરમાત્મા સત્ય છે. સત્યના—સતના લક્ષણો તો આપણે આગળ વર્ણવ્યા જ છે. જ્ઞાન પણ પરમતત્ત્વનુ સ્વરૂપ છે. અજ્ઞાન એ પ્રકૃતિનું સ્વરૂપ છે. તેનાથી પરમતત્ત્વ વિલક્ષણ છે એમ બતાવવાનેજ એ વાત કહેવામા આવી છે. અનન્ત એ ત્રીજું ઉપલક્ષણ છે. પ્રકૃતિ અન્તવાન

છે. પ્રકૃતિનું સર્જન થાય છે અને જે અનન્ત છે તેનું સર્જન થતું નથી તેથી પ્રાકૃત સર્જન અને પરમતત્ત્વની વિલક્ષણતા બતાવવાને જ પરમતત્ત્વને અનન્ત કહેવામા આવ્યુ છે અને તેથી—

सत्यं ज्ञानमनन्तम् ब्रह्म । એવા ઉપલક્ષણો આપ્યા છે.

આત્માનો-પરોક્ષ આત્માનો-પરિચય તો કેવળ ઉપલક્ષણો દ્વારાજ કરી શકાય છે. કઠોપનિષદકારે પણ—

नैववाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।

अस्तीति ब्रुवतोऽन्यत्र कथतदुपलभ्यते ॥ (કઠો ૨-૩-૧૨)

"આ આત્મા, વાણી, મન કે નેત્રથી પ્રાપ્ત કરી શકાતો નથી. તે 'છે' એમ કહેવાવાળા લોકો સિવાય બીજાઓ તે આત્માને શી રીતે પ્રાપ્ત કરી શકે?"

એમ કહીને આત્મા વાણીનો વિષય નથી, દર્શનનો કે મનનનો વિષય નથી, એવું વ્યક્ત કર્યું છે અહીજ શ્રદ્ધાનુ ક્ષેત્ર ઊઘડે છે. આપણે તો 'આત્મા છે' એમ માનીને જ ચાલવાનુ રહ્યું. જેમ ભૂમિતિમા અમુક વસ્તુ આપીને બીજી વસ્તુ સિદ્ધ કરવાની રહે છે તેમ અહીં પણ 'પ્રકૃતિ' આપણી આગળ છે, સર્જન આપણી આગળ છે, તે સર્જનનો સર્જક પણ છે જેને વેદોએ આત્મા કહ્યો છે. તે આત્માને 'તે છે' એમ માનીનેજ આપણે શોધવા નીકળવાનુ છે. એ તો સમુદ્રમાથી સોય શોધવાની છે! પણ જે માનવી પ્રયત્નશીલ છે તે સમુદ્રના છેક ઉડાણમા જઇને પણ સોય પ્રાપ્ત કરી શકે છે. તેમ 'એ આત્મા છે' એટલુ ગ્રહિત કરીને જે તેને શોધવા નીકળશે તેને તે શ્રદ્ધા અને અડગ વિશ્વાસથી પ્રાપ્ત કરી શકશે એમા જરાપણ શકા નથી. એજ કારણે પરમતત્ત્વના અસ્તિત્વમા શ્રદ્ધા રાખવાની આવશ્યકતા ઉપર શાસ્ત્રોએ ભાર મૂકયો છે જેને શ્રદ્ધા નથી, જે શંકાશીલ છે, આત્મા છે કે નથી? એમ જેની દ્વિધાવૃત્તિ છે તે ધોબીના કૂતરા જેવો એ ઘાટનો નથી.

આત્માનાં બીજાં લક્ષણોનું વર્ણન કરતા—

अशब्दमस्पर्शमरूपमव्ययं
तथारसं नित्यमगन्धवच्चयत् ।
अनाद्यनन्तं महतः परं ध्रुवं
निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥

"અશબ્દ, અસ્પર્શ, અરૂપ, અવ્યય અને રસહીન નિત્ય અને ગન્ધરહિત છે જે અનાદિ છે, અનન્ત છે, મહત્તત્ત્વથી પણ પર અને ધ્રુવ-નિશ્ચય છે-તે આત્માતત્ત્વને જાણીને પુરુષ મૃત્યુના મુખમાથી મુક્ત થાય છે." આ પ્રમાણે કહ્યુ છે.

શબ્દ, સ્પર્શ; રૂપ, રસ અને ગન્ધ એ પાંચ તન્માત્રા છે. આકાશ, વાયુ, અગ્નિ, અપ અને પૃથ્વી એ પચ મહાભૂતો છે. એમાની એક તન્માત્રા કે એકે વિષયનો આત્મામા લેશમાત્ર પણ અશ નથી, તે અવ્યય એટલે જેનો વ્યય નથી થતો તેવો છે. જ્યારે પ્રકૃતિનો પળે પળે વ્યય થાય છે. પ્રકૃતિની વૃદ્ધિ પણ છે, પરિવર્તન પણ છે અને અસ્ત પણ છે જ્યારે આત્માને એમાનુ કશુ જ નથી. તે નિત્ય છે જ્યારે પ્રકૃતિ અનિત્ય છે તે અનાદિ છે જ્યારે પ્રકૃતિનો આદિ છે અને અત પણ છે તે અનન્ત છે તે મહત્તત્ત્વથી પણ પર છે આત્મતત્ત્વ શબ્દાદિ વિષયોની પર હોવાથી તેનો વ્યય થતો નથી જે શબ્દાદિ વિષયોયુક્ત છે તેનો જ વ્યય થાય છે એટલે જ આત્મા અક્ષય છે આત્માનો આદિ પણ નથી અને અન્ત પણ નથી વગેરે કહીને આત્માના એ બધા ઉપલક્ષણો બતાવી આત્માની ઓળખ આપી છે. આત્મા પ્રકૃતિથી વિપરીત છે એમ બતાવવાનો જ આ પ્રયાસ છે આત્માના જે જે ધર્મ છે તે બધાજ ધર્મોથી પ્રકૃતિ વિમુખ છે અને તેથી જ પ્રકૃતિ-અજ્ઞાનનુ સર્જન અલ્પ કહેવામા આવ્યુ છે જ્યારે આત્માને ભૂમા કહેવામાં આવી છે તાત્પર્ય એ છે કે આત્મા પ્રકૃતિથી પર હોવાથી પ્રકૃતિના બધાય ઉપલક્ષણો વિહોણુ જે તત્ત્વ છે તે આત્મા છે. એવો ઉપનિષદ-કારોએ નિરધાર કર્યો છે

પરોક્ષ પરમતત્ત્વનો પરિચય કરાવવાને યમરાજાએ નચિકેતાને કઠોપનિષદ્મા જે વાતો કહી છે તે ખરેખર મનનનીય છે, યમરાજાએ નચિકેતાને કહ્યુ—

येन रूप रस गन्ध शब्द स्पर्श च मैथुनम्

एतेनैव विजानति किमत्र परिशिष्यते ॥

एत द्वै तत् ॥ (क २-१-३)

"જે આ આત્માદ્વારા મનુષ્ય રૂપ, રસ, ગન્ધ, શબ્દ, સ્પર્શ અને મૈથુનજન્ય સુખોને નિયમપૂર્વક જાણે છે તે આત્માથી આ લોકમા બીજુ શુ અવિજ્ઞેય રહી જાય છે? તે તત્વ નિશ્ચય તેજ છે?"

મનુષ્ય દેહ તો જડ છે પણુ તે જડ દેહદ્વારા મનુષ્ય વિષયોપભોગ માણે છે એ ભોગ માણવાનું જ્ઞાન અને ભોગને અંતે માનવીને જે સુખ થાય છે, સુખની લાગણીનો અનુભવ થાય છે તે માનવી જાણી શકે છે, તે જે શક્તિ વડે જાણી શકાય છે તે બ્રહ્મ છે' અમર બ્રહ્મની એ શક્તિ ન હોય તો માનવીનો દેહ અને વિષયો જે બધા જ જડ છે તે દ્વારા સુખ યા દુખની લાગણી થાય છે કે કેમ તે માનવી શી રીતે જાણી શકે? હા, આત્મા એ ભોગ માણુતો નથી, આત્મા એ ભોગનો કેવળ સાક્ષી છે, અહકાર જ એ ભોગ માણે છે તેના સુખદુખ આદિનો ભોક્તાપણુ અહકાર છે પણુ એ અહકારને જેના વડે ચેતન મળે છે, એ લાગણીઓનુ ભાન થાય છે, તે બ્રહ્મ છે એ બ્રહ્મ સર્વજ્ઞ હોવાથી તેનાથી વિશ્વમા કશુ જ અજાણ્યુ નથી તાત્પર્ય એ છે કે પ્રકૃતિ અને પ્રાકૃત સર્જનનુ જે અધિષ્ઠાન છે, અને જેના વડે એ પ્રકૃતિ અને પ્રાકૃત સર્જનનુ જીવને ભાન અને જ્ઞાન થાય છે તે બ્રહ્મ છે આ એક પ્રકાર છે

स्वप्नान्त जागरितान्त चोभौ येनानुपश्यति ।

महान्त विभुमात्मान मत्वाधीरो न शोचति ॥

"જેના દ્વારા મનુષ્ય સ્વપ્નમા પ્રતીત થાય છે તે તથા જાગ્રત અવસ્થામા પ્રતીત થાય છે તે એ ઉભય પ્રકારના પદાર્થોને મનુષ્ય જોઈ શકે છે તે મહાન વિભુ આત્મા છે તેને જાણીને બુદ્ધિમાન પુરુષ શોક કરતો નથી"

પરોક્ષનો પરિચય આપવાનો આ બીજો પ્રકાર છે જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ મનની ત્રણુ અવસ્થાઓ છે એ અવસ્થાઓમા શરીરાન્તરગત અતરાત્માની ગતિનુ વિજ્ઞાન માડુક્યોપનિષદમા આગલા પ્રકરણમા આપવામા આવ્યુ છે તેમા બ્રહ્મને ચતુષ્પાદ વર્ણવ્યો છે અને એ ચતુર્પાદનુ વિશદ વર્ણન કરવામા આવ્યુ છે

जागरितस्थानो बहिष्प्रज्ञः सप्ताग एकोन-
विंशतिमुख. स्थूलभुग्वैश्वानरः प्रथमपादः ॥

જાગ્રત અવસ્થા જેની અભિવ્યકિતનુ સ્થાન છે, જે બહિષ્પ્રાજ્ઞ છે, બાહ્ય વિષયોને પ્રકાશિત કરનાર છે તે સાત અંગો, ઓગણિશ મુખવાળો છે તે સ્થૂળ વિષયોનો ભોકતા છે તેને વૈશ્વાનર કહેવામા આવે છે. એ બ્રહ્મનુ પ્રથમપાદ છે. (મા. આ. ૩)

स्वप्नस्थानोन्तःप्रज्ञ. सप्ताग एकोनविंशति
मुख. प्रविविक्तभुक्तैजसो द्वितीयः पादः ॥

"સ્વપ્ન જેનુ સ્થાન છે, જે અંતઃપ્રાજ્ઞ છે, સાત અગો અને ઓગણીસ મુખવાળો છે, જે સૂક્ષ્મ વિષયોનો ભોકતા છે તે તૈજસ, બ્રહ્મનો બીજો પાદ છે. (મા. આ. ૪)

આપણી જાણ માટે આ બેજ જરૂરના છે. જે જાગ્રત અવસ્થામા વૈશ્વાનર છે તેજ સ્વપ્નાવસ્થામા તૈજસ છે, સ્વપ્નના મધ્યમા અને અન્તમા તેમજ જાગ્રત અવસ્થામા મધ્યમા અને અંતમા માનવી જે જે પદાર્થો જોઈ શકે છે, અનુભવી શકે છે તે જે શકિત-વડે બને છે તે આત્માની શકિત છે એ શકિત જેની છે તે બ્રહ્મ છે

"આ કર્મફળ ભોકતા અને પ્રાણ આદિને ધારણ કરનારને તેના સમીપમા રહીને ભૂત, ભવિષ્ય અને વર્તમાનના શાશકરૂપે જાણે છે તે તેનુ એવુ વિજ્ઞાન અનુભવ થઈ ગયા પછી તે આત્માની રક્ષા કરવાની ઈચ્છા કરતો નથી. નિશ્ચય પૂર્વક તે કર્મફળ ભોક્તા અને પ્રાણ આદિને ધારણ કરનાર તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો જે શાસક છે તેજ એ બ્રહ્મતત્ત્વ છે. (કઠ ૨-૧-૫)

જે મુમુક્ષુ જળ આદિ ભૂતો કરતા પહેલા ઉત્પન્ન થયેલા હિરણ્ય ગર્ભને ભૂતો સહિત બુદ્ધિરૂપ ગુહામા સ્થિત જુએ છે તે જ બ્રહ્મને જુએ છે, નિશ્ચય તેજ બ્રહ્મ છે (કઠ ૨-૧-૬)

જે દેવતામય અદિતિ પ્રાણરૂપે પ્રગટ થાય છે અને જે બુદ્ધિરૂપ ગુહામા પ્રવેશ કરીને રહેવાવાળી છે તથા અનેક ભૂતોની સાથે જ ઉત્પન્ન થઇ છે તેને જુઓ, તેજ નિશ્ચય તે તત્વ છે. (ક ૨-૧-૭)

જે દેવતામયથી અદિતિ પ્રાણરૂપે પ્રગટ થાય છે અને જે બુદ્ધિરૂપ ગુહામાં પ્રવેશ કરીને રહેવાવાળી છે તથા અનેક ભૂતોની સાથે જ ઉત્પન્ન થઈ છે તેને જૂઓ. તેજ નિશ્ચય તે તત્ત્વ છે. (ક. ૨-૧-૭)

ગર્ભિણી સ્ત્રીઓ જેમ ગર્ભનું સારી રીતે પોષણ કરે છે તેમ જે જાતવેદા અગ્નિ બન્ને અરણીઓ વચ્ચે સ્થિત છે અને જે પ્રમાદશૂન્ય છે તેમજ હોમ સામગ્રીયુક્ત પુરૂષો નિત્ય જેની સ્તુતિ કરે છે તે જાણવા યોગ્ય છે. તે તે બ્રહ્મ છે, (ક. ૩-૨-૧૮)

જ્યાંથી સૂર્યનો ઉદય થાય છે અને જ્યાં તેનો અસ્ત થાય છે તે પ્રાણાત્મામાં સર્વદેવતા અર્પિત છે તેનું કોઈ પણ ઉલંઘન કરી શકતું નથી, તે તે બ્રહ્મ છે. (ક ૩-૨-૧-૯)

अङ्गुष्ठमात्रः पुरुषो मध्ये आत्मनि तिष्ठति ।
ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते ॥ एतद्वैतत् ॥
(ક. ૩-૨-૧-૧૨)

"જે અંગુષ્ઠપરિમાણયુક્ત પુરૂષ શરીરના મધ્યમાં સ્થિત છે તેને ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો શાસક જાણીને તે આત્માના એ જ્ઞાનને કારણે પોતાના શરીરની રક્ષા કરવાની ઈચ્છા રાખતો નથી, તેજ બ્રહ્મ છે."

આ અંગુષ્ટમાત્ર પુરૂષ ધૂમરહિત જ્યોતિ જેવો છે. તે ભૂત વિષ્યનો શાસક છે તેજ આજે વર્તમાનકાળમા છે અને તેજ કાલે પણ વિષ્યકાળમા પણ રહેશે, નિશ્ચે તેજ એ બ્રહ્મ તત્ત્વ છે.

पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः ।
अनुष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते ॥ एतद्वैतत् ॥
(ક. ૩-૨-૧)

"તે નિત્ય વિજ્ઞાનમયસ્વરૂપ, અજન્મા આત્માનું પુર, અગિયાર દ્વારવાળું છે. તે આત્માનું ધ્યાન કરવાથી મનુષ્ય શોક કરતો નથી તે આ શરીર હોવા છતા પણ કર્મબંધનથી મુક્ત થયેલો, મુક્ત થઈ જાય છે, નિશ્ચય તેજ બ્રહ્મ છે."

"આ શરીરમાં રહેના અશરીરિનો ભ્રંશ થઈ જવાથી આ શરીરથી મુક્ત થવા પછી આ શરીરમાં શુ રહે છે? કાંઈજ રહેતું નથી, તેજ તે બ્રહ્મ છે." (ક. ૨-૨-૪)

"પ્રાણાદિ જ્યારે સુષુપ્ત અવસ્થામાં હોય છે ત્યારે આ પુરુષ પોતાના ઈચ્છિત પદાર્થોની રચના કરતો થકો જાગ્રત રહે છે તેજ શુક્ર–શુદ્ધ છે તે બ્રહ્મ છે. (આત્મા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિથી મુક્ત છે શુદ્ધ છે.) એનેજ અમૃત કહેવામાં આવે છે. તેમાંજ સંપૂર્ણ લોકો આશ્રિત છે. કોઇપણ તેનું ઉલંઘન કરી શકતું નથી, નિશ્ચયતે બ્રહ્મ છે."

(ક. ૨–૮–૮)

આ રીતે કઠોપનિષદકારે બીજા ઘણાં દ્રષ્ટાંતો આપીને આત્માની ઓળખ આપી છે, અને સંકેત કર્યો છે. વાચક ભલે કઠોપનિષદને જોઈ પોતાની જિજ્ઞાસ તૃપ્ત કરે. અહીં સ્થળસંકોચને કારણે કેટલું આપવું?

કેનોપનિષદકારે પણ પરમતત્ત્વની ઓળખના સંકેત અર્થે કેટલાંક દ્રષ્ટાંતો આપ્યાં છે તે પણ આ સ્થળે અસ્થાને નથી.

यद्वाचानभ्युदित येन वागभ्युद्यते

तदेव ब्रह्मत्वं विद्धि नेदयदिदमुपासते ।

(કેને. પ્રથમખંડ–૪)

"વાણીથી જે પ્રકાશિત થતું નથી પરંતુ જેનાવડે વાણી પ્રકાશિત થાય છે તે બ્રહ્મ છે, એવુ તુ જાણ જે આ દેશકાલપરિચ્છિન્ન વસ્તુની લોકો ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી."

यन्मनसा न मनुते येनाहुर्मनोमतम्

तदेव ब्रह्मत्वं विद्धि नेदयदिदमुपासते ॥

"જેનુ મનથી મનન થઈ શકતુ નથી પણ જેનાથી મન મનન કરી કરી શકે છે એવુ કહેવામાં આવે છે તે બ્રહ્મ છે. આ દેશકાલાવચ્છિન્ન જે વસ્તુની લોકો ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી." (કેન. ૧–૫).

"તેજ રીતે જેને કોઈ નેત્રથી જોઇ શકતું નથી પરંતુ જેની સહાયતાથી નેત્ર પોતાના વિષયોને જુવે છે તેને તું બ્રહ્મ જાણુ–આ જે દેશકાલાવચ્છિન્ન વસ્તુની લોકો ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી.",

(કેન. ૧–૬ )

"શ્રોત્રથી જે સાંભળતો નથી પણ જેના વડે શ્રોત્ર–કાન શ્રવણ કરી શકે છે તેને તું બ્રહ્મ જાણ આ જે દેશકાલાવચ્છિન્ન વસ્તુની લોકો ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી." ( કે. ૧–૭ )

"નાસિકાદ્વારમાં રહેલા પ્રાણદ્વારા પ્રાણન થતું નથી પણ જેનાવડે પ્રાણ પોતાના વિષયો તરફ જાય છે તેને તુ બ્રહ્મ જાણ આ જે દેશકાલાવચ્છિન્ન વસ્તુની લોકો ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી." (કે. ૧-૮)

આમ કહીને કેનોપનિષદકારે એ આત્મા વાણીનો, મનનો, નેત્રનો, શ્રોત્રનો, પ્રાણનો વિષય નથી પણ એ બધા જેનાવડે ચેતનવાન બનીને પોતપોતાના વિષયોનુ ગ્રહણ કરી કાર્યક્ષમ બને છે તે બ્રહ્મ છે એવુ સ્પષ્ટ કર્યું છે.

આમ આપણે જોયુ છે કે પરોક્ષનો પરિચય આપવામા આ ઉપનિષદકારોએ અને બીજા ઉપનિષદકારોએ પોતાનું શ્રીણવટ ભર્યું નિરીક્ષણ અને જ્ઞાન સાધકો માટે નિ સંકોચપણે વ્યક્ત કર્યું છે અને તેમ કરીને આત્મહિતવાછુ જગત ઉપર પરમ ઉપકાર કર્યો છે. સાધકને આત્મતત્ત્વને ઓળખવાની જિજ્ઞાસા હોયતો આ દિશાસૂચન સાધકને પૂર્વ દિશામા-જ્ઞાન પ્રકાશની દિશામા લઈ જશે અને આત્મદર્શન કરાવશે અને આત્મદર્શન કરવામાં સહાયક પણ બનશે. ઉપનિષદકારોની આ ભાષા સ્વાનુભવયુક્ત હોવાથી તે સચોટ છે અસ્તુ.

# પ્રકરણ ૮

**બે માર્ગ, બે દ્રશ્ય**

( પદ્યયુગલ )

अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेय—
स्ते उभे नानार्थे पुरुषं सिनीत.।
तयोः श्रेय आददानस्य साधु
भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥

( કઠ. ૧-૨-૧ )

શ્રેય-વિદ્યા એક છે અને પ્રેય-અવિદ્યા એક છે. એ ઉભય વિભિન્ન પ્રયોજનવાળા હોવાથી જ પુરુષોને જકડે છે એ ઉભયમાંથી શ્રેયનું ગ્રહણ કરવાવાળાનું શ્રેય થાય છે અને જે પ્રેયનું વરણ કરે છે તે પુરુષાર્થથી પતિત થઈ જાય છે."

श्रेयश्च प्रेयश्च मनुष्यमेत—

स्तौ सम्परीत्य विविनक्ति धीरः ।

श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते

प्रेयो मन्दो योगक्षेमाद् वृणीते ॥

( કઠ ૧-૨-૨ )

"પ્રેય અને શ્રેય જાણે એકબીજાની સાથે મળેલા છે એવી રીતે મનુષ્ય પાસે આવે છે એ બને પ્રકારમા બુદ્ધિમાન પુરુષ સારીરીતે વિચાર કરે છે અને તેને જૂદા પાડે છે વિવેકી પુરુષ પ્રેયને છોડીને શ્રેયનુ જ ગ્રહણ કરે છે પરતુ મૂઢ યોગક્ષેમના કારણે પ્રેયનુ ગ્રહણ કરે છે"

કઠોપનિષદકારે નચિકેતાને સબોધી યમરાજના મુખમાથી આ શબ્દોચ્ચાર કરાવ્યો છે માનવદષ્ટિ સમક્ષ બે દશ્યો—બે માર્ગો છે, એક પ્રેયમાર્ગ છે, બીજો શ્રેયમાર્ગ એ ઉભય માર્ગના લક્ષ્ય પણ ભિન્નભિન્ન છે એક માર્ગ માનવીને આત્મોદ્ધાર—ઉન્નતિને માર્ગે લઇ જાય છે બીજો માનવીને અધોગતિને માર્ગે લઈ જાય છે એક શાશ્વતની પ્રાપ્તિનુ સાધન, બીજો છે જન્મમૃત્યુની પ્રાપ્તિનુ સાધન એકજ મનુષ્ય ઉભય માર્ગે ગતિ કરી શકતો નથી ક્યા તો તે શ્રેયમાર્ગે જઈને પૂર્વદિશામા પ્રયાણ કરી શકે છે ક્યા તો તે પ્રેય માર્ગે જઈને પશ્ચિમદિશામા પ્રયાણ કરી શકે છે એક છે જન્મમૃત્યુરહિત અન્ય છે જન્મમૃત્યુસહિત! એક અદશ્ય છે બીજુ દશ્ય છે! એક છે ભૂમા, બીજુ છે અલ્પ! એક છે સુખમય, બીજુ દુ ખમય છે એક છે શાશ્વત શાતિનો ભડાર, બીજુ છે અશાતિનો આગાર! એક આત્મા છે, અન્ય અનાત્મા! એક નિશ્ચળ-ધ્રુવ, અન્ય છે ચલિત—અધ્રુવ! આમ ઉભય માર્ગોમા આકાશપાતાળ જેટલો ફેર છે એક ઉત્તરધ્રુવ તરફ લઈ જાય છે બીજો દક્ષિણ ધ્રુવ તરફ! માનવીમા બુદ્ધિ છે, વિચાર કરવાની શક્તિ છે અને સાથે સારાસારનો વિચાર કરવાને પણ માનવી સમર્થ છે હસલો દૂધ અને પાણીનો ભેદ કરી દૂધ ગ્રહણ કરે છે! તેતો બુદ્ધિ કે વિવેકહીન પખી છે છતા જ્યારે આટલો વિવેક કરી શકે છે તો શુ માનવી તેથી પણ ઊતરતી કોટીનો છે? ના! તેનામા વિચારપૂર્વક વિવેક કરવાની શક્તિ છે અને સારગ્રાહી બુદ્ધિ પણ માનવીમા છેજ! બે પથો છે તેમાથી ક્યા માર્ગે જવુ, ક્યા

માર્ગનો સ્વીકાર કરવો અને ક્યા માર્ગે ન જવું, ક્યા માર્ગનો અસ્વીકાર કરવો એ માનવબુદ્ધિ ઉપર નિર્ભર છે પ્રકાશ એટલે શ્રેય, અન્ધકાર એટલે પ્રેય।

માનવી બુદ્ધિશાળી છે એ નિર્વિવાદ છે પણ તેની બુદ્ધિ નિરાવરણ નથી અહંતા અને મમતા એ તેની બુદ્ધિના મહાન આવરણો છે તેથી બાહ્ય દૃષ્ટિએ રમણીય જણાતા પણ અંતે દુઃખસાગરસમા અલ્પજીવી જણાતા પ્રેયમાર્ગ પ્રત્યે તેનું ચિત્ત ઢળે છે અને તેથી તે માયાના હિરણ્યમય-ચળકતા સ્વરૂપને વળગીને પ્રેયનો સ્વીકાર કરે છે એ શ્રેય અને પ્રેય પરસ્પર એવા મળેલા છે કે તેને જૂદા પાડવા મુશ્કેલ છે છતા હંસક્ષીર ન્યાયે માનવીએ પોતાની વિવેકબુદ્ધિનો સદુપયોગ કરવો જરૂરનો છે

ધૂળના ઢગલામા ભેળાયેલી સાકરની કણિકા તો કીડીજ શોધી શકે! પુષ્પોના ગર્ભમા રહેલું મધ તો મધમાખી જ ચૂસી શકે! તેમ આત્મોદ્ધારક કલ્યાણપ્રદ શુ અને આત્મઘાતક અકલ્યાણપ્રદ શુ તેનો વિવેક તો બુદ્ધિમાન ધીર પુરુષ જ કરી શકે! ઉપરથી ઉજળો દેખાતો બગલો જેમ તક આવે તરાપ મારી માછલુ ચાચમા પકડી ગળી જવામા વિલબ કરતો નથી, તે જ રીતે જે વિવેકી નથી તે માત્ર ઐહિકસુખ તરફ લક્ષ રાખીને જે પ્રત્યક્ષ પ્રેમ છે તેનો જ સ્વીકાર કરે છે જે બુદ્ધિમાન છે તે એ આત્મહા પ્રેયમાર્ગનુ વરણ કરતો નથી પણ આત્મોદ્ધારક શ્રેય માર્ગ છે તેનો જ સ્વીકાર કરે છે

શ્રેય માર્ગ એટલે અધ્યાત્મ-જ્ઞાન માર્ગ છે પ્રેય એટલે કર્મમાર્ગ-અજ્ઞાનમાર્ગ છે, શ્રેય માર્ગ જ્ઞાનસભર છે પ્રેય અજ્ઞાનસભર છે પ્રેયમાર્ગમા ડગલે ને પગલે અનાત્મમા આત્મભાવનુ ભાન થાય છે જ્યારે શ્રેયમાર્ગમા પ્રત્યેક ક્ષણે અનાત્મમા અનાત્મનુ અને આત્મમા આત્મનુ ભાન થાય છે તેથી શ્રેયમાર્ગ સમ્યક્જ્ઞાનનો માર્ગ છે જ્યારે પ્રેયમાર્ગ જ્ઞાન-વિપરીત જ્ઞાન એટલે અજ્ઞાનમૂલક માર્ગ છે આમ આપણને શ્રેય અને પ્રેયનો આછો ખ્યાલ આવશે. મૂળ તો એકલુ એક શ્રેય બ્રહ્મ જ હતુ તેમાથી પ્રેય પ્રકૃતિનું સર્જન થયુ અને ત્યારે જ માનવી સમક્ષ બે દ્રશ્યો-પથયુગલ રજૂ થયા શ્રેય તત્વજ્ઞાન પડદા પાછળ રહ્યુ અને પ્રેય-માયા-અજ્ઞાન મોખરે આવ્યુ!

પરમતત્ત્વના સંકલ્પમાત્રથી જ પ્રકૃતિનું નિર્માણ કર્યું છે અથવા પરમતત્ત્વ તપદ્વારા સ્થૂળતાને પામ્યું છે.

तपसा चीयते ब्रह्म तेनाऽन्नमभिजायते ।
अन्नात्प्राणो मनः सत्यं लोकाः कर्मसु चामृतम् ॥

(મુંડક ૧-૧-૮)

"જ્ઞાનરૂપ તપદ્વારા બ્રહ્મ અંશતઃ સ્થૂળતાને પામે છે, તેનાથી અન્ન ઉત્પન્ન થાય છે, પછી અન્નથી ક્રમશઃ પ્રાણ, મન, સત્યલોક કર્મ અને કર્મથી અમૃત કર્મફળ ઉત્પન્ન થાય છે.

જેમ બીજ જમીનમાં વાવ્યા પછી અંકુરિત થાય તે પહેલા સ્થૂળતા પ્રાપ્ત કરે છે તેમ, જગતને ઉત્પન્ન કરવાની ઇચ્છા કરતાં, બ્રહ્મ અંશતઃ સ્થૂળ થાય છે—ભારી થાય છે, અને તે પછી તેમાંથી ક્રમશઃ અન્નાદિની ઉત્પત્તિ થાય છે. અથવા બીજી દ્રષ્ટિએ વિચાર કરીએ તો સંકલ્પસિદ્ધપરમતત્ત્વે સ્વયં પરિવર્તન પામીને પોતાના મૂળ અપરિવર્તનશીલ તત્ત્વ સ્વરૂપને મીનમેખ પણ બાધ ન આવે એ રીતે પ્રકૃતિનું સ્વરૂપ ધારણ કર્યું.

પરિવર્તિત પરમતત્ત્વમાં અથવા પોતાના સંકલ્પથી પ્રગટેલી પ્રકૃતિમાં પછી પરમતત્ત્વે પ્રવેશ કર્યો—પ્રકૃતિને શક્તિથી સંપાદિત કરી ક્રિયાશીલ બનાવી.

स तपस्तप्त्वा इदं सर्वमसृजत् यदिदं किंच ।
तत्सृष्ट्वा तदेवानुप्राविशत् । तदनुप्रविश्य सच्च त्यच्चाभवत् ॥

(તૈત્તિ-૨-૬-૧)

"તેણે પરમતત્ત્વે તપ કરીને આ જે કાંઈ છે તે જગતની રચના કરી. એને રચીને તે એમાં જ અનુપ્રવિષ્ટ થયું. તેમાં અનુપ્રવેશ કરીને તે સત્યસ્વરૂપ પરમાત્માએ મૂર્ત–અમૂર્ત દેશકાલાદિ પરિચ્છિન્ન રૂપથી કહેવાય એવા અને ન કહેવાય એવાં, આશ્રય અનાશ્રય, ચેતન અચેતન તેમજ વ્યાવહારિક સત્ય અસત્યરૂપ બની ગયું. આ જે કાંઈ છે તેને બ્રહ્મવેત્તાઓ 'સત્ય' એ નામથી પુકારે છે."

આ રીતે એ પ્રકૃતિ સચેત બની. ઉપનિષદની એ દ્રષ્ટિ લક્ષમાં રાખીને જો આપણે પ્રકૃતિદર્શન કરીશું તો પ્રકૃતિના પ્રાકૃત સ્વરૂપમા તત્ત્વરૂપે એ પ્રકૃતિમાં જ છુપાયેલા પરમતત્ત્વનાં આપણને અનાયાસ જ દર્શન થશે. એજ તત્વદ્રષ્ટિ લક્ષમાં રાખીને શ્રી અવધૂતે પ્રકૃતિમા પરમતત્વના દર્શન કર્યાં અને પોતાના આત્માનુભવનું વર્ણન કર્યું

પ્રકૃતિમાં કણે કણે પરમતત્વ સભર છે એવો આવા પ્રાકૃત દર્શનથી અનુભવ થશે. શેરડીનાં સાંઠામાં જેમ પ્રત્યેક કણમાં ગળપણ ભરેલું છે, દૂધના પ્રત્યેક કણમાં જેમ ઘી ભરેલું છે, પુષ્પની પ્રત્યેક પાંખડીમાં જેમ સુગંધ ભરેલી છે, કાષ્ટમા જેમ અગ્નિ ભરેલો છે, તેમ પ્રકૃતિમાં પુરૂષ તત્વ સભર ભરેલું છે એ વાતનો પ્રકૃતિ દર્શનનું દર્શન કરતાં આપણને ખ્યાલ રહેશે તો આપણું પ્રકૃતિ દર્શન સફળ લેખાશે. આજ કારણે શ્રી ભગવાને સર્વમાં પોતાને અને પોતાતામાં સર્વને જોઈને તેવો અનુભવ કરવાનો આદેશ કર્યો છે. અર્જુનને વિશ્વરૂપ દર્શન કરાવીને શ્રી ભગવાને એજ વાતની પ્રતીતિ કરાવી છે. આપણને જ્યા ગધેડું જણાય ત્યાં શ્રી એકનાથને સગુણ સાકાર ભગવાનના દર્શન થાય ભગવત્ તત્ત્વનો અનુભવ થાય. આપણને જ્યાં શ્વાન જણાય ત્યા શ્રીનામદેવને ભગવાન શ્રી પાંડુરંગ જણાય અને રોટલાની ચોડ ઉપાડી જતા એ શ્વાન ભગવાનની પાછળ તે ઘીની કટોરી લઈને દોડે! આપણી દષ્ટિએ તો એ એક પ્રકારની ઘેલછા જ ગણાય પણ તત્ત્વદર્શીઓના તત્ત્વદર્શનનો આ એક અનુભવ છે! એટલે જ મહાન સતોના જીવનમાથી આપણને જે જાણવાનું મળે છે તે એ છે કે આપણી પ્રાકૃતદષ્ટિનું જ આપણે પરિવર્તન કરીએ, દ્રષ્ટિનો દ્રષ્ટિકોણ બદલી દ્રષ્ટિને પારમાર્થિક બનાવવાનો પુરૂષાર્થ કરીએ તો આત્મસાક્ષાત્કાર જરૂર મુશ્કેલ નથી. પણ એ હસ્તામલકવત છે. જો દોષ છે તો દ્રષ્ટિનો દોષ છે પણ જ્યાં સુધી ચિત્ત શુદ્ધ નથી ત્યા સુધી એ દ્રષ્ટિ પરિવર્તન સંભવિત નથી.

દ્વૈતમા અદ્વૈત દ્રષ્ટિ સતેજ કરવાને ભેદમાં અભેદદ્રષ્ટિ કેળવવાને પ્રકૃતિદર્શન પરમ આવશ્યક છે.

આત્મદર્શન અર્થે પુરૂષાર્થ કરનાર સાધકે પોતાની પ્રગતિ સાધવા માટે પણ પ્રકૃતિદર્શન કરવું આવશ્યક છે. યદુ અવધૂતના સવાદરૂપે શ્રી ભગવાને ઉદ્ધવને જે જ્ઞાન આપ્યું તે જ્ઞાનનો ઉપયોગ આત્મદર્શન અર્થે બુદ્ધિની તિક્ષ્ણ અને સૂક્ષ્મતા વધારવા માટે પણ કરી શકાય!

પ્રકૃતિના પ્રત્યેક સર્જનમાં, તે તે સર્જનના તે તે પ્રાણી અથવા પદાર્થના
સ્વાભાવિક ગુણો રહેલા છે. માનવી નિરીક્ષણ કરી પોતાની ગ્રાહક
બુદ્ધિનો ઉપયોગ કરે તો એ સ્વાભાવિક ગુણોને પોતાના જીવનમાં ઉતા- ૨
રીને અનુશીલન કરે તો માનવી પોતે પણ એ અવધૂતના જેવું નિષ્કલંક
જીવન જીવીને આત્મદર્શનનો ભાગી બની શકે! પરોક્ષનો પરિચય કરવા
માટે પણ પ્રકૃતિદર્શન કરવું આવશ્યક છે. પ્રકૃતિનું ઉગમસ્થાન ક્યાં ?
એવો એક પ્રશ્ન પોતે જ પોતાને પૂછી તેના સમાધાન અર્થે પોતે જ
પ્રયાસ કરે તો પ્રકૃતિના અંગ પ્રત્યંગોનું નિરીક્ષણ કરી એ પ્રાકૃત
સર્જન માનવકૃત નથી એવા નિર્ણય પર આવી શકે. જો માનવકૃત
નથી તો એનો કોક કર્તા તો છે જ! એ કર્તા કોણ? એવો
બીજો પ્રશ્ન પોતેજ પોતાની જાતને પૂછી પોતાના જ વિચારોને
આગળ લંબાવે તો અંતે તે નિરુત્તર થઈ જાય. એ નિરુત્તર
દશા એજ આત્મતત્ત્વના દર્શનની સંધી છે; એજ આત્મદર્શન છે.
કારણ કે આત્મદર્શી પોતે શું અનુભવ કર્યો તે કહી શકતો નથી કારણ
કે આત્મતત્ત્વ એ વાણીનો વિષય નથી; સંતોના સહવાસે સંતોના
જીવનમાંથી તરી આવતી સંતની દૃષ્ટિ પણ સાધકને પોતાના માર્ગમાં
પ્રગતિ કરવામા સહાયક બને છે અને તેથી સત્સંગનું મહત્ત્વ શ્રીભગવાને
પણ ગાયુ છે. સંતો—તત્ત્વદર્શી સંતો જે માર્ગના ભોમિયા છે તે માર્ગ
સાધકના અધિકાર અનુસાર બતાવી સાધકને સીધાં તત્ત્વદર્શન કરાવે છે.
શ્રી રંગ અવધૂતે બધેજ પ્રભુદૃષ્ટિ કેમ કરી શકાય તેનો બોધ આપતાં
એક ગીત ગાયું છે.

ભર્યું જ્યા ત્યા પ્રભુ તારું અનુપમ રૂપ હે અવધૂત!
નિરાકારી નિજેચ્છાએ બન્યો સાકાર તું અવધૂત!!
ખૂનીના ખંજરોમાં તુ પ્રિયાના ચુંબનોમાં તું;
હરે! હરિગર્જનામાં તું, રહ્યો પિકકૂજને અવધૂત! ભર્યું.

ગુલાબી ગાલમાં હસતો, ક્ષયીના હાડમાં વસતો;
બધે નિર્દ્વંદ્વ તું રમતો નિજાનંદે અહા અવધૂત! ભર્યું.

વને યોગી થઈ વસતો, જગે ભોગી સમો ભમતો;
કદી રોગીસમો રડતો, અગમ લીલા કરી અવધૂત! ભર્યું.
સદા પાસે છતાં આઘે અભાગીને અરે દિસતો;
સહુ રંગે અરંગી તું, લહે તુજ રંગ કો અવધૂત! ભર્યું.

બીજા એક ગીતમા પણ વિશ્વગ્રથને ઉકેલવાની ચાવી આપીને સાધકને સુદર સ્વાનુભવયુક્ત માર્ગદર્શન આપી એક પથદર્શકનો ભાગ ભજવ્યો છે એ ઉભય ગીતોમાથી સાધકને સાચો માર્ગ મળી રહેશે એટલુ જ નહી પણ સમ્યક પ્રકૃતિદર્શન પણ થશે.

વાચ વાચ વિશ્વગ્રથ વાચવા જો ચાહના!
વાચનુ ન અન્ય ગ્રહે મિટે સમૂળ વાઞ્છના!
સુણ સુણ ગેબી ગાન, સુણવા જો દિલ ચહે
વ્યોમમાણ તારલા એ ગૂઝી આત્મમા રહે! વાચ

ઘૂ ઘૂ ઘૂઘવે પયોધિ, નિર્ઝરો અરણ્યના
વાત પછી વનતણા જે ગાય ગીત ધીશના!! વાચ

દિવ્ય સ્પર્શ દિવ્ય ગધ, દિવ્ય રૂપ અતરે
દિવ્ય નાદ, રસસુદિવ્ય, ચાખતા ન મન ચળે! વાચ

મોરનૃત્ય મત્તચિત્ત મોદથી કરત હા!
વેલી-તૃણ જીવ-શિવ, લિંગને ભજે અહા! વાચ.

દૃષ્ટિ ફેરવી વિલોક રગ એહ અવનવા!
મેઘધનુષ સમમૂળ એક રૂપ જજવા વાચ

પ્રકૃતિદર્શન તો માત્ર પરમતત્ત્વને પ્રાપ્ત કરવાના, પરમતત્ત્વનો અનુભવ કરવાના હેતુથીજ આપણે કરીએ તો સાર્થક લેખાય! યદુઅવધૂત સવાદમા જેમ અવધૂતે પ્રકૃતિદર્શન કરીને જ્યા જ્યા જે ગ્રહણ કરવા યોગ્ય લાગ્યુ તે તે ગ્રહણ કરીને તેતે પ્રાકૃત પ્રાણી પદાર્થને ગુરુસ્થાન આપ્યુ તેજ રીતે આપણે પણ પ્રકૃતિનુ નિરીક્ષણ કરીએ અનેક ઉપનિષદો દ્વારા પરમતત્ત્વના જે જે લક્ષણો આપણને જાણવાના મળ્યા તે તે લક્ષણોને દૃષ્ટિ સન્મુખ રાખી આપણે જો એ પ્રકૃતિનુ દર્શન કરીશુ તો પરમતત્ત્વના તાત્ત્વિક સ્વરૂપનો આપણને પરિચય થશે એ નિશ્ચક છે ગીતાના વિભૂતિયોગમા અર્જુને 'આપ જે વિભૂતિઓ વડે આ લોકમા વ્યાપી રહ્યા છો તે પોતાની દિવ્ય વિભૂતિઓ મને સપૂર્ણપણે કહેવાને આપ યોગ્ય છો હે યોગિન્! સદા આપનુ ચિતન કરતો હુ આપને કઈ રીતે જાણુ? હે ભગવાન! ક્યા ક્યા પદાર્થોમા આપનું હુ ચિતન કરૂ?

विस्तरेणात्मनो योग विभूतिं च जनार्दन ।
भूय कथय तृप्तिर्हि शृण्वतो नास्तिमेऽमृतम् ॥

( ગી. ૧૦-૧૬-૧૭-૧૮ )

"હે જનાર્દન ! પોતાનો યોગ અને વિભૂતિ ફરી આપ વિસ્તારથી કહો ! કેમકે આપનુ વચનામૃત શ્રવણ કરવાથી મને તૃપ્તિ થતી નથી."

એ પ્રમાણે શ્રી ભગવાનને પ્રાર્થના કરી. પરિણામે ભક્તવત્સલ ભગવાને પોતાના લાડીલા ભક્ત અર્જુનને પોતાની વિભૂતિઓનુ વર્ણન સંભળાવ્યુ, તેમા શ્રી ભગવાને તત્વદષ્ટિએ પ્રકૃતિમાં પોતાનુ સ્થાન ક્યા ક્યા અને કેવી રીતે છે તે વ્યક્ત કરીને અંતે.

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥

( ગીતા ૧૦-૪૨ )

"અથવા હે અર્જુન ! આ બહુ જાણવાથી તને શુ ફળ છે? હુ મારા એક અંશ વડે આ સમગ્ર જગતને ધારણ કરી રહ્યો છુ"

એમ કહીને અર્જુન આગળ વિભૂતિયોગના વર્ણનની સમાપ્તિ કરી. ગીતાના સાતમા અધ્યાયમા પણ શ્રી ભગવાને એજ પ્રમાણે તત્ત્વરૂપે પ્રકૃતિમા પોતાનુ સ્થાન કયા ક્યા છે તે નક્કી કર્યુ છે. એ અધાયનો ખ્યાલ રાખીને આપણે પ્રકૃતિદર્શન કરીશુ તો આપણો એ પુરુષાર્થ વાઝિયો નહીં નિવડે એ નિ:શંક છે। એ રીતે આપણી દૃષ્ટિને સૂક્ષ્મ અને સારગ્રાહી અને તીક્ષ્ણ પણ બનાવી શકાય! શ્રી ભગવાને કહ્યુ

रसोऽहमप्सु कौंतेय ।

"હે કુન્તિપુત્ર ! જળમા રસ હુ છુ" આટલુ વાકય વાચીને આપણે એના ઉપરજ વિચાર કરીએ તો સૂક્ષ્મદષ્ટિ-પૂર્વક જળમા 'રસ' શુ વસ્તુ છે તેનો નિચોડ આપણે આણી શકીએ. જળમા જે જીવનતત્ત્વ છે તે એ રસ છે. અને એ રસ પરમતત્ત્વનુ ચૈતન્ય હોવાથી પ્રાણી માત્ર પાણીવડે જીવી શકે છે, વનસ્પતિ પાણીવડે પોતાનુ જીવન મેળવી શકે છે અને એ રીતે કેવળ 'રસ'-જીવનતત્ત્વ જે જળમા રહેલુ છે તેજ જગતને જીવન આપે છે અને તેથીજ જળને ક્યાંક 'જીવન' પણ

કહ્યું છે આ રીતે ભગવાનના એ વિભૂતિયોગનો આપણે વિચાર કરીએ તો તત્ત્વરૂપે પરમાત્મા સર્જનમાનમા રહેલા છે એવો અનુભવ પણ કરી શકીએ અને તેથીજ પ્રકૃતિદર્શન એ આત્મદર્શન અર્થે એક મહત્વનુ માર્ગસૂચન છે પ્રકૃતિ મહાન ગુરુ છે. વૈજ્ઞાનિક જેમ પ્રત્યેક વસ્તુમાથી આત્મતત્ત્વના દર્શન કરવાને સૂક્ષ્મતાથી તેનુ નિરીક્ષણ કરે છે તેજ સૂક્ષ્મદષ્ટિ આપણી પણ હોવી જોઈએ. માત્ર પોરા વિણવાની વૃત્તિ કે દ્રષ્ટિથી પ્રકૃતિદર્શન કરશો અને ચાર્વાક જેવા સિદ્ધાત ધ્યાનમા રાખી પ્રકૃતિ દર્શન કરશો તો પ્રયાસ વ્યર્થ જશે 'આત્મા છે' અને 'તે સર્વત્ર છે' એ વાતને દ્રઢતાપૂર્વક વળગી રહીને આગળ ચાલે તેનો અનુભવ જુઓ

પુરુષ પ્રકૃતિમા છુપાયેલો છે એટલે પ્રકૃતિ પુરુષનુ આવરણ છે

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखं ।

એ શ્રુતિવાક્ય એ વાતનુ સમર્થન કરે છે. આપણે નાનામોટા મકાનમા કિંવા (આલીશાન) મહાલયમા રહીએ છીએ ત્યારે તે મકાન અથવા મહાલય આપણું આવરણ કહી શકાય બહારથી જોનાર એ મકાન અથવા મહાલયનેજ જોઈ શકે તેમા રહેનારને તે જેમ જોઈ શકતો નથી તેમ પ્રકૃતિમા છુપાયેલા પુરુષને આપણે જોઈશકતા નથી આપણી સમક્ષતો માત્ર પ્રકૃતિજ છે એ મકાનરૂપી આવરણનો ત્યાગ કરીને આપણે બહાર નીકળીએ તો આપણે સ્વતત્રજ છીએ એજ રીતે આપણે જો પ્રકૃતિના આવરણને છિન્નભિન્ન કરીને જોઈએ તો પુરુષના દર્શન કરી શકીએ એ નિશ્ચ છે પણ મોહના પડળને કારણે આપણે પ્રકૃતિથી બહાર નીકળી શકતા નથી પ્રકૃતિનુ સ્વરૂપ એટલુ રમણીય છે, એટલુ મોહક છે અને એટલુ સર્વાંગ સુદર છે કે તેનુ આવરણ આપણુ ભાન ભૂલાવે છે અને તેથી આપણે કેવળ પ્રકૃતિને જ જોઈને ગાડા-ઘેલા થઈ જઈએ છીએ ! એક સુદર સ્ત્રીને જોઈને જેમ કોઈ કામી પુરુષ સારાસારનો વિચાર કે વિવેક કર્યા વિના તેની પાછળ પડે છે તેમ આપણે પણ પુરુષથી અનભિજ્ઞ રહીને જન્મમરણના વિષયચક્રમા ભટકયા કરીએ છીએ પ્રકૃતિ તો પુરુષના પડછાયા જેવી છે એમ આપણે જ્ઞાનપ્રસાદથી એક વાર જાણી જઈએ તો એ પ્રકૃતિ પરાવલબી છે, પુરુષની લડી છે તો આપણે પ્રકૃતિનો સગ છોડી પુરુષનો સગ કરવા પ્રેરાઈએ એ નિર્વિવાદ છે ભૂખ્યાને બે થાળ નજરે પડે. એક નિસ્સાર ભોજનથી ભર્યો થાળ અને

અને બીજો સુકારૂખા રોટલાથી ભર્યો. ભૂખ્યો મિષ્ટાન્નનોજ થાળ સ્વીકારશે. તેજ રીતે જ્યારે આપણને જ્ઞાન પ્રાપ્ત થાય જ્યારે આપણે પ્રકૃતિની નશ્વરતાનો અને પુરુષની શાશ્વત અવસ્થાનો ખ્યાલ કરીએ ત્યારે અવશ્ય આપણે જે શાશ્વત છે તેનોજ સ્વીકાર કરીશું. પણ જ્યાં સુધી અજ્ઞાન છે, જ્યા સુધી અંધકાર છે ત્યાં સુધી આપણે એ પ્રકાશ–આત્માનો અવર્ણનીય ઓજસ પામી શકતા નથી અને તેથીજ પ્રકૃતિ જે મિથ્યા છે છતાં સત્ય જેવી જણાય છે. તેને છિન્નભિન્ન કરી પુરુષના–પરમતત્ત્વના દિવ્ય પ્રકાશમા આવો ! એ પુરુષ ઊભો છે તમને આલિંગન કરવા બે હાથો પ્રસારી; એના એ પ્રેમાળ ભુજપાશમા બંધાવાની થોડી શી ચેષ્ટા કરો અને એ એના વિશ્વવિસ્તૃત ભુજપાશમાં તમને તરત જ બાંધી લેશે; પછી પ્રકૃતિનો વિષમય પંજો તમારો સ્પર્શ પણ નહીં કરી શકે! આ છે પ્રકૃતિદર્શનનુ પ્રયોજન ! તત્ત્વ વેદના ગ્રંથોમા નથી, તત્ત્વ ઉપનિષદોના જ્ઞાનમાજ ગૂચવાયું નથી, તત્ત્વ પંડિતોની પંડિતાઈમાં નથી. તત્ત્વ તો જ્યાં જુવો ત્યાં વ્યવહારમાં અને પરમાર્થમા સઘળેજ–સભર ભરેલું છે! એ અવ્યક્તને વ્યક્ત કરવા માટેજ પ્રકૃતિ દર્શન આવશ્યક છે. પ્રકૃતિ પાગરે છે, ફાલેફૂલે છે તે શેના વડે ? એ પ્રશ્નનોજ વિચાર કરશો તો એ પુરુષ તમને કહેશે,

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।

અને વસ્તીમાથી, વેરાનમાંથી, પહાડ અને પાષાણમાથી ગિરિ-કંદરામાથી, નદી અને સમુદ્રોમાથી, વૃક્ષ અને વેલીમાની આકાશ અને તારલિયામાંથી; સમસ્ત સર્જનમાથી એ પુરુષનો પડઘો તમારા કાને અથડાશે ! વેદ અને ઉપનિષદોને ભણ્યા વિનાજ જો તમારી પ્રાકૃતિક દૃષ્ટિનું પરિવર્તન થશે, તમારી વિશ્વદૃષ્ટિ થશે તો તમે તમારામા, તમારી બ્હારથી અને પ્રકૃતિ સમસ્તમા અને પ્રકૃતિથી પર પણ એ પુરુષના દર્શન કરી તત્ત્વદર્શી બની શકશો અને ત્યારે જ તમારી સમદૃષ્ટિ થશે, ત્યારેજ તમને ગાય, કૂતરૂ, હાથી, બ્રાહ્મણ, ચાંડાલ આદિમા સર્વત્ર એ હરિનાજ દર્શન થશે. આત્મદર્શન વિદ્યા–પુસ્તકિયા ભણતરનો વિષય નથી. આત્મ-દર્શન કેવળ બુદ્ધિનોજ વિષય નથી અથવા બહુશ્રુત થવાથીજ તત્ત્વદર્શન થતું નથી. આત્મદર્શન તો આત્મકૃપા આધીન છે, આત્માનીજ કૃપા થાય તો તે તમને પોતાના દર્શન અચૂક કરાવે ! પણ તેની કૃપા ક્યારે થાય ? પ્રશ્નના ઉત્તર અર્થેજ આ વિવેચન છે. અને શ્રેય માર્ગનુ પરિણામ પણ એજ છે.

આપણે ગીતાના વિભૂતિયોગ અને સપ્તમ અધ્યાયના વર્ણન ઉપરથી એટલુ તો નક્કી કરી શક્યા કે શ્રી ભગવાન સર્વવ્યાપક છે, સમસ્ત પ્રકૃતિમાં જ્યા જ્યા જે જે સારરૂપ છે તે તત્ત્વ છે. શ્વેતાશ્વતર ઉપનિષદકારે પણ

सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशयः ।
सर्वव्यापी स भगवांस्तस्मात्सर्वगतः शिवः ॥
(શ્વે. ૩૦૧૧)

"એ ભગવાન સમસ્ત મુખોવાળો, સમસ્ત શિરોવાળો, અને સમસ્ત ગ્રીવાઓવાળો છે. તે સપૂર્ણ જીવોના અતઃકરણમા સ્થિર છે, સર્વવ્યાપી છે તેથી તે સર્વગત અને મંગળ સ્વરૂપ છે.

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशाङ्गुलम् ॥

" તે સહસ્ર સિર, સહસ્ર નેત્ર, સહસ્ર ચરણોવાળો તથા પૂર્ણ છે. ને ભુમિને સર્વ તરફથી વ્યાપ્ત કરીને અનન્ત રૂપથી તેનુ અતિક્રમણ કરીને રહેલો છે"

सर्वत पाणिपाद तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वत श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥
सर्वेन्द्रियगुणाभास सर्वेन्द्रियविवर्जितम् ।
सर्वस्य प्रभुमीशान सर्वस्य शरणं वृहत् ॥
(શ્વે. ૩-૧૬,૧૭)

"જે કાંઇ ભૂત કે ભવિષ્ય છે અને જે અન્નદ્વારા વૃદ્ધિ પામે છે તે બધુ જ પુરૂષ છે, તે જ અમૃતતત્ત્વનો પણ પ્રભુ છે."

"તેના બધીજ બાજુએ હાથ પગ છે, બધીજ બાજુએ આખ, શિર અને મુખ છે અને તે સર્વત્ર કાનોવાળો છે. તે લોકોમા સર્વને વ્યાપ્ત કરીને રહેલો છે."

"એ સમસ્ત ઈન્દ્રિઓની વૃત્તિઓના રૂપમા અવભાસિત થતો હોવા છતા સમસ્ત ઇન્દ્રિઓથી રહિત છે તે સર્વનો પ્રભુ, શાસક અને સર્વનો આશ્રય અને કારણ છે."

આ વર્ણનથી પણ આપણે પરમતત્ત્વ સર્વવ્યાપક છે એમ જાણી લીધું. વેદ ઉપનિષદ આદિ ગ્રંથોના અનુભવસિદ્ધ શબ્દોમાં સાધકે સદા શ્રદ્ધા રાખવી ઘટે! અશ્રદ્ધાવાનને કશું જ ફળ મળતું નથી. હા! પણ એ શબ્દોમાં રહેલું રહસ્ય બુદ્ધિગમ્ય કરવાને સાધકે વિચાર કરવો જરૂરનો છે અને તોજ વિચાર દ્વારા સિદ્ધ થયું કે એ તત્ત્વજ્ઞાન સાધકને સિદ્ધિનો સરળ માર્ગ ચીંધશે! આપણે આમે 'પરમતત્ત્વને પરમાર્થ–દ્રષ્ટિએ જોશું, તો પ્રકૃતિમાંના નામ, રૂપ, અને આકારકારી પ્રાણી પદાર્થોમાંથી તત્ત્વને શોધી કાઢવાનો આપણો પુરુષાર્થ વાંઝિયો નહીં નીવડે!

આપણી સમક્ષ બે દસ્ય છે, બે દૃષ્ટિ છે અને બે પંથ છે! એક દ્રષ્ટિ પારમાર્થિક છે અને બીજી પ્રાપંચિક, વ્યવહારદ્રષ્ટિ છે. એક શ્રેય માર્ગ છે બીજો પ્રેય માર્ગ છે. પારમાર્થિક દ્રષ્ટિને ચીલે ચાલના પરમાર્થ દ્રષ્ટિનો આશ્રય લેનાર પરમાર્થ–પરમતત્વને પ્રાપ્ત કરી શકે અને પ્રપંચ દ્રષ્ટિને ચીલે ચાલનાર પ્રપંચને પ્રાપ્ત કરી શકે છે. એકમાં ઉદ્ધાર છે બીજામાં અધઃપતન! પણ પારમાર્થિક પંથે પ્રગતિ કરતો, પારમાર્થિક દ્રષ્ટિએ આગળ ચાલતાં, ઉદ્ધાર છે એમ જાણવા છતાં આપણે પ્રકૃતિને પ્રાપંચિક દ્રષ્ટિએ જોઈએ છીએ. આપણે વ્યવહાર પણ પરમાર્થને વેગળો મૂકીને જ કરીએ છીએ અને તેથીજ કરેલા કર્મોને યાદ કરતાં કરતાં અંતકાળે આપણે બીજે જન્મે પ્રારબ્ધ ભોગવવા પ્રયાણ કરીએ છીએ.

જો કે પ્રકૃતિ અને પરમતત્ત્વ સંયુક્ત છે. એક બીજામાં ઓતપ્રોત છે પણ

संयुक्तमेतत्क्षरमक्षरं च
व्यक्ताव्यक्तं भरते विश्वमीशः ।
अनीशश्चात्मा बध्यते भोक्तृभावा-
ज्ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥

(શ્વે: ૧-૮)

"આ ક્ષર અને અક્ષર પરસ્પર મળેલા છે અથવા વ્યક્ત અને અવ્યક્ત રૂપ વિશ્વનું પરમાત્મા પોષણ કરે છે. માયાધીન જીવ ભોક્તૃત્વભાવને કારણે તેમાં બંધાય છે અને પરમાત્માનું જ્ઞાન થવાથી સમસ્ત પાશોથી મુક્ત થાય છે."

એવું કહીને અહીં પણ આત્મદર્શનની ચાવી બતાવી છે અને તે છે 'કર્મના ફળમાં અનાસક્તિ'

અહીં પણ આપણે જોયું કે શ્રી ભગવાને

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥

(ગી ૧૫-૧૦)

"સંસારમાં 'ક્ષર' અને 'અક્ષર' – એ બેજ પુરુષો છે, સર્વ ભૂતો ક્ષર (નાશવંત) અને કૂટસ્થ (જીવ) અક્ષર (અવિનાશી) કહેવાય છે"

એ પ્રમાણે અર્જુનને કહ્યું તે ન્યાયે પ્રકૃતિ નાશવંત છે અને પુરુષ અક્ષર છે પણ એ ઉભય પરસ્પર એવાં મળેલાં છે કે એક બીજાથી જુદા પાડવા એ ભગીરથ પ્રયત્ન માંગે છે અને તેનું એકજ કારણ છે જન્મ જન્માંતરનો એ પ્રકૃતિ સાથેનો અહંતા અને મમતાનો રેશમી ગાંઠે બંધાયેલો એ સંબંધ એ સંબંધ છૂટી શકતો નથી આ બંધાયનો પોષક તો પરમાત્મા જ છે આ ક્ષર અને અક્ષરથી પણ પર પરમાત્મા છે તેજ પુરુષોત્તમ છે, તેનેજ આપણે પ્રાપ્ત કરવાનો છે નાશવંત પ્રકૃતિનો મોહ ત્યજીને, શાશ્વત પુરુષનો નેહ લાગે ત્યારેજ એ અવિનાશી અક્ષર પરમતત્વ આપણે પ્રાપ્ત કરી શકીએ અવિવેકી પુરુષોને જેવી, પ્રકૃતિ ઉપર પ્રીતિ છે તેવીજ પ્રીતિ જો પરમતત્વ ઉપર થાય તો પરમતત્વ ક્યાં દૂર છે? માયાના અજ્ઞાનના તેજમાં અંજાયેલું ક્ષર જગત જ્યાંસુધી એ તેજને-તેની આભાને પાર કરીને આગળ ન વધે ત્યાં સુધી તત્વદર્શન કેમ થાય? અને તેથીજ

उत्तिष्ठ जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्यधारा निशिता दुरत्यया ।
दुर्गंपथस्तत्कवयो वदन्ति ॥

(ક ૧-૮-૧૪)

"ઊઠો ! અજ્ઞાનનિદ્રામાંથી જાગો ! અને શ્રેષ્ઠ પુરુષો પાસે જઈને જ્ઞાન પ્રાપ્ત કરો ! જે પ્રમાણે છરાની ધાર તીક્ષ્ણ અને દુસ્તર હોય છે તે પ્રમાણે તત્ત્વજ્ઞાનનો માર્ગ પણ એવો દુર્ગમ છે એમ તત્ત્વજ્ઞાનીઓ કહે છે."

કઠોપનિષદનો આ બોધ શ્રવણ કરીને માયાનો પડદો ચીરીને બહાર નીકળવાથી જ વિશાળ આત્માના દર્શન થશે ! જ્યાં સુધી મહેલની વચ્ચે તમે રૂંધાઈ રહેશો ત્યાં સુધી તમે વિશ્વ અને વિશ્વાત્માને નહીં જોઈ શકો ! વિશ્વાત્માને નિહાળવા માટે તો મહેલની દિવાલો તોડીને મેદાનમા જઈનેજ ઉભા રહો ! આ છે પારમાર્થિક દૃષ્ટિ. મહેલમાં રુંધાઈ રહેનાર પ્રાપંચિક દૃષ્ટિએ જીવન પાળે છે. 'कस्तरति' એ માયાને કોણ તરી શકે ? શ્રી ભગવાને કહ્યું :

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥

(ગીતા ૭–૧૪)

"કેમકે આ મારી ગુણમયી દૈવી માયા ઓળંગવી મુશ્કેલ છે; જેઓ મારેજ શરણે આવે છે, તેઓ આ માયાને ઓળંગે છે."

શ્રી ભગવાનના આ શબ્દો અનુસાર અહીં જ દ્વાર ઊઘડે છે શ્રેયમાર્ગના ! 'मामेव ये प्रपद्यन्ते ।' આ છે શ્રેય સાધનનો રાજમાર્ગ–શરણાગતિ ! જેને પરમતત્ત્વની પ્રાપ્તિ કરવાની જ એકમેવ તમન્ના છે તેને માટે તો કેવળ શ્રેયમાર્ગ જ એકમેવ માર્ગ છે. શ્રેય અને પ્રેય ભલે ભેગાં જણાય પણ પ્રેયમા પણ શ્રેયને જ જોવાની જેની પારમાર્થિક દૃષ્ટિ છે તેને માટે તો એ ઉભયમાર્ગ એકજ છે. જ્ઞાન અને કર્મમા ભેદ છે અજ્ઞાનીને ! જેનામા વિવેક બુદ્ધિ છે તે તેનો ઉપયોગ કરીને મોહને લાત મારીને જો આગળ ચાલે તો તે પુષ્પાચ્છાદિત જણાતા પણ નીચે કાંટાથી ભરેલા એ પ્રેયમાર્ગનો ત્યાગ કરી કાંટાળા જણાતા છતા પુષ્પથી ભરેલા એ શ્રેય માર્ગે જ પગલાં માંડશે. વિવેક બુદ્ધિ એ ભગવાનદીધી

જે સમસ્ત ભૂતોની અંદર છે, જેને સમસ્ત ભૂતો નથી જાણતા, સમસ્ત ભૂતોનું નિયમન કરે છે તે તમારો આત્મા અંતર્યામી છે, આ છે અધિભૂત દર્શન હવે અધ્યાત્મ દર્શન કહે છે.

"જે પ્રાણમાં રહેવાવાળો પ્રાણની અંદર છે, જેને પ્રાણ જાણતો નથી, પ્રાણ જેનું શરીર છે, અને જે અંદર રહીને પ્રાણનું નિયમન કરે છે તે તમારો આત્મા અંતર્યામી અમૃત છે.

અને એજ રીતે યાજ્ઞવલ્કયે આગળ કહેતા વાણી, નેત્ર, શ્રોત્ર, મન, ત્વચા, વિજ્ઞાન, વિર્યમાં રહેલો છે, જેને એ બધા જાણતા નથી એ બધાજ જેના શરીરો છે અને જે અંદર રહીને એ બધાનું નિયમન કરે છે તે તમારો આત્મા અંતરયામી અમૃત છે।

તે અદ્રશ્ય છે પણ જોવાવાળો છે, તે શ્રવણ થઈ શકતો નથી પણ શ્રવણ કરવાવાળો છે. તે મનનનો વિષય નથી પણ મનન કરવાવાળો છે અને વિશેષરૂપથી જાણવાવાળો છે તે આત્મા અંતર્યામી અમૃત છે.

આ પ્રમાણે પ્રાકૃત સર્જનના અધિદૈવત, અધિભૂત અને અધ્યાત્મ, સ્વરૂપનું વર્ણન કરીને યાજ્ઞવલ્કયે એનું પ્રતિપાદન કર્યું કે સમસ્ત સર્જનનો આત્મા–પરમતત્ત્વ છે તેજ અંતર્યામી રૂપે સમસ્ત સર્જનમાં રહીને પ્રકૃતિનું નિયમન કરે છે.

અને ગૌતમને સંતોષ થયો એટલે તેણે પ્રશ્ન કરવાનું બંધ કર્યું.
(બૃ ૩–૭–૩ થી ૨૩ મંત્રો)

બ્રહ્મર્ષિ યાજ્ઞવલ્કય અને ઉદ્દાલકના આ સંવાદથી આપણને સ્વાભાવિક રીતે જ પરમતત્ત્વનું પ્રકૃતિમાં કયા સ્થાન છે અને તે શું કરે છે તેનો ખ્યાલ આવશે, અને તે રીતે જો આપણે પ્રકૃતિદર્શન કરીશું તો અવશ્ય આપણે બીજી રીતે યોગ્ય હોઈશું તો આત્મદર્શન કરી શકીશું.
આપણે બે દૃષ્ટિનો વિચાર કર્યો. હવે થોડો વિચાર બે દૃશ્યોનો પણ કરીશું.

માંડૂકયોપનિષદનો એક પ્રસંગ આ સ્થળે યુક્તિસંગત લેખાશે. એક છે ઉદ્ધારક દૃશ્ય અને બીજું છે? સહાયક ઉદ્ધારક દૃશ્ય તે શું

અને એ સદાચરણ દૃશ્ય તે શું, એ શ્રેય શું અને એ પ્રેય શું, તેનો ખ્યાલ એનાથી મળી આવશે !

પ્રસંગ એવો છે કે સોમક નામક મહાપ્રસિદ્ધ ગ્રહસ્થ અંગિરા ઋષિ પાસે વિધિપૂર્વક આવ્યા અને પૂછ્યું "ભગવન્ ! શું જાણી લેવાથી આ બધું જ જાણી લેવાય છે ?"

અંગિરા ઋષીએ કહ્યું · "બે વિદ્યાઓ જાણવા યોગ્ય છે. એક 'પરા' અને બીજી 'અપરા' એવું એ બ્રહ્મવેત્તાઓ કહ્યું છે 'પરા' એટલે પરમાર્થ–પરમાત્મ વિદ્યા અને અપરા એટલે ધર્મ અધર્મના સાધન અને તેના રૂપ સાથે સંબંધ ધરાવતી વિદ્યા.

અપરાવિદ્યામાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ વ્યાકરણ, નિરુક્ત, છન્દ અને જ્યોતિષનો સમાવેશ થાય છે જેના વડે તે અક્ષર પરમાત્માનું જ્ઞાન થાય છે તે પરા વિદ્યા છે. એમ પરા અને અપરા વિદ્યાના ભેદ સમજાવી જેમ અપરાવિદ્યાનું વર્ણન કર્યું તેમ અંગિરા ઋષિ પરાવિદ્યા સંબંધ સંકેત કરે છે.

"જે તે અદૃશ્ય, અગ્રાહ્ય, અગોત્ર, અવર્ણ અને ચક્ષુ શ્રોત્રાદિહીન છે, જે એ પ્રમાણે અપાણિપાદ, નિત્ય, વિભુ, સર્વગત અત્યન્ત સૂક્ષ્મ અને અવ્યય છે તેમજ જે સંપૂર્ણ ભૂતોનું કારણ છે તેને વિવેકી લોકો બધી તરફ જૂએ છે આ પરમતત્વ એ પરાવિદ્યાનો વિષય છે

આ ઉભય વિદ્યાઓમાં પરાવિદ્યાનું શરણું લેનાર અમૃતત્વને પ્રાપ્ત થાય છે જ્યારે અપરાવિદ્યાનું શરણું લેનાર કર્મ કરીને, કર્મના ફળાદિમાં આસક્તિ રાખીને જન્મજન્માતરના ફેરા ભોગવીને ચોર્યાસી લક્ષ યોનીમાં અટવાય છે

આપણે આગળ જે શ્રેય અને પ્રેયની વાતો કરી તેનો હેતુ પણ આજ છે શ્રેય એટલે બ્રહ્મભાવ પ્રેય એટલે માયાભાવ શ્રેય એટલે પ્રકાશ પ્રેય એટલે અંધકાર શ્રેય એટલે અક્ષરધામ પ્રાપ્તિ, પ્રેય એટલે પુનરાવર્તન શ્રેય એટલે પરાવિદ્યા અને પ્રેય એટલે અપરાવિદ્યા. બ્રહ્મધામનો માર્ગ દાખવે તે બ્રહ્મ–પરાવિદ્યા અને ફલાસક્તિ યુક્ત કર્મમાર્ગ દાખવે તે

અપરાવિદ્યા. પરાવિદ્યા જ્ઞાન છે, અપરાવિદ્યા અજ્ઞાન! પ્રકાશ જ્ઞાનનું લક્ષણ છે અંધકાર છે અજ્ઞાનનું લક્ષણ! જ્ઞાનનું લક્ષણ છે નિષ્કામભાવ. અજ્ઞાનનું લક્ષણ છે સકામભાવ. નિષ્કામતા ફળની વાસના કરતી નથી તેથી નિષ્કામભાવે કર્મ કરનાર કર્મ કરવા છતાં અકર્તા છે એટલે જ કર્મનાં બંધનથી તે મુક્ત છે. સકામભાવ ફલાસક્તિયુક્ત છે અને તેથી જ ફળપ્રાપ્તિ કરવાની આશાએ કર્મ કરતો હોવાથી માનવી બંધનથી જકડાય છે. નિષ્કામભાવ મુક્તિદાતા છે, સકામ ભાવ પ્રપંચની બેડીએ જકડે છે. ફળની વાસનાના અભાવે બંધન નથી, ફળની વાસના એજ બંધન છે!

પ્રગતિ ઉભયમાં છે. બ્રહ્મવિદ્યા પરક પ્રગતિ અક્ષરધામની પ્રાપ્તિ કરાવે છે જ્યારે અપરાવિદ્યાની કર્મપ્રગતિ સ્વર્ગ ફળ આપે છે અને પુણ્ય ક્ષય થતાં અંતે મૃત્યુ લોકમાં પુનરાગમનમાં પરિણામ પામે છે.

क्षीणे पुण्ये मर्त्यलोक विशन्ति ।

શ્રી ભગવાને પણ એ પ્રમાણે અપરાવિદ્યાના પરિણામનો ઉલ્લેખ કર્યો અને

त्रैविद्या मा सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥
ते तं भुक्त्वा स्वर्गलोक विशालं क्षीणे पुण्ये मर्त्यलोक विशन्ति ।
एव त्रयीधर्ममनुप्रपन्ना गतागत कामकामा लभन्ते ॥

(ગી. ૯-૨૦-૨૧)

"ત્રણ વેદ જાણનારા તથા સોમ (રસ) પીનારા મનુષ્યો નિષ્પાપ થઈ યજ્ઞો વડે મને પૂજી સ્વર્ગપ્રાપ્તિ ઈચ્છે છે. તેઓ પુણ્યના ફળરૂપ ઇંદ્રલોક પામી સ્વર્ગમાં દેવતાઓના દિવ્ય ભોગ ભોગવે છે."

"તે વિશાળ સ્વર્ગલોકને ભોગવી પુણ્ય ખૂટે છે, ત્યારે તેઓ મનુષ્યલોક પામે છે. એમ (સકામ) વેદધર્મનો આશ્રય કરનારા અને વિષયોને ઈચ્છતા (મનુષ્યો) અવરજવર પામે છે."

આ છે સનમભાવે ભગવાનને ભજવાનુ પરિણામ અને એ છે અપરાવિદ્યાનુ કાર્યક્ષેત્ર ! શ્રી ભગવાને ५-३ यान्तिमद्याजिनोऽपिमाम् । "અને મને પૂજનારા મને પામે છે" એમ કહીને પરાવિદ્યાનુ પરિણામ વ્યકત કર્યું છે

આમ ઉભયવિદ્યાના દ્રષ્ટાના લક્ષણો છે શ્રેયની પ્રાપ્તિ બ્રહ્મવિદ્યા દ્વારા જ થઈ શકે છે ભગવાનને ખાતર જ ભગવાનને ભજવાથી ભગવાન ભક્તને પોતાનામા સમાવી લે છે સ્વર્ગને ખાતર ભગવાનને ભજનારાને સ્વર્ગ આપી ભગવાન ભકતના ઋણમાથી મુકત થાય છે પ્રેય માટે અપરાવિદ્યા છે. વાસ્તવિક તો છે શ્રેયમાર્ગજ અને તેથી બ્રહ્મવિદ્યાને શરણે જવુ એજ આવશ્યક છે ઉદ્ધારક પણ તેજ છે પણ વાસનાવનમા અટવાતા જીવો અનેક પ્રકારની ઈચ્છાઓ કામનાઓના દાસ બનીને તે તે કામનાઓની પૂર્તિઅર્થે અપરાવિદ્યાનુ સેવન કરે છે, અજ્ઞાનનુ એજ પરિણામ છે જ્યા સુધી જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત ન થાય ત્યા સુધી તો એ ભોગવે જ છુટકો ને ! અને તેથી જ જ્ઞાનપ્રસાદની પ્રાપ્તિ અર્થે પ્રભુને પ્રાર્થના કરવી ઘટે ! ' ,!

તેથી જ યમરાજે નચિકેતાને એ બે વિદ્યા-માર્ગનુ દર્શન કરાવીને ધીર પુરુષો શ્રેય માર્ગે પરવરે છે એમ કહીને નચિકેતાને પણ તેજ માર્ગનુ અનુશીલન કરવાનો પરોક્ષ રીતે બોધ આપ્યો !

તમે શુ લેશો ? શ્રેય કે પ્રેય ?

## પ્રકરણ ૯

### બ્રહ્મજિજ્ઞાસા

બ્રહ્મતત્ત્વની વ્યાખ્યા કે વાસ્તવિક વર્ણન તો કોઇ કરી શકયુ નથી અને કરી શકે એમ પણ નથી માત્ર ઉપલક્ષણદ્વારા સાકેતિક ભાષામા બ્રહ્મનો સકેત કરવાનો શ્રુતિ, સ્મૃતિ અને અન્ય ગ્રથોએ પ્રયાસ કર્યો છે

તૈત્તિરીય ઉપનિષદમા એ બ્રહ્મના ઉપલક્ષણો વ્યક્ત કરતા ભૃગુ વારુણી સવાદ પ્રસગે, વરૂણ ઋષિએ,

यतो वा इमानि भूतानि जायन्ते
येन जातानि जीवन्ति ।
यत्प्रयन्त्यभिसंविशन्ति
तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति ॥

"જેના વડે નિશ્ચય આ બધા પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થઈને જેના આશ્રય વડે તે જીવિત રહે છે અને અંતમાં મરણોન્મુખ જેનામાં લીન થાય છે તેને વિશેષરૂપે જાણવાની જિજ્ઞાસા કર, તેજ બ્રહ્મ છે"
(તૈ-૩-૪-૧)

એ પ્રમાણે કહીને સર્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું અધિષ્ઠાન જે છે તે બ્રહ્મ છે એવું નિશ્ચિત કર્યું છે. આ મંત્રનું વિવેચન આપણે આગળ કર્યું જ છે પણ અહીં વિષયપ્રવેશ અર્થે પુનરાવર્તન કર્યું છે તે ક્ષન્તવ્ય ! .

અર્જુને શ્રી ભગવાનને પ્રશ્ન કર્યો

किं तद्ब्रह्म । "તે બ્રહ્મ શું છે?" અને તેના ઉત્તરમાં શ્રીભગવાને अक्षरं ब्रह्म परमम् ।

"નાશરહિત શ્રેષ્ઠતત્ત્વ બ્રહ્મ છે" એ પ્રમાણે ઉત્તર આપીને જે તત્ત્વ અક્ષર છે તે બ્રહ્મ છે એમ પોતાનો નિશ્ચય વ્યક્ત કર્યો છે. શ્રી જ્ઞાનેશ્વર મહારાજે अक्षरं ब्रह्म परमम् । એ પદ ઉપર પોતાનો અભિપ્રાય જણાવ્યો છે તે અહીં અસ્થાને નહીં લેખાય. શ્રી જ્ઞાનેશ્વર મહારાજે કહ્યુ: સછિદ્ર દેહમાં જે ઓતપ્રોત ભરેલું છે, જેનાથી તે કોઈપણ કાળે વિચલિત થતું નથી, તેની વ્યાપ્તિ એટલી પૂર્ણ છે કે, શૂન્ય પણ તેના વિનાનું નથી. તે ગગનરૂપી ચાદરમાંથી પણ ગળી જાય એટલું સૂક્ષ્મ છે. તે આટલું સૂક્ષ્મ છે તો પણ વિજ્ઞાનની ચાદરમાં ગાળવા જતાં વિજ્ઞાનની કસોટીએ ચઢાવતાં (વૈજ્ઞાનિક દૃષ્ટિએ તેનો વિચાર કરતાં) જેનું એકપણ બિંદુ બહાર ન પડે તેજ પરબ્રહ્મ!"

'અક્ષર' એટલે જે સ્થિતિમાં છે તેજ સ્થિતિમાં સદાસર્વદા કોઈપણ પ્રકારના અણુ માત્ર પણ પરિવર્તન વિના રહેનારું તત્ત્વ! એ વધતું પણ નથી અને ઘટતું પણ નથી. એની ઉત્પત્તિ પણ નથી અને વિનાશ

પણ નથી. એ અક્ષર તત્વ છે. આપણે ઉપનિષદોક્ત યતો વા इमानि भूतानि जायन्ते । એ વાક્યનો વિચાર કરીએ ત્યારે જે તત્વમાં અથવા જે તત્વની સત્તાથી સઘળું ઉત્પન્ન થાય છે તે બ્રહ્મ છે એમ આપણે સમજીએ । એ સમજણને પુષ્ટ કરવાને શ્રી ભગવાને

मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ॥

"હે કુંતીપુત્ર! અધ્યક્ષ એવા મારા વડે પ્રકૃતિ જડચેતન સહિત જગતને ઉત્પન્ન કરે છે." (ગી. ૯–૧૦)

એ પ્રમાણે કહીને

सर्वभूतानि कौंतेय प्रकृतिं यान्ति मामिकाम् ॥

એમ કહીને કલ્પને અંતે હે કૌંતેય, મારી પ્રકૃતિમાં લય પામે છે. (ગી. ૯–૭) એમ કહીને

यत्प्रयन्त्यभिसंविशन्ति । એ ઉપનિષદોક્તિને પુષ્ટ કરી છે અને અંતે

मयाततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना । (ગી. ૯–૪) એમ કહીને અવ્યક્તમૂર્તિ બ્રહ્મથીજ આ સમસ્ત સર્જન વ્યાપ્ત છે અને ભૂતમાત્ર તેમાંજ રહેલાં છે એમ કહીને

यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥

(ગી. ૯–૬)

"જેમ બધે ગતિ કરતો મહાન વાયુ આકાશમાં હમેશ રહેલો છે, તેમ સર્વે ભૂતો મારામાં રહેલા છે, એમ તું જાણ." એવું સ્પષ્ટ વિધાન કરીને, બ્રહ્મમાંથી ઉત્પન્ન થઈને બ્રહ્મ વડેજ સર્વનું પાલન, પોષણ, વર્ધન વગેરે થાય છે એવું નિર્દિષ્ટ કર્યું છે. આમ ઉપનિષદોક્ત સૂત્રને શ્રી ભગવાને પણ અનુમોદન આપ્યું છે. આ બ્રહ્મનું ઉપલક્ષણ છે. દેવાત્મશક્તિનું આ પ્રદર્શન છે

એવા ઉપલક્ષણુયુક્ત બ્રહ્મને જાણુવાની જિજ્ઞાસા સામાન્ય રીતે થતી નથી. કારણુ કે બ્રહ્મ અવ્યક્ત છે જ્યારે પ્રકૃતિ કિંવા માયા વ્યક્ત છે. બ્રહ્મ ઇન્દ્રિઓનો વિષય નથી જ્યારે પ્રકૃતિ વિષયોનો શમુમેળો હોવાથી ઇન્દ્રિઓનો વિષય છે. એ પ્રકૃતિને ઢાકણે ઢંકાયેલા બ્રહ્મને પ્રકટ કરવા માટે

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहित मुखम् ।
तत्त्व पुरपन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ (૯-૧૫)

"આદિત્ય મડળસ્થ બ્રહ્મનુ મુખ જ્યોતિર્મય ઢાકણુથી ઢંકાયેલું છે. હુ સત્યધર્મા છુ, એ આત્માનિ ઉપલબ્ધિ અર્થે તું એને ઉઘાડી દે"

એ પ્રમાણે બ્રહ્મ જાણુવાની જિજ્ઞાસાવાળો સત્યધર્મા એટલે સત્યાચરણુ એજ જેનો ધર્મ છે અથવા સત્યનું સ્વરૂપ જાણુવાની એકમેવ જેની ઇચ્છા છે તે પુરુષ-સૂર્યને પ્રાર્થના કરે છે!

ઈશાવાસ્યોપનિષદોક્ત આ મત્ર પણ પરમતત્ત્વ અવ્યક્ત છે. અને તેને માયાએ ઢાકી દીધુ છે એવું વ્યક્ત કરે છે. વ્યક્તને આધીન સરજન અવ્યક્તને જાણવા માટે ભાગ્યેજ આકર્ષાય પણ જ્યારે એવા અવ્યક્ત બ્રહ્મને જાણુવાનુ આકર્ષણ થાય છે ત્યારે તેને માનાના વિકારો પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. વૈરાગ્ય એટલે અણુગમો. પહેલા જેમા તે રાચતો હતો તેજ હવે તેને અણુગમતું બની જાય છે. જેમ એક રોગી જ્યા સુધી રોગના પજામા સપડાયેલો હોય છે ત્યાં સુધી તેને રુચીકર ભોજન પણ ભાવતા નથી. તેજ રીતે જેને બ્રહ્મ જાણુવાની વૃત્તિ જાગી હોય છે તેને પોતાને રુચીકર માયાના પ્રસાધનો જરાય રૂચતા નથી. જ્યા સુધી માનવીનુ મન વિષયોના વિચારથી આવૃત્ત છે ત્યા સુધી તેના મનમા બ્રહ્મના વિચારો આવવાનો સભવ નથી એટલું જ નહી પણ આવતા જ નથી. કારણુ કે જ્યા જ્યા તેની નજર પડે છે ત્યા ત્યા તેને કેવળ વિષયોનુ જ દર્શન થાય છે. બ્રહ્મવિષયક વિચારો કદાચ આવે તો પણુ ઝાકળના મોતી જેમ સૂર્યનો તડકો લાગતા ઉડી જાય છે તેમ આવે એવાજ ઉડી જાય છે! અને તેથી જ બ્રહ્મવિષયક વિચારો આવે-બ્રહ્મને જાણુવાની જિજ્ઞાસા જાગ્રત થાય તેને માટે પણ પૂર્વતૈયારી કરવાની જરૂર છે. શ્રી વેદવ્યાસજીએ એજ કારણે

*અથાતો બ્રહ્મજિજ્ઞાસા।* એમ કહીને 'અથ' અને 'અત;' એટલે હવે અંહીંથી એમ કહીને બ્રહ્મ જિજ્ઞાસાની પૂર્વભૂમિકા તરફ અંગુલિ નિર્દેશ કર્યો છે.

'બ્રહ્મજિજ્ઞાસા' એટલે બ્રહ્મવિષયક વિચાર કરવાની, બ્રહ્મ એટલે શું? બ્રહ્મ કેવું છે વિગેરે જાણવાની ઈચ્છા. એ ઈચ્છા માનવીના અંતઃકરણમાં જાગ્રત થાય તે કારણે અંતઃકરણ યોગ્ય થવું જોઈએ. માનવીમાં જ્યાં સુધી બ્રહ્મવિષયક વિચાર કરવાની પાત્રતા ન આવે ત્યાં સુધી માનવીને એ વિચારો આવતાજ નથી. જ્યાં સુધી અંતઃકરણ શુદ્ધ ન હોય ત્યાં સુધી એવાં શુદ્ધ સાત્ત્વિક વિચારો કરવાની ઈચ્છા સરખી પણ જાગ્રત થતી નથી કે જિજ્ઞાસા પણ ઉત્પન્ન થતી નથી. અને ઈચ્છા વિના એવા તો શું પણ કોઈપણ પ્રકારના વિચારો અંતરમાં ઉદ્ભવતા નથી. વિષયો પણ પ્રાપ્ત કરવાની જ્યારે ઈચ્છા થાય છે ત્યારે જ તેની પ્રાપ્તિના વિચારો મનમાં સ્ફુરે છે. તેમ બ્રહ્મને જાણવાની જ્યારે ઈચ્છા થાય ત્યારે જ મનમાં બ્રહ્મના વિચારો પણ સ્ફુરે છે અને તે અર્થે મન એટલું અધિક ઉજળું બને એ આવશ્યક છે.

મનનો ધર્મ–સ્વભાવ જ વિષયોન્મુખ હોવાથી તે સદા વિષયો તરફ જ આકર્ષાય છે. વિષયોનું જ ચિંતન કરે છે, વિષયોનું જ મનન કરે છે અને વિષયો પ્રાપ્ત કરવાની જ ઈચ્છા પણ કરે છે. એ ઇચ્છાની પૂર્તિ અર્થે જ ઉદ્યોગ કરે છે તેથી એવા વિષયોન્મુખ મનને તેનો દિશાપલટો કરાવી બ્રહ્મોન્મુખ–બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળું બનાવવાને પ્રયત્ન કરવો જરૂરનો છે. મનનેજ કેળવશો તો બીજાને કેળવવાની જરૂર નહીં પડે. મનપ્રમાથી છે, બળવાન છે અને દ્રઢ પણ છે. તે જ્યાં ચોંટયું ત્યાંથી પાટલાઘોની પેરે ઉખડતું જ નથી. એવા દ્રઢ મનને જો તમે આત્મતત્વ ઉપર ચોંટાડશો તો તે પછી ત્યાંજ ચોંટી રહેશે. પછી તમે તેને પુનઃ વિષયો પ્રત્યે લઇ જવાને ભગીરથ પ્રયત્નો કરશો તો પણ તે બ્રહ્મથી વિખુટું નહીં પડે; એ નિર્વિવાદ છે. એટલે જ મનનો દિશાપલટો કરાવવાનો પુરૂષાર્થ કરવો જરૂરનો છે. મનની દ્રષ્ટિ આગળ વિષયો છે. શબ્દ છે. કર્ણપ્રિય, મંજુલ, મધુર સ્વર કાને પડતાં જ મન તેમાં તલ્લીન બની જાય છે. એ સ્વર તેને આકર્ષક લાગે છે; ત્યાંથી તે પાછું વળતું નથી. એ સ્વર અશ્રાવ્ય બને તોય મન તેનાં સંસ્કારોને

સ્મરણમા રાખતુ તેમાને તેમા જ તદાકાર બની રહે છે અને એવામા સ્પર્શ જો ડોકિયુ કરે તો મન એ શબ્દને તત્પુરતુ ભૂલી જશે અને શબ્દની જગ્યાએ સ્પર્શ આવીને મનનો કબજો લેશે અથવા મન સ્પર્શને પોતાનો વિષય બનાવશે શીતળ વાયુ કિંવા કોઈ રમણીય લવનારતિસમી નારનો સ્પર્શ થતા જ એ મન દ્વારા એ સ્પર્શનો ઉપભોગ કરતુ થઇ જશે એ સ્પર્શ તેને પ્રિય લાગશે તે એ સ્પર્શમા પોતાના સ્વરૂપનુ બલિદાન આપશે અને જાણે વિશ્વમા સ્પર્શ સિવાય બીજુ કશુ જ નથી એમ માની દત્તચિત્ત બનીને તેમાને તેમા જ અનુરત રહેશે એ સ્પર્શ સંયોગાનુસાર વિયુક્ત થાય તો પણ મન તેના સસ્કારોનુ સંસ્મરણ કરતુ જ રહેશે અને જ્યા સુધી 'રૂપ' એ સંસ્મરણોમા અંતરાયરૂપ ન બને ત્યા સુધી એ મન સ્પર્શના જ સંસ્મરણો કર્યા કરશે પણ જો 'રૂપ' એવામા ડોકિયુ કરશે તો એ મન તુરત જ સ્પર્શને વિસરી રૂપની પાછળ પડશે અને નેત્રમા જઈને અડ્ડો જમાવશે. એ રૂપભાજન આકૃતિમા મન તલ્લીન બની જશે, આખો દરશે એ સૌંદર્યભર્યા રૂપરૂપના અંબાર સમી કોઈ પદ્મિની રૂપ અથવા એવા જ બીજા કોઈ આકર્ષક સ્વરૂપ ઉપર । મન એને જોતુ તૃપ્ત જ નહીં થાય અને જોયા જ કરશે જાણે જગતમા બીજુ કઈ જોવાનુ જ નહી હોય તેમ । પણ એ રૂપ તો સ્થિર ક્યા છે? એ તો સરદના વાદળા જેવુ આવ્યુ તેવુ જતુ રહેશે। અને એ જતા રૂપની પાછળ મન પણ જશે જયા સુધી દ્રષ્ટિ પહોચે ત્યા સુધી અને અંતે દ્રષ્ટિમર્યાદા સુધી જઇને અદ્રશ્ય તરફ મીટ માંડી અંતે એના સસ્કારો લઈને પાછુ ફરશે સસ્કારોનુ સ્મરણ કરતુ એ મન એ રૂપને વિસરે તો કેમ જ । એની આગળ બીજુ કશુ જોઈએ ને? અને 'રસ' કરશે પ્રવેશ । જોતા જ મનમા એને પ્રાપ્ત કરવાની ઈચ્છા જાગ્રત થાય એવા કોઈ ખાદ્ય પદાર્થને જોઇને અથવા આ પેય પદાર્થને જોઈ મન રસના પર જઈને વસશે રસના એજ રસગ્રાહક જ્ઞાનેન્દ્રિય કહી છે ને! અને એના મોમા પાણી વછૂટશે. કોઇને ટરતા જોશો, કોકને પાણી અથવા પેયનુ પાન કરતા જોશો તો તમારા મોમા પણ પાણી આવશે ઘણી વખત બાળકો રમતમાં એવુ કરે છે એક બાળક આમલી અથવા કેરીનો કટકો લઈને ચુસતો જાય અને બીજા છોકરાના મોમા પાણી વછૂટતુ જાય અને અંતે પૈસો છોકરો એકાદ કટકો આપીને તેની જિજ્ઞાસા તૃપ્ત કરે! આ છે રસલાલસા । મનને એ લાલસા થાય છે કારણ તેની

આગળ બીજું કશું જ નથી, કેવળ રસભાજન પદાર્થ જ છે પણ જો એવામાં 'પરિમલ' પમરે તો મન એ પરિમલનો ભોગ માણવા રસનાનો તુર્ત જ ત્યાગ કરી દોડી જશે. નાસિકા ઇન્દ્રિયમાં ઘ્રાણેન્દ્રિય છે 'ગંધ' લેવાનું સાધન! એ પરિમલ મન ઘ્રાણેન્દ્રિય દ્વારા ભોગવશે પણ પરિતૃપ્ત નહીં થાય! અને આમ એ મન પાંચે વિષયોના ભોગમાં જ સદાસર્વદા રત-આસકત રહેશે અને ભોગ માણતુ જ રહેશે.

મનની દ્રષ્ટિ આગળથી વિષયોને દૂર કરીને વિષયોને બદલે ત્યાં બ્રહ્મને ગોઠવી દેવું જોઈએ. તોજ મન વિષયોથી અળગું થશે. વિષયો વ્યકત છે એટલે મન ભિન્ન ભિન્ન જ્ઞાનેન્દ્રિયો દ્વારા તેનો ભોગ માણીને તત્પુરતો તૃપ્તિનો ઓડકાર પણ લે છે પણ બ્રહ્મ તો અવ્યક્ત છે એટલે વ્યકતની જગ્યાએ અવ્યકતને કેમ ગોઠવી શકાય? એવો સ્વાભાવિક પ્રશ્ન થાય. વિષયો જે સ્થૂળ છે તેનો સ્થૂળ ભોગ તો ઇન્દ્રિઓ કરે છે, પણ અહંકારયુકત મન સૂક્ષ્મ રીતે તે પોતે ભોગવે છે એવો અહંભાવના કારણે ભાવ કરે છે તેથી ભોક્તૃત્વનો જે સૂક્ષ્મ ભાવ છે તે ભાવની દિશાનું જ પરિવર્તન કરવાની જરૂર છે. એ એનો ઉત્તર છે.

મનોવૃત્તિના દિશાપલટા માટે શાસ્ત્રોએ અનેક રસ્તાઓ બતાવ્યા છે, સાધનો વર્ણવ્યાં છે; તેમાં વૈરાગ્ય સૌ પ્રથમ છે. વૈરાગ્ય એટલે શ્રી અવધૂતના શબ્દોમાં કહીએ તો 'An art of detachment'. જે જે વિષયો પ્રત્યે મોહયુકત બનીને મન તેના પ્રત્યે આકર્ષાય છે તે તે પ્રાપ્ત કરવાની વૃત્તિ પ્રબળ બનતી જાય છે; એ છે વિષયો પ્રત્યેનો મોહ! આકર્ષણને આગળ વધતું અટકાવી દેવું એટલું જ નહી પણ ધીમે ધીમે તે વિષયોની અનિષ્ટતાનું મનને ભાન કરાવવું અને મનને વિષયો તરફ જતું અટકાવવું એ વૈરાગ્યનું એક પાસું છે. મનોજયની દિશામાં એ એક પગલું છે. વિષયાસકત મનને જ્યારે આપણે એ રીતે સમજપૂર્વક પરિતૃપ્ત કરવામાં સફળ બનીએ ત્યારે આપણે અંશતઃ વૈરાગ્યની દિશામાં આગેકૂચ કરી એમ કહી શકાય. વૈરાગ્યવૃત્તિ સ્થિર અને દ્રઢ કરવી એ કપરું છે પણ એક વખત પ્રયત્નને અંતે વિષયાસક્તિ નિર્મૂળ બની જાય એટલે મન વિષયો તરફ જોશે પણ નહીં. પછીએ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધના આકર્ષણના અભાવે તે એ વિષયો પ્રાપ્ત કરવાને પ્રયત્નશીલ પણ નહીં બને. અને એ રીતે મન વિષયાસક્તિથી મોકળું બની જશે.

જ્યારે વિષયાસક્ત મન આમ મોકળું બનશે અને તેને વિષયો પ્રત્યે અણગમો થશે ત્યારે એવા વિષયાસક્તિમુક્ત મનને કશાકના અવલંબનની આવશ્યકતા જણાશે કારણ કે મન સ્વભાવે ચંચળ છે. વાંદરો જેમ એક જગ્યાએ ઠરીને બેસી શકતો નથી તેમ મન પણ એક જગ્યાએ ઠરીને બેસતું નથી. એક પુષ્પની પરાગ લઈ બીજા પુષ્પે જાય, ત્યાંથી મધુરસનું પાન કરી ત્રીજે પુષ્પે. એમ મન જુદાં જુદાં પુષ્પોમાં ભ્રમણ કરતા ભ્રમર પેઠે એ મન પણ વિષયભોગી હોવાથી જ્યારે વિષયોની અપ્રીતિ થાય ત્યારે તેના સ્વભાવ અનુસાર કાંઈક ઉદ્યોગ તો મળવોજ જોઈએ અને ત્યારે કશેક વળગાડવાની જરૂર રહે છે. મન નિરાલંબ રહી શકતું નથી. તેથી જ્યારે મન આલંબન માટે ફાંફાં મારતું હોય ત્યારે; વિષયો પ્રત્યે વૈરાગ્યવૃત્તિ થઈ હોય ત્યારેજ તે ભટકતા મનને आत्मन्येव वशं नयेत् । "આત્મામાંજ વશ કરવું"–કેન્દ્રિત કરવું. અર્જુનને શ્રી ભગવાને કહ્યું:

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥

"ચંચળ અને અસ્થિર મન જે જે કારણથી બહાર નીકળી જાય તે તે કારણથી તેને રોકીને આત્મામાંજ વશ કરવું." એ પ્રમાણે કહીને મનને વશ કરવાની એક બીજી યુક્તિ અર્જુનના હાથમાં આપી છે.

આત્મા તો અસંગ છે, અનાસક્ત અને નિર્વિકારી છે. સર્વ વિષયાતીત છે અને તેથી આત્માને વિષયો સાથે કશું જ લેપન નથી. આત્મા વિષયોનો ભોક્તા છે એમ માનવું અથવા કહેવું એ અજ્ઞાનની પરાકાષ્ટા છે. વિષયો આત્માને આકર્ષી શકતા નથી પણ એજ આત્માનું પ્રતિબિંબ અંતઃકરણ, મન, બુદ્ધિ અને અહંકાર પૈકી મુખ્યત્વે બુદ્ધિ ઉપર પડે છે. જેમ જળાશયમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે ત્યારે સૂર્ય નિશ્ચળ હોવા છતાં જળાશયના પાણીની ક્રિયાના કારણે એજ પ્રતિબિંબ હાલતું, સ્થિર વગેરે ક્રિયાઓ કરતું જણાય છે તેમ આત્મા નિશ્ચળ હોવા છતાં તેનું પ્રતિબિંબ પણ અંતઃકરણની ક્રિયાથી યુક્ત બની તેના જ જેવી ક્રિયાઓ કરતું હોય એમ જણાય છે, એ અંતઃકરણ આત્માનું ચેતન પ્રાપ્ત કરીને ચેતનાત્મક બને છે અને તે ચેતનના બળથી અંતઃ-કરણની–સૂક્ષ્મ શરીરની અને બધી ઇન્દ્રિઓની ક્રિયાઓ થાય છે. એ

બધી જ ક્રિયાઓ જાણે એ પ્રતિબિંબ કરતું હોવાની તેને પ્રતિતી થાય છે, મન વિષયાધ્યાસયુક્ત હોવાથી અહંભાવયુક્ત બનીને વિષયોનો ઉપભોગ કરે છે પણ માયાવિશિષ્ટ આત્મા એટલે આત્માનું અંતકરણ ઉપર પડેલું પ્રતિબિંબ મનની એ ક્રિયાને પોતાની ક્રિયા માની લે છે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર સાથે સમગ્ર સૂક્ષ્મ શરીર જાણે પોતે જ હોય તેમ માનીને જીવ સંજ્ઞા પ્રાપ્ત કરેલ એ માયાવિશિષ્ટ આત્મા આમ નિર્લેપ હોવા છતાં સૂક્ષ્મશરીરની ક્રિયાઓને પોતાની જ ક્રિયા માનીને તેના દુઃખથી દુઃખી થાય છે અને તેના સુખથી સુખી થાય છે. વિષયોનો પણ પોતેજ ઉપભોગ કરીને તે ભોગનાં ભોક્તા તરીકે પોતાને માને છે. પ્રતિબિંબના એ કર્મથી આત્મા દુઃખી પણ થતો નથી કે સુખી પણ થતો નથી. જેમ પ્રતિબિંબના હલનચલનથી સૂર્ય હલનચલનશીલ બનતો નથી તેમ પ્રતિબિંબની કોઈપણ માની લીધેલી ક્રિયાની કે સંસ્કારની અસર આત્મા પર થતી નથી. પણ તેનું પ્રતિબિંબજ સુખી કિંવા દુઃખી થાય છે. એ પ્રતિબિંબ જ્યાં સુધી પોતાનું વ્યક્તિત્વ સ્વતંત્ર છે એમ માને છે ત્યાં સુધીજ એ માયાવિશિષ્ટ અવસ્થાથી મુક્ત થતો નથી. પણ જ્યારે એ પ્રતિબિંબ પોતાના બિંબ આત્મા તરફ દષ્ટિ ફેરવે છે, જ્યારે પોતાનું બિંબ પ્રતિબિંબની નજરે પડે છે ત્યારે તે પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વ[illegible] કરે છે અને પોતાના મૂલ સ્વરૂપને— આત્માને પ્રાપ્ત કરે છે. જીવભાવ નષ્ટ થતાં જ શિવભાવ પ્રાપ્ત થાય છે. અંધકાર જાય એટલે જ પ્રકાશ દષ્ટિગોચર થાય છે, આત્માને પ્રાપ્ત કરે છે એમ કહેવું પણ યોગ્ય નથી. જ્યાં સુધી સૂર્યનો પ્રકાશ ત્યાં સુધી જ સૂર્યનું પ્રતિબિંબ ગોચર છે. સૂર્યાસ્ત થતાં જ એ પ્રતિબિંબનો લોપ થાય છે. પ્રતિબિંબ બિંબમાં ભળી જાય છે અથવા કહો કે પ્રતિબિંબનું અજ્ઞાનજનક અસ્તિત્વ જ્ઞાનદૃષ્ટિ થતાં ટળી જાય છે. જ્યારે પ્રતિબિંબને પોતાના મૂળ સ્વરૂપનું ભાન થાય છે ત્યારેજ તે મૂળસ્વરૂપને મળી જાય છે. તેજ રીતે જ્યારે જીવને પોતાના શિવસ્વરૂપનું ભાન થાય છે ત્યારે તે શિવથી ભિન્ન રહી શકતો નથી. જેમ પ્રતિબિંબનો વિલય બિંબમાં થાય છે તેમ જીવભાવ જતાં જીવો બ્રહ્મૈવ ના પરઃ। એ ન્યાયે એ જીવ સ્વયં બ્રહ્મ જ છે. અસ્તુ.

બ્રહ્મતત્ત્વ વિષયક વિચારોની મનમાં સ્ફુરણા થાય એ હેતુએ મનની વિશુદ્ધતા આવશ્યક છે. મન વિશુદ્ધ બને એ હેતુએ અન્ન વિશુદ્ધ હોવું જરૂરનુ છે. મનુષ્ય જે અન્નનો આહાર કરે છે તેજ અન્નનો અતિસૂક્ષ્મ અંશ જ મન બને છે અને તેથી 'અન્ન તેવો ઓડકાર' એમ કહેવાય છે.

अन्नमशितं त्रेधाविधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति ।
योमध्यस्तन्म सयोऽणिष्ठस्तन्मनः ॥ (છાં-૬-૫-૧)

જેવા વિચારોને કાઢી નાખી, જેમ ફોતરા કાઢી નાખી આપણે ચોખાનો સગ્રહ કરીએ છીએ તેમ બુદ્ધિ પણ અશુદ્ધ વિચારોનોજ નિર્ણય કરીને અસ્વીકાર કરી શુદ્ધ વિચારોને જ ચિત્ત પાસે ચિંતન અર્થે મોકલશે એટલે ચિત્તને અશુદ્ધ રાજસતામસયુક્ત વિચારોનું ચિંતન કરવાનો સભવ જ રહેશે નહી જો મન વિશુદ્ધ હશે તો અહકાર પણ હશે તો ખરો પણ તે સાત્વિક હશે એટલે રાજસ કે તામસ અહકારની અસર ચિત્ત કે બુદ્ધિ ઉપર થવાનો સભવ નથી આ રીતે મનની શુદ્ધિ સાથે જ અત કરણ સમગ્ર વિશુદ્ધ બની જશે અને તેથી જ આહાર શુદ્ધ હશે તો સત્ત્વશુદ્ધિ આપોઆપ જ થશે એવુ આગળ કહ્યુ છે

પણ કેવળ અન્ન વિશુદ્ધ હોય એટલે જ મન વિશુદ્ધ થતુ નથી વિશુદ્ધ અન્ન આવશ્યક તો છે જ પણ તેની સાથે વિષયાનુરાગી ઇન્દ્રિઓને વશ થાળે પાડવાની જરૂર છે કારણકે પ્રમાથી ઇન્દ્રિઓ--મનને પોતાના પ્રવાહમા ખેચી જાય છે શ્રી ભગવાને પણ—

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चित ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मन ॥

(ગી ૨-૬૦)

"હે કૌતેય ! અત્યત ક્ષોભાવનારી ઇન્દ્રિયો પ્રયત્ન કરતા વિદ્વાન પુરુષના મનને પણ બળાત્કારે વિષયો તરફ ખેચે છે"

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्पर ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

(ગી ૨-૬૧)

"તે સર્વ ઇન્દ્રિઓને વશ કરી યોગયુક્ત થઈને મારા પરાયણ રહેવુ, કેમકે જેની ઇન્દ્રિઓ વશ હોય છે, તેની બુદ્ધિ સ્થિર થાય છે"

धातुप्रसादान्महिमानमात्मन ।

"ઇન્દ્રિઓના પ્રસાદથી આત્માના આ મહિમાને જુવે છે" અને તેથી બુદ્ધિની પ્રતિષ્ઠા-સ્થિરતા અર્થે પણ ઇન્દ્રિયોને વશ રાખવાની જરૂર છે એમ શ્રી ભગવાને સૂચવ્યુ છે

इन्द्रियाणा हि चरता यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञा वायुर्नावमिवाम्भसि ॥ (ગી. ૨-૬૭)

"કારણ કે ભટકતી ઇન્દ્રિયોમાની જે ઇન્દ્રિયને મન અનુસરે છે, તે ઇન્દ્રિય આ પુરુષની બુદ્ધિને, જેમ વાયુ જળમા નાવને ખેચી જાય, તેમ ખેચી જાય છે"

આ અને ઉપરના બને શ્લોકોનુ તાત્પર્ય એટલુ જ છે કે જેનુ મન ઇન્દ્રિયોને આધીન છે તે અયુક્ત છે જે મન ઇન્દ્રિયોને પોતાના કાબૂમા રાખે છે તે યુક્ત છે અને તેથી ઇન્દ્રિયોને સર્વ પ્રકારે મનના કાબૂમા રાખવાનો પુરુષાર્થ કરવો જોઈએ કારણ તેની જ બુદ્ધિ સ્થિર થાય છે જ્યારે મન અને ઇન્દ્રિયોનો સુમેળ સધાય છે ત્યારેજ બુદ્ધિ પણ શુદ્ધ બને છે અને ત્યારેજ બ્રહ્મ-વિષયક વિચારો કરવાની અશક્ત યોગના પ્રાપ્ત થાય છે, ટૂકમા મનને વિશુદ્ધ બનાવવુ જોઈએ મન ઇન્દ્રિઓ જે વિષયાનુગામી છે તેને પણ વિષયો તરફ ઘસડતી અવરોધવી જોઈએ એટલુ કરશો તો વિષયો તરફ અનુરાગી બનેલા મનની દિશા પલટાશે, અને વિષયાનુરાગી ઇન્દ્રિઓ પણ પોતાનો માર્ગ બદલશે. એ ઉભય કેવળ સયમ દ્વારા સાધ્ય કરી શકાશે અને તેથીજ શમ દમનુ મહત્ત્વ શાસ્ત્રોએ વર્ણવ્યુ છે, મનનુ શમન કરવુ જોઈએ અને ઇન્દ્રિયોનુ દમન કરવુ એ એટલા જ માટે પરમાર્થ પથમા આવશ્યક છે મન અને ઇન્દ્રિયો પોતાનો માર્ગ બદલશે તો બુદ્ધિની મલિનતા પણ કપાશે, વસ્ત્ર સ્વભાવે શ્વેત અને સ્વચ્છ છે પણ મેલને લીધે તે મલિન દેખાય છે તે મેલ કાઢવા માટે સાબુની જરૂર છે જેમ જેમ સાબુ અને પાણીનો સયોગ થતો જશે તેમતેમ કપડુ સ્વચ્છ બનતુ જશે, વસ્ત્ર તો સ્વચ્છ જ છે પણ તેનો એ મેલ કપાઈને તેની મલિનતા દૂર થશે એટલે તે પુન સ્વચ્છ જણાશે તેમ શમ, દમ, વૈરાગ્ય દ્વારા જ્યારે મન અને ઇન્દ્રિયોના વિકારો કપાશે ત્યારે તે મન અને ઇન્દ્રિયો સન્માર્ગગામી બનશે અને પોતાનુ શુદ્ધ સ્વરૂપ વ્યક્ત કરશે

જ્યાસુધી મન રાજસ અને તામસ ગુણની ઓરામા અટવાયલુ છે ત્યા સુધી તેને નિર્વિકાર બનવાને અવકાશ નથી પણ એજ મન જ્યારે સત્વગુણની ઓરામા આવશે ત્યારે તે રાજસ અને તામસ ગુણની ઓરામાથી સ્વાભાવિક રીતેજ મુક્ત બનશે અને ત્યારે સત્યપ્રકાશમાં તેને પરમાત્મપ્રરક વિચારો આવશે એ નિર્વિવાદ છે રાજસ બળવાન બનશે તો તામસ નિર્બળ બનશે અને સત્વ બળવાન બનશે તો રાજસ અને તામસ ઉભય નિ સત્વ બનશે તેથી આત્મશ્રેય અર્થે સાધકે રાજસ તામસને

નિઃસત્ય કરી સત્વને સબળ બનાવવા માટે તનતોડ જહેમત ઉઠાવવી જોઈએ. અને ત્યારેજ જ્ઞાનમાર્ગના દ્વાર તેને માટે મોકળાં થશે અને ત્યારેજ જીવ બ્રહ્મપરક વિચારો કરવાને મોકળો બનશે. અસ્તુ.

—(૦)—

# પ્રકરણ ૧૦

## ગુણુની પકડ

सत्वंरजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥

"હે મહાબાહો ! પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સત્વ, રજસ અને તમસ એ ગુણો અવ્યય જીવાત્માને દેહમાં બાંધે છે." (ગીતા ૧૪–૫)

બ્રહ્મતત્ત્વના વિચારની જિજ્ઞાસા થાય એ હેતુએ વિશુદ્ધ મનની આવશ્યકતા ઉપર શાસ્ત્રકારોએ અને અનુભવી મહાનુભાવોએ ભાર મૂકયો છે. કારણુ કે સર્વ અનર્થના મૂળરૂપે એ મન જવાબદાર છે; મોક્ષ માટે પણુ એજ મન જવાબદાર છે. મન વિશુદ્ધ બને એ હેતુએ અન્નવિશુદ્ધ હોવુ જરૂરનું છે વિગેરે વાતોનો આપણે આગળ વિચાર કર્યો. કેવળ વિશુદ્ધ અન્નથીજ મન વિશુદ્ધ બનતું નથી પણુ જે વિશુદ્ધ સ્વરૂપે તૈયાર થાય છે તે મનની વિશુદ્ધતા જાળવી રાખવાને બીજા પૌષ્ટિક તત્ત્વોની પણુ આવશ્યકતા છે.

પ્રાણુ અને શરીરનો જેવો નિકટનો સંબંધ છે તેવોજ મન અને ઈન્દ્રિયોનો પણુ નિકટનો સંબંધ છે. મનના સંકેત વિના ઈન્દ્રિઓ કાર્યક્ષમ બનતી નથી, અને ઈન્દ્રિયોની ક્રિયા વિના વિષયોનો ભોગ મન લઈ શકતું નથી. પ્રાણુ ન હોય તો શરીર નિશ્ચેષ્ટ બની જાય છે અને શરીર ન હોય તો પ્રાણુનો પરિચય થઈ શકતો નથી. શરીરને સ્પર્શ કરતો સ્થૂળ વાયુ એ પ્રાણુ નથી. પણુ એ વાયુમાં જે જીવનતત્ત્વ છે તે પ્રાણુ છે; જે તત્ત્વવડે શરીરની પ્રાણુક્રિયા થાય છે તે પ્રાણુ છે. એજ રીતે મન ન હોય તો ઇન્દ્રિયો નિશ્ચેષ્ટ ક્રિયાહીન બની જાય છે. કારણુ

ઇન્દ્રિયોનો નિયામક-ઇન્દ્રિયોને આજ્ઞા દેનાર તો મન છે. ઇન્દ્રિયો જડ છે. મનના સંકેત ઝીલી તદનુસાર કામ કરે? રાજા તો માત્ર આજ્ઞાજ કરે, એ આજ્ઞાનો અમલ તો અધિકારીઓ રાજાની આજ્ઞાનુ સાર પાલન કરી કરે છે તેમ ઇન્દ્રિઓ મનની દાસી છે પણ પ્રસંગવશાત્ એ દાસીઓ પણ મનને પરાણે વિષયો તરફ ધસડી જાય છે અને પોતાની મુરાદ બર આણે છે. અર્જુનના

चञ्चलं हि मनः कृष्ण प्रमाथी बलवद् दृढम् ।
तस्याहं निग्रहमन्ये वायोरिवसुदुष्करम् ॥ (ગી-૬-૩૪)

"હે ભગવાન! આ મન ચંચળ, પ્રમાથી, બલવાન અને દ્રઢ છે. જેમ વાયુનો નિગ્રહ કરવો દુષ્કર છે તેમ એ મનનો નિગ્રહ કરવો પણ દુષ્કર છે; એમ હુ માનુ છુ." આ પ્રમાણેના વિધાનને શ્રી ભગવાને પણ પુષ્ટિ આપી असंशयं महाबाहो मनो दुर्निग्रहचलम् । "મન ચંચળ અને વશ કરવુ મુશ્કેલ છે" એ (ગી. ૬-૩૫) પ્રમાણે કહ્યુ છે અને મનની મહત્તા વધારી છે. તેજ મનને इन्द्रियाणि प्रमाथीनि हरन्निप्रसभं मनः । એ પ્રમાણે કહીને પ્રમાથી ઇન્દ્રિયો વિવેકી પુરુષના મનને બળાત્કારે પણ વિષયો તરફ ખેંચી જાય છે એમ કહીને, મન સંજોગવશાત્ ઇન્દ્રિઓ આગળ નિર્બળ બની જાય છે એવો સંકેત કર્યો છે. એટલે આગળ આપણે કહ્યુ તેમ કેવળ મનનેજ વિશુદ્ધ બનાવવાથી કામ સરતું નથી. અલબત્ત વિશુદ્ધ મન એકાએક ઇન્દ્રિઓની પકડમાં ન આવે એ સંભવિત છે. પણ પ્રસંગવશાત્ ઇન્દ્રિઓ પણ મનને પોતાની પકડમાં જકડી લે તો નવાઇ નથી તેથી મનની સાથે સાથે ઇન્દ્રિઓને પણ વિષયોના મોહથી મુક્ત કરવાની જરૂર છે અને તે કારણે પુરુષાર્થ કરવો જરૂરનો છે અને તેથીજ શ્રી ભગવાને तानि सर्वाणि संयम्य । એવો આદેશ દઇને, ઇન્દ્રિયોનો સંયમ સાધવાની આજ્ઞા કરી છે. જો ઇન્દ્રિયો સંયમિત હશે તો મનની ચંચળતા, મનનુ પ્રમાથીપણું, મનનુ બળ, મનની દ્રઢતા એ કશુ જ કામ લાગવાનુ નથી મન તો નિરાકાર છે, તેનાથી વિષયોનો સ્થૂળ ભોગ લઈ શકાતો નથી ઇન્દ્રિઓ દ્વારાજ વિષયોનો સ્થૂળ ભોગ લઈને મન વિષયોપભોગની તૃપ્તિનો ઓડકાર લે છે. તાત્પર્ય એ છે કે આપણે મનની વિશુદ્ધતા ઉપર જેટલો ભાર મૂક્યો છે તેટલો ભાર ઇન્દ્રિયોના સંયમ ઉપર પણ મૂકવો જરૂરનો છે. મન વિશુદ્ધ હશે તો તેને વિષયો પ્રતિ આકર્ષણ નહીં થાય. પ્રસંગવશાત્ આકર્ષણ થાય તો

પણ જો ઇન્દ્રિઓ અયમિત હશે તો મનનુ એ આકર્ષણ નિષ્ક્રિય બની જશે અને તેથી મન અને ઇન્દ્રિઓનો સુમેળ સધાશે ત્યારેજ વૃત્તિઓ પણ સાત્વિક બનશે રસલોલુપ રસનાને મિષ્ટાન્નનો સ્વાદ લેવાની ઇચ્છા થશે મન હાથને આજ્ઞા આપશે પણ હાથ મનની એ આજ્ઞાને ન અનુસરે અને મિષ્ટાન્નથી ભરેલો એ થાળ એમનો એમ પડયો રહે। આ છે ઇન્દ્રિયનિગ્રહનુ પરિણામ। આ કારણે જ ઇન્દ્રિઓનુ દમન કરવાની પ્રથમ આવશ્યકતા છે

સામાન્ય રીતે માનવી રાજસ અને તામસ ગુણની ઓરામા અજાયેલો રહે છે પ્રકૃતિનો આ બધો વૈભવજ સત્વ, રાજસ અને તમો ગુણ ઉપર નિર્ભર છે રાજસ ગુણના પરિણામે પ્રવૃત્તિમય જીવન બને છે પણ એ પ્રવૃત્તિ પરમાર્થપરક હોતી નથી, કેવળ સ્વાર્થિક પ્રવૃત્તિમાજ માનવી રચ્યો પચ્યો રહે છે તામસાદિકના પરિણામે જીવન પ્રમાદિ અને આળસુ બની જાય છે એ ઉભય ગુણની ઓરામાથી મુક્ત થવાને માનવીએ પોતાના સ્વભાવનુ પરિવર્તન કરવાનો પ્રયાસ કરવો જરૂરનો છે પ્રત્યેક મનુષ્યમાં સત્વગુણ રજોગુણ અને તમોગુણ છેજ કારણ કે શ્રી ભગવાનના ભાખ્યાનુસાર

*सत्वरजस्तमइति गुणा प्रकृतिसंभवा ॥* (ગી ૧૪-૫) એ ગુણો પ્રકૃતિના છે અને મનુષ્ય પ્રકૃતિથી પર નથી એ ગુણોનુ પ્રમાણ પ્રત્યેક વ્યક્તિમા વધતુ ઓછુ હોય છે જ્યા સુધી દેહ છે ત્યાં સુધી એ ગુણોને વશ એ દેહ છેજ એ ત્રણ ગુણો પૈકી જેના સ્વભાવમા જે ગુણ પ્રાધાન્ય ભોગવતો હોય તે ગુણના લક્ષણો તેનામા તરી આવે છે જેના સ્વભાવમા સાત્વિક ગુણ પ્રધાન હોય તે સ્વાભાવિક રીતેજ ધર્મભાવથી સભર હોવાથી વિશુદ્ધ મનનોજ અનુભવ કરતો હોય છે અને તેની ઇન્દ્રિયો પણ તેને વશ હોય છે અને તેથી બીજા બે ગુણોને પ્રાધાન્ય ભોગવતા અટકાવી સત્વગુણને જ પ્રબળ બનાવવાનો મનુષ્યે પ્રયત્ન કરવો જરૂરનો છે શ્રી ભગવાને એ ગુણોના સબંધમા—

रजस्तमश्चाभिभूय सत्व भवति भारत।
रज सत्वं तमश्चैव तम सत्व रजस्तथा ॥ (ગી ૧૪-૧૦)

"હે ભરતવંશી, રજોગુણ તથા તમોગુણને દબાવી સત્વગુણ મોખરે આવે છે સત્વગુણ તથા રજોગુણને દબાવી તમોગુણ પ્રબળ બને છે" એ

પ્રમાણે કહીને આપણને સત્વગુણને મોખરે લાવવાની અને બીજા ગુણોને દબાવી દેવાની યુક્તિ બતાવી છે સત્વગુણ જ્યારે બળવાન બનશે ત્યારે ચિત્ત ઉપરના રજસ અને તમોગુણના મળ કપાઈ જશે અને સાત્વિક વિચારો અને સાત્વિક પ્રવૃત્તિમાજ અતઃકરણ પરોવાયેલુ રહેશે ત્યારે બ્રહ્મવિષયક વિચારો કરવાનો અધિકાર પ્રાપ્ત થશે અંતે તો એ સત્વગુણને પણ તિલાંજલિ જ આપવાની છે અને ત્રણે ગુણથી મુક્ત ગુણાતીત થવાનુ છે શ્રી ભગવાને અર્જુનને પણ निस्त्रैगुण्यो भवार्जुन ॥ એ પ્રમાણે જ બોધ આપ્યો છે અને એમ કહીને आत्मन्येवात्मना तुष्ट । થઈને જ પરમ પદ પ્રાપ્ત કરવાનુ છે જેમ સૂર્યોદય પૂર્વે ઉષાના દર્શન થાય છે તેમ

यदाचित्त प्रसीदेत इन्द्रियाणा च निर्वृति ।
देहेऽभय मनोऽसग तत् सत्त्व विद्धिमत्पदम् ॥

(ભા ૧૧-૨૫-૧૬)

'ચિત્ત પ્રસન્ન થાય, ઈન્દ્રિયો શાંત હોય, શરીર નિર્ભય હોય અને મનમા આસક્તિ ન હોય ત્યારે સત્ત્વગુણની વૃદ્ધિ થઈ છે એમ સમજવુજોઈએ સત્ત્વગુણ મારી પ્રાપ્તિનુ સાધન છે" એમ શ્રી ભગવાને કહ્યુ છે સાધકે સત્ત્વની ઉષાના આ ચિહ્નોનુ પોતાનામા નિરીક્ષણ કરવુ જોઈએ અને એ લક્ષણો પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ કરવો જોઈએ શ્રી ભગવાને ભાગવતના એકાદશ સ્કધમા ૨૫મા અધ્યાયમા અને ગીતાના ૧૪મા અધ્યાયમા ત્રણ ગુણના સબધમા વિસ્તારથી વિવેચન કર્યુ છે તે આ પ્રસગે વાચકને સહાયક બનશે

આપણે ટૂકમા વિચાર કરીએ તો જ્યારે સાધક શમદ્વારા મનની વૃત્તિઓને અકુશિત કરે દમદ્વારા ઈન્દ્રિયોનુ દમન કરે તપદ્વારા શરીરને કષ્ટ આપે અને તિતિક્ષા દ્વારા જે સમયે જે દુ.ખ આવી પડે તે દુ ખ કોઈ પણ પ્રકારનો પ્રતિકાર કર્યા વિના સહન કરતો થાય-સહન શક્તિ કેળવતો થય ત્યારે જ તેની આધ્યાત્મિક પ્રવૃત્તિને વેગ મળે છે અને ત્યારે તે બ્રહ્મપરક વિચાર કરવાને અધિકારી બને છે

આમ જ્યારે સાધક બ્રહ્મજિજ્ઞાસાવાન બને છે ત્યારે તેને कोऽहम् હુ કોણ? એવો વિચાર પ્રથમ આવે છે અને એ પ્રશ્નનો ઉત્તર પ્રાપ્ત કરવા માટે તે મનોમથન કરે છે

# પ્રકરણ ૧૧ :

## વિચાર વંટોળ

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं
प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।
मयानुकूलेन नभस्वतेरितं
पुमान् भवाब्धिं न तरेत् स आत्महा ॥

(ભા. ૧૧–૨૦–૧૭)

"આ માનવશરીર સમસ્ત શુભકર્મોની પ્રાપ્તિનુ મૂળ છે અને અત્યંત દુર્લભ છે, છતાં પણ અનાયાસ સુલભ બની ગયું છે. આ સંસારસાગર તરવાને એ એક સુદૃઢ નૌકા છે. શરણગ્રહણ માત્રથી જ ગુરૂદેવ તેના કેવટ બનીને નૌકાનું સંચાલન કરવાનું શરૂ કરે છે. અને હું પણ સ્મરણમાત્રથી જ અનુકૂળ વાયુના રૂપમા એને લક્ષ્ય તરફ ધપાવવા લાગું છું. આટલી બધી સુવિધા હોવા છતા પણ જે આ શરીરદ્વારા આ સંસાર સાગરને તરી જતો નથી તે પોતાના હાથે જ પોતાના આત્માનુ હનન કરે છે; અધઃપતન કરે છે."

જન્મજન્માંતરના શુભ સંસ્કારો જ્યારે ફ્લીભૂત બને છે ત્યારે જ પોતાનુ પરમકલ્યાણ સાધવાની મનુષ્યને વૃત્તિ થાય છે અને તે દિશામાં તે વિચાર કરતો થાય છે. વાસ્તવિક રીતે પોતે કોણ છે? कोऽहम् તે જાણવાની વૃત્તિ જાગ્રત થાય છે. બ્રહ્મ કેવુ છે! किं तद्ब्रह्म તે જાણવાની વૃત્તિ થાય છે. પોતાનો અને એ બ્રહ્મનો શો સબંધ છે! જગત કેવુ છે! જગતનો અને પોતાનો શો સબધ છે? બ્રહ્મ અને જગતનો શો સંબધ છે? વગેરે પ્રશ્નપરંપરા તેના ચિત્તને ઘેરી વળે છે, ક્ષુભિત બનાવે છે અને ત્યારે જ તેને આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાની અભિલાષા જાગ્રત થાય છે. એને જ શાસ્ત્રોમાં 'બ્રહ્મજિજ્ઞાસા' કહી છે.

એ બ્રહ્મજિજ્ઞાસા જાગ્રત થાય છે, ત્યારે તે ઈચ્છા પરિતૃપ્ત કરવાને તે આમતેમ ફાંફાં મારે છે.

જ્યા સુધી અ તરમા જિજ્ઞાસા જાગ્રત થતી નથી ત્યા સુધી મનુષ્ય તે દિશામા ઉદ્યોગી બનતો નથી જ્યા સુધી મનુષ્ય ક્ષુધાતુર થતો નથી ત્યા સુધી તે અન્ન માટે ફાફા મારતો નથી ઈચ્છા એજ પ્રગતિનુ મૂળ કારણ છે. નિરીહ માનવી નિવૃત્તિપરક જ હોય છે ઈચ્છા વિના પ્રગતિ રૂધાઈ જાય છે મનમા જ્યારે ક્યાક જવાની ઇચ્છા થાય છે ત્યારે જ માનવી ગન્ત વ્ય સ્થાને પહોચવા માટે પ્રવૃત્તિ આદરે છે અને પ્રગતિ કરીને જ ગન્તવ્ય સ્થાન પર પહોચી શકે છે ! જિજ્ઞાસા હોવા છતા પ્રવૃત્તિના અભાવે પ્રગતિ થઇ શકતી નથી તેથી પ્રથમ જિજ્ઞાસા, પછી પ્રવૃત્તિ અને પછી જ પ્રગતિ એવો ક્રમ જણાય છે મુ મ્બઈ જવાની ઈચ્છા થાય પણ તે અ ગે પ્રવૃત્તિ ન કરીએ અને ઘર આગણે જ "મારે મુબઈ જવુ છે" એવો વિચાર કરતા બેસી રહીએ તો મુબઈ પહોચી શકાતુ નથી આજના વિજ્ઞાનના જમાનામા વૈજ્ઞાનિકો ચ દ્રલોકમા પહોચવાની વાતો કરે છે, તે જિજ્ઞાસાને વેગવાન બનાવવાને તેઓ પ્રવૃત્તિ પણ કરે છે અને તેટલે અ શે પ્રગતિ પણ સાધી શક્યા છે હાથ જોડીને બેસી રહેશો તો મો આગળ મિષ્ટાન્નનો થાળ ભર્યો હશે તો પણ ભૂખ નહી ભાગે ! હાથ હલાવશો તોજ એ મિષ્ટાન્નનો કોળિયો મોમા આવશે અને ભૂખ ભાગશે ! તેમ હાથ જોડી બેસી રહેશો એ કેમ ચાલશે ! માનવજીવન મળ્યુ છે, તે કેવળ કાગડા કૂતરા પેઠે પેટ ભરવા જ નથી મળ્યુ ! એ શરીર મળ્યુ છે તે તમારુ 'સત્ય સ્વરૂપ' જાણવા માટે મળ્યુ છે તે જાણો અને સ સારસાગર પાર કરી તત્ત્વમા તત્ત્વરૂપે સમાઈ જાવ !

જિજ્ઞાસા વિનાના માનવીનુ અસ્તિત્વ જ નથી જિજ્ઞાસા વિનાનો માનવી કના તો મૂઢ છે કે ક્યા તો પારદર્શી બ્રહ્મસ્વરૂપ છે જિજ્ઞાસા એજ સ સારનુ મૂળ છે શ્રી ભગવાને પણ એકમાથી અનેક થવાની જિજ્ઞાસા કરી અને

सोऽकामयत बहु स्या प्रजायेयेति । (તૈ-૬-૧)

"તે પરમાત્માએ કામના કરી હુ અનેક થઈ જાઉ અર્થાત ઉત્પન્ન થાઉ" અને પોતાની એ જિજ્ઞાસાને વેગ આપવાને सोऽतपोतप्यत। તેણે તપ કર્યું અને

- त्वा इदं सर्वमसृजत यदिद किं च ।

"તેણે તપ કરીને આ જે કાઈ છે તે બધાયની રચના કરી." આમ જિજ્ઞાસા પછી પ્રવૃત્તિ અને પછી જ પ્રગતિ સાધી શકાય છે

"મને જાણવાની જિજ્ઞાસા થઈ એમ કહેનારો અને જે જાણવાનુ છે, જે જાણવાની જિજ્ઞાસા થઈ છે તેનાથી જુદો છે જેને જાણવાની ઈચ્છા થઈ છે તે 'હુ' અહકાર છે એ અહકાર મિથ્યા છે, અજ્ઞાન છે એ અહકારગ્રસ્ત જીવનો 'અહમ્' જ્યા સુધી ટળતો નથી ત્યા સુધી તેને સમ્યકદર્શન થતુ નથી અને તેથી જ જિજ્ઞાસા જાગ્રત થાય એ અર્થે પણ આપણે આગળ જોયુ તેમ વિશુદ્ધ મન, સાત્ત્વિક બુદ્ધિ અને તીવ્ર આવેગની આવશ્યકતા છે 'અહં'ના નાશ વિના મન શુદ્ધ બની શકતુ નથી અને મન અશુદ્ધ હોય ત્યા સુધી સાત્ત્વિક ભાવ જાગ્રત થતો નથી સમ્યકદર્શન અર્થે એતો પ્રાથમિક ભૂમિકા છે

અહકાર એજ અજ્ઞાનમૂલક છે અહકારથી જ તો આ સરજનની ઉત્પત્તિ છે, અહકારમાથી જ તો મારૂ તારુ વગેરે મમત્વપૂર્ણ ભેદ-બુદ્ધિનો જન્મ છે અહકારમાથી જ તો જગતના વેરઝેર, રાગદ્વેષ, સારુ નરસુ વગેરે છે અને અહકાર છે ત્યા સુધી જ આ જગતનુ ચક્ર પણ ચાલવાનુ છે જ્યારે અહ જશે ત્યારે જગત અદ્રશ્ય થશે. તાત્પર્ય કે જ્યારે જ્ઞાન થશે ત્યારે જેમ દિપક થતા અધકારનો આપોઆપ જ લોપ થાય છે, અધકારને ટાળવા માટે બીજો પ્રયાસ કરવો પડતો નથી તેમ જ્યારે જ્ઞાન થશે ત્યારે અહકાર—અજ્ઞાનજનિત અહ નો નાશ થશે જે છે તે જેવુ ને તેવુ જ જ્યા ને ત્યાજ રહેવા છતા તે નથી એવો અનુભવ થશે અહકાર એ અજ્ઞાનનુ જ એક સ્વરૂપ છે અને જ્યા સુધી અજ્ઞાનનો નિ શેષ ક્ષય ન થાય ત્યા સુધી અહકારનો ક્ષય થવાનો નથી અજ્ઞાન જશે તો અહકાર જીવવાનો નથી એ પણ એટલુ જ સાચુ છે પ્રકાશ થશે તો અધકારનુ નિવારણ કરવાનુ જ ન રહે અધકારના નિવારણ અર્થે અલગ પ્રયાસ કરવાનો નથી જ્યા સુધી અહકાર છે ત્યા સુધીજ જીવ જગત અને બ્રહ્મ એવા ભેદો છે તે રહેવાનાજ છે કારણ કે બુદ્ધિ એ અહકારનુ જ કાર્ય છે દ્રશ્ય એ દ્રષ્ટાના અહકારનુ જ પરિણામ છે આથીજાતે દ્રશ્ય જેવુ કશુ ખરુ ! એટલે કારણનો અત આણતા સ્વય કાર્યનો અત આવી જાય છે કાર્યનો નિષેધ કરતા કરતા કારણ સુધી પહોચ્યા પછી કારણનુ કારણ શોધવાનુ રહેતુ નથી કારણ કે કારણનુ કારણ જ નથી જેમ વૃક્ષ એ

બીજનુ કારણ છે. બીજને જમીનમા વાવ્યા પછી તેમાથી અ કુર ફુટશે, ડાળપાખડા આવશે અને વિસ્તાર થશે, અ તે એજ વૃક્ષની પરિપૂર્ણતા થશે. જ્યારે વૃક્ષને ફળ આવી ફળની પરિપકવ અવસ્થાને પરિણામે તેમા પરિપકવ બીજ થશે. બીજ પછી શુ ? ઉત્તર નથી. અને એ નિરૂત્તર અવસ્થા એજ તત્વદર્શન-તત્ત્વ પ્રાપ્તિ છે

यतोवाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।

જ્યા સુધી કાર્ય છે ત્યા સુધી તત્ત્વપ્રાપ્તિ નથી આત્માનુ સધાન કિંવા સર્વત્ર બ્રહ્મભાવ-બ્રહ્મદ્દષ્ટિ એકી વખતે થતી નથી પણ ક્રમશઃ થાય છે. કાર્ય છે તોજ કારણની ખોજ કરી કારણ શોધી શકાય છે. જગત છે, પ્રકૃતિ છે તોજ જગત-પ્રકૃતિના કારણને શોધવાનુ દિશાસૂચન થાય છે.

જેમ બીજનો વિકાસ એજ વૃક્ષ છે અને તેજ વૃક્ષમાથી બીજની પ્રાપ્તિ થાય છે ત્યાર પછી તે બીજનો આગળ વિકાસ નથી તેમ પ્રકૃતિ એ કાર્ય છે એ કાર્યનો વિકાસ પ્રકૃતિના કારણરૂપ પરમતત્ત્વ સુધી પહોચીને ત્યા જ થભી જાય છે જેમ સરિતા સાગરમા મળ્યા પછી પુનઃ વળતી નથી તેમ એ પ્રકૃતિ પણ પરમ તત્ત્વમા ભળી જાય છે પછી તેનુ પુનરુત્થાન થતુ નથી સરિતાએ સાગર સુધી જ જવાનુ છે પ્રકૃતિએ પરમતત્ત્વ સુધી જ પહોચવાનુ છે આમ કારણનો અ ત આવતા કાર્યનો સ્વય અ ત આવી જાય છે કાર્યનો લોપ થતા જેમ કારણને શોધવાનુ રહેતુ નથી તેમ કાર્યના અ ત સાથે જ કારણનો અ ત છે પુત્ર મરતા બાપ મરે છે તે જાણો છો ? પરમતત્ત્વ તો નિર્દ્વંદ્વ છે. અનન્ત છે, પણ જ્યા સુધી એ પ્રકૃતિના અ ત સાથે સાપેક્ષરીતે કારણ તરીકે રહે છે ત્યા સુધીજ કાર્ય કારણમા ભળીને, સરિતા સાગર બની જાય છે તેમ કારણ સ્વરૂપ બની જાય છે

રાત્રે સ્વપ્નાવસ્થામા એક મનુષ્ય પોતાને રાજા જૂએ છે અને રાજાના વૈભવ માણે છે. જાગ્રત થતા જ કયા જાય છે એ રાજ્ય, રાજ્યના વૈભવ અને રાજાપદ ? એતો પડયો છે પથારીમા પોતાના મૂળ સ્વરૂપમા ! જાગીને તે પોતાની જાગ્રત અને સ્વપ્ન એ બે અવસ્થાઓની સરખામણી કરે છે. ત્યારે સ્વપ્નાવસ્થાની પોતાની જાગ્રત અવસ્થાની સ્થિતિ જ તેને સાચી જણાય છે પોતાની સ્વપ્નાવસ્થાની સ્થિતિ મિથ્યા લાગે છે

ત્યારે તે મુક્ત કંઠે અટ્ટહાસ્ય કરે છે. એજ રીતે મનુષ્ય જ્યા સુધી અજ્ઞાનગ્રસ્ત છે ત્યા સુધી જ જીવ, જગત અને બ્રહ્મને જૂદા જૂએ છે પણ અજ્ઞાન જતા જ્ઞાનદીપક પ્રગટશે ત્યારે જીવ, જગત અને બ્રહ્મનો ભેદ ભાગવાની જરૂર ને રહે. એતો આપોઆપ જ ટળી જશે અને एकत्वमनुपश्यति। એકત્વના જ દર્શન કરશે. વાસ્તવિક રીતે તો જીવ જગત કે બ્રહ્મ જેવુ કશુ જ નથી. જીવ એ પણ બ્રહ્મ છે. जीवो ब्रह्मैव ना पर । જગત એ પણ બ્રહ્મ જ છે તે બ્રહ્મજ જીવ બને છે

ममैवांशो जीवलोके जीवभूत सनातनः ॥

"જીવલોકમા મારોજ સનાતન અંશ જીવ બને છે"

(ગી ૧૬–૭)

અને તે બ્રહ્મજ જગત પણુ બને છે. કારણુ કે જગત બન્યુ છે જગદીશના સંકલ્પથી અને તેથી તે સંકલ્પરૂપ જગત

भूतं प्रसिद्धं च परेण यद्‌यत् तदेव तन् स्यादिति मे मनीषा।

(ભા ૧૧–૨૮–૨૧)

"એતો નિશ્ચિત સત્ય છે કે જે પદાર્થ જેનાવડે બને છે તે અને જેના દ્વારા પ્રકાશિત થાય છે તેજ તેનુ વાસ્તવિક સ્વરૂપ છે, તેજ તેની પરમાર્થ સત્તા છે એ મારો દૃઢ નિશ્ચય છે"

અને તેથી જગતની પારમાર્થિક સત્તા કિંવા પારમાર્થિક સ્વરૂપ બ્રહ્મજ છે એક જ ઘઉમાથી અનેક જાતની વાનગીઓ બનાવી શકાય છે અને તેનેજ આપણે પુરી, રોટલી, દહીતગ, ખાજા આદિ નામો આપીએ છીએ તે પદાર્થના આકારો પણ ભિન્ન ભિન્ન છે એ નામ, રૂપ અને આકારો જોઈને આપણે મૂળ વસ્તુને ભૂલી જઈએ છીએ પણ તેજ અજ્ઞાનનુ કારણ છે 'દૃશ્ય' કહેનારો આત્મા છે, બ્રહ્મ છે, દ્રષ્ટા છે, તે દૃશ્યને જૂએ છે, દૃશ્યને જોઈને, બ્રહ્મને પોતાને ભૂલી જાન છે તેનુ કારણુ છે અહંકાર સાથેનુ તેનુ તાદાત્મ્ય પરિણામે તે દ્રષ્ટા હોવા છતાં દૃશ્યરૂપ બની જાન છે આત્મા જ્યા સુધી દ્રષ્ટા બનીનેજ જગતને જૂએ છે ત્યા સુધી તેની દૃષ્ટિ વિકૃત નથી પણ જ્યારે આત્મા જગત સાથે તાદાત્મ્ય સાધે છે ત્યારે તે જગતરૂપ બની જાય છે અને 'જીવ' સંજ્ઞા પ્રાપ્ત કરી જગતના સુખદુ ખનો તે પોતાને ભોક્તા માને છે શ્રી ભગવાને ઉદ્ધવને

देहेन्द्रियप्राणमनोऽभिमानो
जीवोऽन्तरात्मा गुणकर्ममूर्तिः।
सूत्र महानित्युरुधेव गीतः
संसार आधावति कालतंत्रः ॥ (ભા. ૧૧-૨૮-૧૬)

"દેહ, ઇન્દ્રિય, પ્રાણ અને મનમાં રહેલો આત્માજ જ્યારે તેનું અભિમાન ધારણ કરે છે ત્યારે અને તેનેજ પોતાનું 'સ્વરૂપ માની લે છે ત્યારે તેનું નામ 'જીવ' કહેવાય છે. તે સૂક્ષ્માતિસૂક્ષ્મ આત્માની મૂર્તિ છે. ગુણ અને કર્મનું બનેલું લિંગશરીર તેનેજ ક્યાંક સૂત્રાત્મક કહેવામાં આવે છે. તેના બીજાં પણ ઘણાં નામો છે. તેજ કાળરૂપ પરમેશ્વરને આધીન થઈને જન્મમૃત્યુરૂપ સંસારમાં ઇતસ્તતઃ ભટકતો ફરે છે."

એ પ્રમાણે કહીને આત્મા અને જીવ વાસ્તવિક રીતે એકજ છે એમ સમજાવ્યું છે.

વસ્તુમાં ભેદ પડતો નથી. વસ્તુ વિકૃત બનતી નથી. અહંકારના આવરણથી મુક્ત બનીને જોવાથી તે આવરણદ્વારા એ પરિવર્તન થાય છે તે આવરણ મિથ્યા છે એમ સમજાય છે. એ આવરણનો લોપ થતાં મૂળ સ્વરૂપ પ્રકાશિત થાય છે. અહં અને અહંકારમાં ભેદ છે. અહંકાર ગુણજનિત માયાનો વિકાર છે. અહં શુદ્ધ છે અને સાત્વિક છે. એ શુદ્ધમાં જે માયાનો વિકાર પ્રવેશ કરે છે તેજ અહંકાર છે.

જ્યારે બ્રહ્મજિજ્ઞાસા ઉત્પન્ન થાય છે ત્યારે સાધકને આવા આવા અનેક અટપટા પ્રશ્નો થાય છે, અને મુઝવે છે.

આપણે આગળ જોયું છે તેમ જ્યારે મન વિશુદ્ધ હોય છે ત્યારેજ બ્રહ્મજિજ્ઞાસા થાય છે. એ જિજ્ઞાસાની પાછળ તેને પ્રાપ્ત કરવાની તમન્ના રહેલી છે સામાન્ય રીતે માનવી ત્રણ ગુણને આધીન છે. શ્રી ભગવાને અર્જુનને કહ્યું.

सत्व रजस्तम इति गुणा प्रकृतिसंभवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम्॥ (ગી. ૧૪-૫)

"સત્વ, રજસ, તમસ એ ત્રણ ગુણો પ્રકૃતિથી થયેલા છે તે આ દેહમાં રહેલા અવ્યય દેહીને-આત્માને હે મહાબાહો! બંધન સરજાવે છે."

એનુ તાત્પર્ય એટલુ જ છે કે વિકૃતિ એ ગુણોનુ પરિણામ છે શ્રી ભગવાને ઉદ્ધવને કહ્યુ.

सत्वं रजस्तम इति गुणा जीवस्य नैव मे ।
चित्तजा यैस्तु भूतानां सज्जमानो निबध्यते ॥ (ભા ૧૧-૨૫-૧૨)

"સત્વ રજસ, તમસ એ ત્રણ ગુણ જીવના છે, મારા નથી જીવનુ ચિત્ત તેની સાથે સબધ રાખે છે, તેને મારી સાથે કોઈ સબધ નથી, એ ગુણોદ્વારા જીવ શરીર અથવા ધનાદિમા આસક્ત બને છે અને બધનમા પડે છે"

શ્રી ભગવાનની ઉભય વાતોનો અર્થ એજ છે સ્ફટીક શુદ્ધ છે તેને કોઈ પણ રગ નથી તેમ આત્મા પણ શુદ્ધ છે, નિર્વિકાર છે પણ જેમ સ્ફટીકને જે રગના આવરણમા મૂકીએ તે રગનો તે જણાય છે તેમ આત્મા પણ એ ગુણોના આવરણયુક્ત બનીને ગુણના ધર્મને પોતાના ધર્મ માનીને પોતેજ પોતાને બધન સરજાવે છે એ ગુણોના કાર્યના આત્મા કેવળ દ્રષ્ટા બને, તો તે સ્વયસિદ્ધ મુક્ત જ છે

આમ મનુષ્ય માત્ર, પ્રકૃતિસમસ્ત ગુણોને આધીન છે એટલે પ્રત્યેક મનુષ્યને સામાન્યરીતે પારમાર્થિક પ્રગતિ અર્થે પ્રવૃત્તિ કરવાનો ખ્યાલ આવતો નથી પ્રેરણા થતી નથી એટલુ જ નહી પણ આગળ જોયુ તેમ જ્યા સુધી સાત્વિક ગુણની ઓરામા માનવી આશ્રય નહી, અતરમા સાત્વિક ભાવ જાગ્રત થાય નહી, ત્યા સુધી અને મનુષ્યનુ અત કરણ સત્વગુણની ઓરામા ન રહે ત્યા સુધી એવા પરમાર્થપરક વિચારો પણ આવતા નથી જ્યા સુધી માનવીનુ મન રાજસ-તામસ ગુણની ઓરામા અજાયેલુ રહે છે ત્યાં સુધી તે મલિન મન શ્રી ભગવાને કહ્યુ તેમ

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते काममोगार्थमन्यायेनार्थसंचयान् ॥ (ગી. ૧૬-૧૨)

"વળી મરણ સુધીની અમાપ ચિતાને ધારણ કરતા, વિષયભોગોને જ શ્રેષ્ઠ માનના, આટલુજ (કર્તવ્ય) છે એવા નિશ્ચયવાળા સેકડો આશારૂપી પાશોથી બધાયેલા તથા કામક્રોધમા પરાયણ રહેતા (તેઓ) વિષયભોગો માટે અન્યાયથી ધનના સમૂહોને (મેળવવા) ઇચ્છે છે"

એ પ્રમાણે પરિસ્થિતિ છે અને તેથી વિષયના એ કીડાઓને પરમાર્થ શું છે તેનો વિચાર સરખોયે આવતો નથી. તેઓ સતત વિષયોનાજ વિચાર કર્યા કરે છે. જ્યાં સુધી એ અનાત્મના-અલ્પના વિચારો અને અનાત્મની પ્રાપ્તિ અર્થે પ્રવૃત્તિ અને પ્રગતિ ચાલુ રહે ત્યાં સુધી બ્રહ્મપરક વિચારો કરવાનું તેને સૂઝતું નથી કે બ્રહ્મને જાણવાની કોઈને જિજ્ઞાસા થાય એ પણ સંભવિત નથી.

મનુષ્ય જ્યારે ગુણોની ઓરામાં અંજાયેલો હોય છે ત્યારે તે જે ગુણની ઓરામાં વધુ પડતો અંજાયો હોય તે ગુણના સ્વભાવને અનુરૂપ વિચારોજ તેને આવે છે. શ્રી ભગવાને ઉદ્ધવને

यदाचित्तं प्रसीदेत इन्द्रियाणां च निर्वृतिः ।
देहेऽभयं मनोऽसङ्गं तत् सत्त्वं विद्धि मत्पदम् ॥
विकुर्वन् क्रियया चाधीरनिर्वृत्तिश्च चेतसाम् ।
गात्रास्वास्थ्यं मनो भ्रान्तं रज एतैर्निशामय ॥
सीदच्चित्तं विलीयेत चेतसो ग्रहणेऽक्षमम् ।
मनो नष्टं तमो ग्लानिस्तमस्तदुपधारय ।

(ભા. ૧૧-૨૫-૧૬, ૧૭, ૧૮)

એ પ્રમાણે કહીને ત્રણ ગુણોનો માપદંડ મનુષ્યના હાથમાં આપ્યો છે. પ્રત્યેક મનુષ્યે જેની વૃત્તિ આત્મ-કલ્યાણ સાધવાની હોય; આત્મ-દર્શનની જેને તમન્ના હોય તેણે એ માપદંડ પોતાની દૃષ્ટિસમક્ષ રાખી આત્મ-નિરીક્ષણ કરતા રહેવું જરૂરનું છે અને કેવળ સત્વગુણનુંજ પરિબળ વધે અને બીજા ગુણોનું પરિબળ નહિવત્ થઇ જાય એવીજ પ્રવૃત્તિ કરવી જોઈએ. અને તેમ કરીને મનને વિશુદ્ધ બનાવવાના અને વિશુદ્ધ મનને સ્થિતિસ્થાપક રાખવાના પ્રયત્ન કરવા જોઇએ અને તોજ મનુષ્ય આધ્યાત્મિક ક્ષેત્રે ઉન્નતિ સાધી શકે।

પણ દુર્ભાગ્યે એમ થતું નથી. મનુષ્ય મોટે ભાગે તો રજોગુણ અને તમોગુણની ઓરામાંજ અંજાયેલો રહે છે અને ત્યારે તેને તેતે ગુણને અનુરૂપ વિચારો આવે છે. એ ઉભય ગુણો આસુરી સંપત્તિના સહાયક છે અને તેથી શ્રી ભગવાને કહ્યું તેમ.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥

(ગી. ૧૬-૧૩, ૧૪, ૧૫)

"મેં આજે આ મેળવ્યું અને (હવે) હું આ મનોરથ પામીશ; આ ધન મારુ છે, વળી આ ધન પણ મારું થશે; આ શત્રુને મેં માર્યો, બીજાઓને પણ હું મારીશ; હું સમર્થ છું, હું ભોગવાળો છું, હું સિદ્ધ છું, હું બળવાન અને સુખી છું; હું ધનવાન છું, કુળવાન છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન દઈશ, આનંદ કરીશ, એવા એવા અજ્ઞાનથી તેઓ મૂઢ બનેલા છે."

આ પ્રમાણેનાજ વિચારો આવે છે અને એ વિચારોની પરિપૂર્ણતા અર્થેજ તેઓ રાતદિવસ મહેનત કરતાજ હોય છે. અને તેથી એવા રાજસ તામસ ગુણની પકડમાં પકડાયલા આસુરી સંપત્તિવાન્ મનુષ્યોને એ ગુણોની પકડમાંથી મુક્ત કરવાને અને સત્વગુણનું પ્રાબલ્ય વધારવા માટે પ્રથમ

પ્રયાસ કરવો જોઈએ. કારણ કે જ્યારે સત્વગુણનું પ્રાબલ્ય થશે ત્યારેજ આધ્યાત્મિક–આત્મોન્નતિના વિચાર સ્ફુરે છે. જ્યાં સુધી રાજસ ગુણયુક્ત પ્રવૃત્તિ અને તામસ ગુણયુક્ત પ્રમાદનું પ્રાબલ્ય છે ત્યાં સુધી સાત્વિકગુણ યુક્ત પ્રકાશ સુષુપ્ત અવસ્થામાં જ છે અને તેથી મનુષ્યના સ્વભાવ ઉપર તેનો પ્રભાવ પડતો નથી. અને તેથી પારમાર્થિક વિચારો મન મલિન હોવાના કારણે સ્ફુરતા નથી. બહુજન સમાજની આ સ્થિતિ છે,

આટલી પ્રસ્તાવના પછી આપણે વિશુદ્ધ મન બનતા પારમાર્થિક વિચારોની જે સ્ફુરણા થાય છે તેનો થોડો વિચાર કરીશું. શ્રીભગવાને કહ્યું તેમ

દૈવી સંપદ્વિમોક્ષાય નિબન્ધાયાસુરી મતા।

"દૈવી સંપત્તિ મોક્ષ માટે માની છે અને આસુરી સંપત્તિ બંધન માટે માની છે" (ગી ૧૬–૫)

દૈવી સંપત્તિ મુક્તિદાતા છે અને મુક્તિ અર્થે પારમાર્થિક વિચારોજ આવશ્યક છે તેથી પારમાર્થિક વિચારોનું આપણે સ્વરૂપ જોઈએ



## પ્રકરણ ૧૨

### પારમાર્થિક પ્રશ્ન પરંપરા

અહમાત્મા ગુડાકેશ સર્વ ભૂતાશયસ્થિતઃ।
અહમાદિશ્ચ મધ્યં ચ ભૂતાનામન્ત એવ ચ॥

(ગી ૧૦–૨૦)

"હે અર્જુન ! હું સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો આત્મા છું અને ભૂતોનો આદિ, મધ્ય તથા અંત હું જ છું"

અર્જુને ભગવાનને કહ્યુ, "હુ સદા આપનુ ચિંતન કરું છુ પણ આપને કઈ રીતે જાણવા તે હુ જાણતો નથી. પ્રકૃતિજન્ય આ પ્રાણી પદાર્થમા આપનુ ચિંતન શી રીતે થઈ શકે?" આના ઉત્તર રૂપે શ્રી ભગવાને ઉપરની વાત કરી છે. પોતે આત્મા છે, પ્રાણીમાત્રના હૃદયમા નિવાસ કરે છે અને પ્રાણીમાત્રના આદિ, મધ્ય અને અંત પણ પોતે જ છે એવો ઉત્તર આપીને પરમતત્ત્વનું પ્રકૃતિમા દર્શન કરીને ચિંતન કરવાનો એક માર્ગ મોકળો કર્યો છે.

પ્રત્યેક વ્યક્તિને 'કોઽહમ્‌–હું કોણુ?' એ જાણવાની જિજ્ઞાસા થાય જ છે જે કેવળ જડ છે, મૂઢ છે, કેવળ પેટ ભરવાને ખાતર જે જીવે છે, તેને એ પ્રશ્નના થાય તો જુદી વાત છે પણ જે જગતને અને જગતની ગતિને જોઈને જગતનો વિચાર કરવાની વૃત્તિવાળા છે તેને તો પ્રથમ પોતે કોણુ? પોતાનો અને પરમાત્માનો શો સબંધ? પોતે ક્યાંથી આવ્યો? ક્યા જશે? આવાગમનનો શો હેતુ? વિગેરે અનેક પ્રશ્નો અંતરમા ઊઠશે અને જો એ પ્રશ્ન કેવળ કુતૂહલવશ ન હોય તો તેના ઉત્તર માટે પણ તે પ્રયત્નશીલ થશે જ.

માતા ભૂખ્યાં બાળકો માટે ભોજનનો થાળ પીરસી પકવાન્ન અને મિષ્ટાન્નનુ ભોજન અને કરાવી તેની ક્ષુધા તૃપ્ત કરે છે અને તે અર્થે જેમ પુકાર કરે છે તેમ શ્રુતિમાતા પણ આધ્યાત્મિક ક્ષુધાથી પીડિત, ભટકતા બાળકોને માટે મિષ્ટ મેવાના થાળ પીરસી પુકાર કરે છે આપણો ભગવતિ શ્રુતિમાતાનો એ પુકાર સાંભળી એ ભોજન કરીએ તે શાશ્વત તૃપ્તિનો આનંદ [illegible] ભૌતિ ક્ષુધા સદાને માટે પરિતૃપ્ત થા !

માનવી જ્યારે વિશુદ્ધ મનયુક્ત [illegible] છે, [illegible] દ્વારા જ્યારે તેની આ જિજ્ઞાસા જાગ્રત થાય છે ત્યારે તેને સ્વાભાવિક રીતે જ પ્રશ્નો મનમાં સ્ફુરે છે. સ્ફુરતા [illegible] જોઈએ તેના કેટલાક પ્રસંગો ભિન્નભિન્ન ઉપનિષદોમા આપવામા આવ્યા છે. થોડા વિસ્તારથી પરંતુ એ પ્રશ્નોનુ સ્વરૂપ જાણી આપો પણ તેવા પ્રશ્નોનો વિચાર પરંપરા દ્વારા ઉત્તર મેળવી શકીએ એ હેતુએ એ પ્રશ્ન આ સ્થળે ઉચિત જ ગણાશે.

શ્વેતાશ્વતર ઉપનિષદની એક ગાથા છે એક જ સરખા સ્વભાવના ચાર માણસો જ્યારે ભેગા મળે છે ત્યારે પોતાના સ્વભાવને અનુસરીને જ

વિષયોની ચર્ચા થાય છે એ સ્વાભાવિક છે. ચાર વ્યાપારીઓ ભેગા થશે તો વ્યાપારવણજની જ વાતો કરશે. ચાર જુગારીઓ ભેગા થશે તો આંક ફરકની અને એક્કા દુગ્ગાની તથા પંજા છગ્ગાની વાતો કરશે. ડૉકટરો પોતાના ધંધાની, વકીલો પોતાના કેસોની અને એમ સૌ પોતપોતાના ધંધા રોજગારની વાતો કરીને જ સમય વ્યતિત કરશે. ચાર તત્ત્વજ્ઞાનીઓ ભેગા થશે તો તત્ત્વજ્ઞાનની જ વાતો કરશે. ચાર ભકતો ભેગા થશે તો ભગવાનના ગુણાનુવાદ ગાશે અને એ રીતે પોતાનો કાળ નિર્ગમન કરશે.

એવાજ કોઈ પ્રસંગે બ્રહ્મચારીઓ એટલે જેનો સ્વભાવ જ બ્રહ્મવિષયક ચર્ચા કરવાનો છે એવાઓ ભેગા થયા. ચર્ચાનો પ્રારંભ થયો. ચર્ચાનો વિષય હતો પરમાર્થ.

એક બ્રહ્મવાદીએ પ્રશ્ન કર્યો : 'किं कारण ब्रह्म ।'
"જગતના કારણરૂપ બ્રહ્મ કેવું છે ?"
બીજાએ પ્રશ્ન કર્યો : कुतः स्म जाताः ।
"આપણે કોના વડે ઉત્પન્ન થયા છીએ ?"
ત્રીજાએ પ્રશ્ન કર્યો : जीवाम केन ।
"આપણે કોના વડે જીવિત છીએ ?"
ચોથાએ પ્રશ્ન કર્યો क्व च सप्रतिष्ठा ।
"આપણે કયાં સ્થિત છીએ ?"
પાંચમાએ પ્રશ્ન કર્યો : હે બ્રહ્મવિદ્ગણ !

अधिष्ठिता केन सुखेतरेषु
वर्तामहे ब्रह्मविदो व्यवस्थाम् ॥

અ[illegible] ન [illegible] સુખદુઃખ [illegible] િન થઈને [illegible] મ સાગ્નાત્ર નુ [illegible] ીએ

[illegible] પરંપરા [illegible] પછી એ પ્રશ્નો ઉપર થોડુ વિવેચન પણ થતું ।

किं कारण ब्रह्म ।

એ પ્રશ્નનો વિચાર કર્યા પછી કોઈ પણ નિર્ણય ન આવ્યો ત્યારે તેને પડતો મૂકયો અને બીજો પ્રશ્ન લીધો कुतः स्मजाताः । "આપણે કોના વડે ઉત્પન્ન થયા છીએ ?"

દેહેન્દ્રિય સંઘાતરૂપ આ શરીરની કોના વડે ઉત્પત્તિ થઈ ? એમ કહેવામાં આવે છે કે જીવ અજ છે તેથી જીવને જન્મમરણ હોવાનો સભવ નથી. શરીરમા આ મેધાવી આત્મા ઉત્પન્ન થતો નથી, તેમ મરતો પણ નથી. જરા અને મૃત્યુ એ શરીરના ધર્મો છે. આત્મા તો અવિનાશી છે, કદી પણ ઉચ્છિન્ન થતો નથી. તે આત્મા શરીર ધારણ કરે છે માટે તે જન્મે છે એમ કહેવામાં આવે છે. આવી આવી શકાઓ એ વિવેચનમા ઉત્પન્ન કરવામા આવી

न जायते म्रियते वा विपश्चित्
नाय कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्य. शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥

"મેધાવી આત્મા ઉત્પન્ન થતો નથી કે મરતો નથી. એતો બીજા કોઈ કારણથી પણ ઉત્પન્ન થયો નથી તેમ પોતે પણ કાઈ બન્યુ નથી. એ અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે, તથા શરીરને મારી નાખવાથી-શરીર મરી જાય તો પણ તે મરતો નથી"

जीवापेत वाव किलेदं म्रियते न जीवोम्रियत इति (છા. ૬-૧૧-૩)

"જીવથી રહિત થઈને આ શરીર જ મરે છે, જીવ મરતો નથી."

जरामृत्यू शरीरस्य अविनाशी वाअरेऽयमातुच्छित्तिधर्मा ॥

(બૃ. ૪-૫૧૪)

"જરામૃત્યુ એ શરીરના ધર્મ છે હે મૈત્રેયી, આ આત્મા અવિનાશી અને અનુચ્છિત્તિધર્મા છે વિનાશ ન થાય એવો છે"

अज. शरीरग्रहणात् सजात इति कथ्यते ।

આ આત્મા શરીર ધારણ કરે છે માટે તે જન્મે છે એમ કહેવામા આવે છે

આવી વાતોમા વાસ્તવિક શુ સ્થિતિ છે? એવો પ્રશ્ન થયો. પછી બીજો પ્રશ્ન વિચારાયો જીવામ કે ન। એ પ્રશ્ન સ્થિતિવિષયક છે, પછી બીજા પ્રશ્નનો વિચાર થયો. क्व च सप्रतिष्ठ । આપણે કયા સ્થિત છીએ? અને પ્રલયકાળે કયા-કોનામા સ્થિત થવાના છીએ?

દૂધના ઊભરા જેવું આ જગત અથવા સમુદ્રની ભરતીનાં મોજાં જેવું આ જગત ક્યાંથી ઉત્પન્ન થાય છે અને તેનો ક્યાં લય થાય છે ! દૂધનો ઊભરો સમાય જાય છે ત્યારે તે દૂધમાં જ સમાય છે અથવા સમુદ્રનું મોજું ભરતી ઉતરતાં સમુદ્રમાં સમાઈ જાય છે તેમ આ જગત–જગતના પ્રાણીમાત્રનો ક્યા સમાવેશ થાય છે :

પછી અંતિમ પ્રશ્ન પણ થયો અને તેનો પણ વિચાર કરવામાં આવ્યો એ બ્રહ્મસમાજમા એ પ્રશ્નો મંડાયા.

પરમાર્થપથના પથિકને પણ આવાજ તત્ત્વ–પરક પ્રશ્નો અંતરમાં સાગરના તરંગ પેરે આવે છે અને અણઉકલ્યા જ સાગરના તરંગની જેમ સાગરમાં જ સમાય જાય છે તેમ અંતરમા સમાઇ જાય છે પણ તેનાથી તેને સંતોષ થતો નથી અને જેમ સાગરમા તરંગો વારંવાર આવે છે તેમ તેના અંતરમા પણ એ પ્રશ્નો વારવાર ઉદ્દભવે છે. અને તેના ઉકેલ માટે તે ઈતસ્તત. ફાંફા મારે છે.

એવો બીજો એક પ્રસંગ કેનોપનિષદમાં પણ ઉપસ્થિત થયો છે. એ આખ્યાયિકામાં મનની પ્રવૃત્તિઓને અનુલક્ષીને પ્રશ્નો કરવામાં આવ્યા છે.

પ્રથમ પ્રશ્ન છે केनेषितं पतति प्रेरितं मनः ।

“આ મન કોનાવડે ઈચ્છા કરે છે અને પ્રેરિત થઈને પોતાના વિષયોમા લુબ્ધ બને છે ?”

બીજો પ્રશ્ન છે. केन प्राणः प्रथमः प्रैति युक्तः ।

“કોનાવડે પ્રથમ પ્રધાનપ્રાણ પ્રયુક્ત થઇને ચાલે છે !”

ત્રીજો પ્રશ્ન છે. केनेषितां वाचमिमां वदन्ति ।

“પ્રાણી કોનાવડે ઈચ્છિત આ વાણી બોલે છે !” અને અંતિમ પ્રશ્ન છે.

चक्षु श्रोत्र कउदेवोयुनक्ति ।

"ચક્ષુ અને કાનને પ્રેરણા કરનાર કયો દેવ છે?"

આ પ્રશ્ન પરંપરા શરીરનો વ્યવહાર ચાલે છે તે કોના વડે ચાલે છે તે જાણવાની જિજ્ઞાસાથી કરવામા આ યો છે

એવાજ પરમાર્થ વિષયક પ્રશ્નપરંપરાને અનુલક્ષી ને પ્રશ્નોપનિષદમા પણ એક ગાથા છે

એક સમયે ભારદ્વાજનંદન સુકેશા, શિબિકુમાર સત્યકામ ગર્ગગોત્રોત્પન્ન સૌર્યમણી, અશ્વલકુમાર કૌશલ, વિદર્ભદેશીય ભાર્ગવ અને અને કત્યના પુત્રનો પુત્ર કબધિ એમ એ બધાય અપર બ્રહ્મની ઉપાસના કરવાવાળા અને તેને અનુકૂળ અનુષ્ઠાન કરવાવાળા હતા પરબ્રહ્મતત્ત્વ શુ છે તે જાણવાની જિજ્ઞાસાવાળા તે બધા ભગવાન પિપ્પલાદ મુનિ પાસે આવ્યા. પિપ્પલાદ મુનિ અમને બધુ બતાવી દેશે એવુ તેમણે વિચાર્યું હતું અને તેથી જાતે હાથમા સમિધ લઈને ત્યા આવ્યા

'તપસ્યા, શ્રદ્ધા અને બ્રહ્મચર્યયુક્ત બનીને એક વર્ષ અહીં નિવાસ કરો પછી તમારી ઈચ્છાનુસાર કરજો જો હું જાણતો હઇશ તો તમને બધુજ કહીશ" એવુ પિપ્પલાદ મુનિએ તેમને કહ્યુ

શિષ્યોનુ વિનયયુક્ત આગમન અનુકરણીય છે આજના કરતા પણ વધુ મોટી પાઠશાળાઓ નહી પણ ઋષિમુનિઓના આશ્રમો પ્રાચીન કાળમા હતા. હજારોની સખ્યામા વિદ્યાર્થીઓ ત્યા વિદ્યાધ્યયન કરતા પણ તે વિદ્યાર્થીઓ ક્યા? તેઓ તો કેવળ વિદ્યારૂપી અર્થનુજ ઉપાર્જન કરવા ઋષિઆશ્રમમા આવીને રહેતા આજના વિદ્યાર્થીઓ તો વિદ્યાના અર્થનુ તો શુ પણ લૌકિક લક્ષ્મીનુ ઉપાર્જન કરવાને પણ વિદ્યા પ્રાપ્ત કરવાને આવતા નથી આજનો વિદ્યાર્થી નામને પણ લજવે એવો છે નથી વિનય કે નથી વિવેક! કેવળ સ્વચ્છદતા અને ઉચ્છૃખલતા! અપવાદ હોય શકે છે પ્રાચીન કાળનો વિદ્યાર્થી વિનય વિવેક મર્યાદા આદિયુક્ત અને પોતાનો હેતુ સિદ્ધ કરવાની તમન્નાવાળો હતો જ્યારે આજનો વિદ્યાર્થી પિતાનો પૈસો મોજશોખ પાછળ વેડફી દેનાર છે એમ કહેવુ અયોગ્ય નથી!

અને આજના આચાર્યો ? જેવા ગુરુ તેવા શિષ્ય ! ગુરુનું ગૌરવ જાળવે એવા જ્યાં શિષ્યો હોય ત્યાં ગુરુ પણ શિષ્યનું ગૌરવ જાળવે અને એમ પરસ્પર દેવો ભવ । ની શ્રીરંગ અવધૂત ભાખી ભાવના સિદ્ધ થાય ! ગુરુશિષ્ય બન્ને પરસ્પર પ્રભુનું સ્વરૂપ માને તો એમ પરસ્પર ભાવ થવાથી ગુરુનું ગૌરવ શિષ્ય જાળવે અને શિષ્યનું ગૌરવ ગુરુ જાળવે ! પણ ઉભયપક્ષે કેવળ સ્વાર્થ જ સમાયેલો હોવાથી ગુરુનું ગૌરવ જાળવે એવા શિષ્યો જ્યાં હોતા નથી ત્યાં ગુરુ પણ શિષ્યોનું ગૌરવ જાળવે એવા ક્યાંથી હોઈ શકે ? આજના ગુરુદેવ મહિને પોતાનો પગાર પેદા કરવા આવે છે અને આજનો વિદ્યાર્થી ઘેરથી નીકળી નિમિત્ત માત્ર શાળામાં બેસવા આવે છે. નથી તેને ભણવાની સ્પૃહા કે નથી ગુરુને ભણાવવાની સ્પૃહા ! આમ મહેતાજી મારે પણ નહીં અને ભણાવે પણ નહીં એવી આજના ભણતરની સ્થિતિ છે !

પ્રાચીન કાળમાં તો વિદ્યાર્થીઓની યોગ્યતાનો વિચાર કરીને, તેનો અધિકાર અને રુચિ પારખીનેજ ગુરુદેવ તેને વિદ્યાપ્રદાન કરતા. અહીં પણ આપણે એવુજ જોયુ. બધાજ વિદ્વાન છતાં જિજ્ઞાસુ હતા. તેમની એ જિજ્ઞાસા કેવળ કુતૂહલ હતું કે સાચી જિજ્ઞાસા હતી તે જાણવાને પિપ્પલાદ મુનિએ આગંતુકોને પોતાના આશ્રમમાં એક વર્ષ રહેવાની, તપશ્ચર્યા કરવાની, બ્રહ્મચર્ય પાળવાની અને શ્રદ્ધાયુક્ત બનીને રહેવાની આજ્ઞા કરી. એ એક વર્ષના ગાળામા તેમની જિજ્ઞાસા પરિપક્વ થાય, તેમની પાત્રતા, રુચિ અને અધિકારનુ પણ માપ નીકળી શકે અને અપર વિદ્યાના વિદ્યાર્થીઓ એ પરાવિદ્યાને પ્રાપ્ત કરવાને પાત્ર છે કે કેમ તે પણ નક્કી કરી શકાય એ હેતુએજ ગુરુદેવે તેમને એક વર્ષ પોતાના આશ્રમમાં રહેવાની આજ્ઞા કરી.

ગુરુની વિનમ્રતાનો પણ અહીં એક ઉદાર દાખલો મળે છે. ગુરુદેવે કહ્યુઃ "હુ જાણતો હઈશ તેટલુ કહીશ." કેટલી નમ્રતા ! પિપ્પલાદ જેવા મહામુનિ પરાવિદ્યામાં પારંગત ન હોય એ શક્ય જ નથી. જે બ્રહ્મ જાણીને બ્રહ્મ બન્યા છે તેને માટે કશુ જ અજ્ઞાત નથી. તેની કીર્તિ શ્રવણ કરીને તો આ ૭ વિદ્યાર્થીઓ ત્યા આવ્યા હતા. એ વિદ્યાર્થિઓ પણ અભણ કિંવા પ્રાથમિક વિદ્યાર્થીઓ નહોતા. એ બધાય વેદાદિ અપરાવિદ્યાના નિષ્ણાત હતા. તેમને આ પ્રકારનો ઉત્તર આપીને

પિપ્પલાદ મુનિએ પોતાનો વિનય જ વ્યકત કર્યો ! "ભાઈ ! હુ કાંઈ સર્વજ્ઞ નથી, જે જાણતો હઈશ તે કહીશ." એટલા શબ્દો કહેવામા તેની નિરાભિમાનતા અને વિનયનો સહજ ખ્યાલ આવે ! હશે ! આપણે આગળ ચાલીએ !

એ એક વર્ષ વિત્યુ. શિષ્યો પોતાની કસોટીમાથી પાર ઉતર્યા છે એમ પિપ્પલાદ મુનિને લાગ્યુ અને શિષ્યોએ પણ વર્ષ વિત્યુ એટલે ગુરુદેવ સન્મુખ સમિધપાણી ઉપસ્થિત થઈને પૂછ્યુ

भगवन् ! कुतोवा इमा प्रजा प्रजायन्ते इति ।

"ભગવન્, આ સમસ્ત પ્રજા કોનાથી ઉત્પન્ન થાય છે." પછી ભાર્ગવે પિપ્પલાદ મુનિને પૂછ્યુ :

भगवन्, कत्येव देवा प्रजा विधारयन्ति।
कतर एतत् प्रकाशयन्ति। क' पुन' एषा वरिष्ठ इति।

ભગવન્ ! આ પ્રજાને કેટલા દેવતા ધારણ કરે છે ? તેમાના કયા કયા પ્રકાશિત કરે છે ? તેમા કોણ શ્રેષ્ઠ છે ?"

પછી પિપ્પલાદ મુનિને કૌશલે પ્રશ્ન કર્યો

भगवन् ! कुत' एष प्राणी जायते ।
कथमायात्यस्मिंशरीरे ।
आत्मानं वा प्रविभज्य कथ प्रतिष्ठते ।
केनोत्क्रमते । कथमध्यात्ममिति ।

"ભગવન્ ! આ પ્રાણ કયાથી ઉત્પન્ન થાય છે ? આ શરીરમા કેવીરીતે આવે છે ? પોતે પોતાના વિભાગ કરીને શરીરમા કેવી રીતે રહે છે ? પછી શરીરમાથી કેવી રીતે ઉત્ક્રમણ કરે છે ? અને બાહ્ય અને અભ્યતર શરીરને કેવીરીતે ધારણ કરે છે ?"

પિપ્પલાદ મુનિ પ્રશ્ન પરંપરા શ્રવણ કરીને પ્રસન્ન થયા ! "તુ વિકટ પ્રશ્નો પૂછે છે, પણ તુ બ્રહ્મવેત્તા છે તેથી હું તારા પ્રશ્નોના પ્રત્યુત્તર આપુ છુ.

શિષ્યોનો અધિકાર પરખીને ગુરુ આવા જ શિષ્યોની શંકાઓનું નિવારણ કરે છે. ખરા જિજ્ઞાસુ હોય છે તેની જ જિજ્ઞાસા ગુરુદેવ તૃપ્ત કરે છે. કેવળ કુતૂહલવશ પ્રશ્ન પૂછનારની પ્રશ્ન પરંપરાનો ગમેતેવો પ્રત્યુત્તર આપીને ગુરુદેવ તેને રવાનાજ કરે છે. અહીં તેમ નહોતું. આ બધાય તો બ્રહ્મવિદ્યાના અધિકારીઓ હતા. અપરવિદ્યાની ઉપાસના કરવા છતાં અશાંતચિત્ત અને અસંતુષ્ટ અપરવિદ્યાના એ ઉપાસકો આ પરા વિદ્યાની યાચના કરવા અહીં આવ્યા હતા અને પિપ્પલાદ મુનિનો અધિકાર પણ ઓછો ન હતો.

હવે ગાર્ગ્યનો વારો આવ્યો, તેણે પણ બદ્ધાંજલિ પ્રશ્ન કર્યો :—

"भगवन् ! एतस्मिन् पुरुषे कानि स्वपन्ति कान्यस्मिञ्जाग्रति ।
कतरएषदेवः स्वप्नान्पश्यति ।
कस्यै तत्सुखम् भवति ।
कस्मिन्नु सर्वे सम्प्रतिष्ठिता भवन्ति इति

"આ પુરુષમાં કઇ કઇ ઇન્દ્રિઓ શયન કરે છે? એમાંની કોણ જાગે છે? કયા દેવ સ્વપ્નને જૂએ છે? એ સુખનો અનુભવ કોને થાય છે? એ બધા કોનામા પ્રતિષ્ઠત છે?"

હવે સત્યકામ આગળ આવ્યો! તેણે પણ પ્રણિપાત કર્યા અને પરિપ્રશ્ન કર્યો.

भगवन् मनुष्येषु प्राणान्तमोङ्कारमभिध्यायीत ।
कतमेवावस तेन लोकं जयतीति ॥

"ભગવન! મનુષ્યમા જે પુરૂષ પ્રાણ પ્રયાણ પર્યંત આ ઑંકારનુ ચિંતન કરે છે તે એ ઓંકાર ઉપાસનાથી કયા લોક પર વિજય પ્રાપ્ત કરે છે?"

હવે સુકેશાનો પુત્ર ભારદ્વાજ આગળ આવ્યો. તેણે પણ બદ્ધાંજલિ પ્રશ્ન કર્યો.

"ભગવન્! કોશલ દેશના રાજકુમાર હિરણ્યનાભે મારી પાસે આવીને મને પૂછ્યું:

ભારદ્વાજ, તું શું સોળકળાવાળા પુરુષને જાણે છે?

"હું તેને નથી જાણતો, જો હું તેને જાણતો હોત તો તને કેમ ન કહેત ? જે પુરુષ મિથ્યા ભાષણ કરે છે તે બધી જ બાજુથી સમૂળ સુકાઈ જાય છે, એટલે હું મિથ્યા ભાષણ કરી શકતો નથી." એવું મેં તેને કહ્યું. ત્યારે તે ચૂપચાપ રથ પર સવારી કરી ચાલ્યો ગયો. એટલે આપને હવે હું એ વિષયમાં પૂછું છું કે "એ પુરુષ ક્યાં છે?"

तं त्वा पृच्छामि क्वासौ पुरुष इति ।

એવો જ બીજો એક પ્રસંગ ઐતરેયોપનિષદકારે પણ યોજ્યો છે અને પ્રશ્ન પરંપરા મૂકી છે.

कोऽयमात्मेति वयमुपास्महे ।
कतरः स आत्मा येन वा पश्यति
येन वा शृणोति, येनवा गन्धानाजिघ्रति
येन वा वाचं व्याकरोति येन वा
स्वादुचास्वादु च विजानाति ।

'આપણે જેની ઉપાસના કરીએ છીએ તે આત્મા કોણ છે? જેનાથી પ્રાણ જુએ છે, જેનાથી શ્રવણ કરે છે. જેના વડે ગંધને સૂંઘે છે, જેના વડે વાણીથી બોલે છે, જેના વડે સ્વાદુ અસ્વાદુનું જ્ઞાન પ્રાપ્ત થાય છે તે શ્રુતિકથિત બે આત્માઓમાં કયો આત્મા છે?"

આ પ્રમાણે આપણે ઉપનિષદોમાં જે પ્રશ્ન પરંપરા મૂકવામાં આવી છે તે જોઈ. આ શ્રુતિયુક્ત પ્રશ્નપરંપરા એજ બ્રહ્મપરક વિચાર પરંપરા છે. જ્યારે મન સત્ત્વગુણપ્રધાન હોય છે, સાધન ચતુષ્ટયયુક્ત વિશુદ્ધ હોય છે ત્યારે તેને જે પ્રશ્નો અંતરમાં ઊઠે છે તે આ પ્રશ્નપરંપરા પૈકીનાજ હોવા જોઈએ, હોય છે

શ્રી ભગવાને અર્જુનના મનનો મેલ ધોવાને સાત અધ્યાય પર્યંત ગીતાનું પરમોત્કૃષ્ટ જ્ઞાન તેને સમજાવ્યું. જ્યારે એ શ્રવણના અંતે અર્જુનનો મનમેલ ધોવાયો ત્યારે તેને પણ પરમાત્મપરક પ્રશ્નો સૂઝ્યા અને તેણે પણ શ્રી ભગવાનને પૂછ્યું.

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकालेऽपि कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥

(ગી. ૮–૧૨)

"હે પુરુષોત્તમ ? તે બ્રહ્મ શું ? અધ્યાત્મ શું ? કર્મ શું ? અધિભુત શું કહ્યું ? અને અધિદેવ શું કહેવાય છે ? હે મધુસુદન ! આ શરીરમાં અધિયજ્ઞ કોણ અને કયા પ્રકારે છે ? તથા વશ ચિત્તવાળાઓ વડે મરણ કાળે પણ આપ કેવી રીતે જણાઓ છો ?"

શ્રી ભગવાને પણ અર્જુનની એ શંકાઓનું સમાધાન કરવાને એ બધાય પ્રશ્નોના ઉત્તરો ગીતાના આઠમા અધ્યાયમા આપ્યા છે જિજ્ઞાસુ ભલે વાંચે અને સંતોષ માને !

નચિકેતા જેવા વિશુદ્ધસત્ત્વ બાળકે પણ યમરાજના દરબારમાં યમરાજને અકળાવી મૂકે એવો પ્રશ્ન કર્યો :

यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो
यत्साम्पराये महति ब्रूहि नस्तत् ।
योऽयं वरो गूढमनुप्रविष्टो
नान्यं तस्मान्नचिकेता वृणीते ॥

(કઠ. ૧–૨૯)

હે મૃત્યો ! પરલોકગત જીવના સબંધમા જે "લોક છે કે નથી" એવો સંદેહ કરે છે, તેમજ જે મહાન પરલોકના સંબધમા વિજ્ઞાન છે તે મને કહો ! આ ગહનતામા અનુપ્રવિષ્ઠ જે વરદાન છે તે સિવાય બીજું કોઈ વરદાન નચિકેતા માગતો નથી."

આ પ્રશ્ન પૂછીને નચિકેતાએ પણ બ્રહ્મપરક નાનવિજ્ઞાનની પ્રાપ્તિ અર્થે યમરાજ આગળ પોતાની ઇચ્છા દ્રઢતાપૂર્વક વ્યક્ત કરી.

જ્યારે બ્રહ્મવિષયક વિચાર કરવાને અધિકાર પ્રાપ્ત થાય છે ત્યારે આ અને એને આનુસંગિક એવા જ બીજા વિચારોનો અંતરમા

ભરગાળો થાય છે; સ્ફુરણા થાય છે. જે અંતઃકરણ કેવળ વિષયોના જ વિચારમાં સદા નિમગ્ન રહેતું હતું ત્યાં હવે વિષયો સ્મૃતિમાંથી ભૂંસાઈ ગયા હોય એમ જ લાગે છે. સત્વશુદ્ધ અને વિશુદ્ધ મનનો એ પ્રભાવ છે.

આ બધાયે પ્રશ્નોના નિર્ણય સ્વબુદ્ધિથી થઇ શકતા નથી એવું ય કંઈ નથી, પણ તેને માટે વિચાર અને બુદ્ધિની સૂક્ષ્મતા અને તીક્ષ્ણતાની આવશ્યકતા છે.

વિચાર એ પ્રત્યેક વાતનું અત્યાવશ્યક અંગ છે. મન આગળ કોઈ પણ પ્રશ્ન આવી ઊભો, મન કોઈ પણ સંકલ્પ કરે, પણ સંકલ્પની સિદ્ધિ અર્થે તો વિચાર કરવો જ આવશ્યક છે. વિચાર વિના માર્ગ જડતો નથી. જ્યાં સુધી માર્ગ ન જડે, જડેલા માર્ગે જઈએ નહી, ત્યાં સુધી સંકલ્પની સિદ્ધિ પણ સંભવિત નથી. સંકલ્પની સિદ્ધિ અર્થે માર્ગ મેળવવા બુદ્ધિ અને ચિંતનપૂર્વક વિચાર કરવાની જરૂર છે અસ્તુ.

—(૦)—

# પ્રકરણ ૧૩

**ગ્રહણ અને ત્યાગ :—**

જ્યાં રામ છે ત્યાં કામ નથી અને જ્યાં કામ છે ત્યાં રામ નથી એ શ્રી તુલસીદાસના વચનાનુસાર માયા અને માયાપતિ એક સાથે રહી શકતા નથી અને તેથીજ વિવેકી પુરુષો ડાંગરના ફોતરાને ફેંકી દે છે અને ચોખાનો સંગ્રહ કરે છે. તેજ રીતે આપણે પણ જો તત્ત્વ પ્રાપ્ત કરવું હોય તો પ્રકૃતિનો—માયાનો ત્યાગ કરવો ઘટે.

આપણે જ્યારે ગ્રહણ અને ત્યાગનો વિચાર કરીએ ત્યારે સ્વીકારવા યોગ્ય શું છે અને ત્યાગ કરવા યોગ્ય શું છે તેનો વિવેક કરી જે શ્રેયસ્કર જણાય તેનો સ્વીકાર કરી જે આપણું હિત થવામાં વિઘ્નરૂપ હોય તેનો ત્યાગ કરવો જોઈએ.

આપણે જોયુ કે અક્ષર આત્મતત્ત્વ તો એકજ છે. અવિભક્ત હોવા છતા વિભક્ત જેવુ' જણાતુ એ તત્ત્વ કેમે કર્યું વિભક્ત થઈ શકતુ' નથી તેની અખ'ડિતતામા લવલેશ પણ આચ આવતી નથી. અનાત્મ-ક્ષર તત્ત્વોજ અનેક છે અને એ અનેક વડેજ એ એક આચ્છાદિત છે એ જે અનેક છે તે દષ્ટિગોચર છે. મનથી તેની કલ્પના થઈ શકે એવા છે. પણ એ પ્રમાણે જે ઇન્દ્રિયગમ્ય છે તે બધુજ અનાત્મ છે-ક્ષર છે. કારણ કે આત્મતત્ત્વ તો ઇન્દ્રિયગોચર પણ નથી અને મનથી કલ્પી શકાય એવુ પણ નથી."

न तत्र चक्षुर्गच्छति । न वाग्गच्छति न मनो । (કે ૧-૩)

"ત્યા નેત્રેન્દ્રિય જઈ શકતી નથી; વાણી જઈ શકતી નથી, મન જઈ શકતુ નથી

જે વસ્તુ વિદિત થાય છે તે અલ્પ છે, મરણધર્મા અને દુ ખમથી છે, તેથી તે ત્યાજ્ય છે જે અનાત્મ છે તે વાણીથી વર્ણવી શકાય એવુ છે, જ્ઞાનેન્દ્રિયથી જાણી શકાય એવુ છે પણ એ પ્રમાણે ઇન્દ્રિયગમ્ય છે, બુદ્ધિ, ચિત્ત અને અહ કારનો જે વિષય છે તે બધુ જ અનાત્મ-નાશવ ત છે તેથી અનાત્મ છે તેનો ત્યાગ કરવો એવો શાસ્ત્રોનો આદેશ છે, અનુભવી સ તોનો અનુભવ છે

અહી આપણે જે ત્યાગની વાત કરીએ છીએ તે સ્થૂળના ત્યાગની વાત નથી. સ્થૂળનો ત્યાગ કરવા છતા જો મનમા તે વસ્તુનુ ચિંતન થતુ રહે, તેનો ઉપભોગ કરવાની ભાવના જાગ્રત રહે, તો તે કેવળ ત્યાગનો દ ભ છે. એ ત્યાગ કરવાનો છે તે એ અનાત્મ વસ્તુમા આત્મભાવે જે પ્રીતિ, આસક્તિ, મોહ છે તેનો ત્યાગ કરવાનો છે. એટલે જે છે તે તેમનુ તેમજ રહેશે છતા તેમાથી મમત્વ અને આસક્તિનો અભાવ થશે. માનવી નિર્મોહી, નિર્મમ થશે અને આસક્તિનો અભાવ થશે ત્યારે જેમ શરીરમાથી પ્રાણ નીકળી જતા શરીર હોવા છતાય તેની કશીજ કિંમત નથી, તેને બને તેટલી ઉતાવળે અવલમજલ પહોચડવાની પુન પરિવાર અને બીજાઓ તજવીજ કરે છે તેજ રીતે અનાત્મમાથા મમત્વ જતા તે હોવા છતાય તેની કોડીની પણ કિંમત રહેતી નથી એક પરિતૃપ્ત માનવી આગળ આપણે પકવાન્નોનો થાળ મૂકીશુ તો ક્ષુધાના અભાવે તેને જેમ તે થ ળની કશીજ કિંમત નથી, અરે તેની સામે પણ તે જોતો

નથી તેમ જેના મોહ અને મમતાનો નિઃશેષ ક્ષય થયો છે તેને મન એ અનાત્મ વસ્તુનું અસ્તિત્વજ નથી અને તેથીજ તે તેના તરફ આકર્ષાતો નથી આ કારણેજ શાસ્ત્રો પણ અસંગ, આસક્તિરહિત થવાની ઘોષણા કરે છે. સંસાર-પ્રકૃતિ એજ અનાત્મ છે, તેમાં આત્મભાવ એજ અજ્ઞાન છે, અને તેનું અસંગ રૂપી શસ્ત્રવડે છેદન કરવાની

असंगशस्त्रेण दृढेन छित्वा ।

એ પ્રમાણે કહીને શ્રી ભગવાને પણ અર્જુનને આજ્ઞા કરી છે જે આસક્તિરહિત છે તે વિપુલ વૈભવમાં આળોટતો હોવા છતાંય તેના મન ઉપર તેની વિકૃત અસર થતી નથી, કારણ કે ઇન્દ્રિઓ અને ગુણો પોતે પોતાનું કાર્ય કરે છે તેની સાથે આત્માને કશોજ સબંધ નથી વિષયો ઇન્દ્રિઓ માટે છે, તેનો ભોગ મન અને અહંયુક્ત બનીને જીવ કરે છે તેને અને આત્માને કશોજ સબંધ નથી એવું તેને દૃઢ જ્ઞાન હોવાથી વિષયો અને ઇન્દ્રિઓના એ તાંડવથી તેની એક રગ પણ ચળતી નથી, ભોગના એ સંસ્કારો તેના અંતર ઉપર રેખાતા નથી, અને વિશુદ્ધ ચિત્ત ક્ષુભિત થતું નથી. એટલુંજ નહી પણ તે શરીરદ્વારા વિષયોપભોગ કરતો હોવા છતાં તે અભોક્તાજ છે

ગ્રહણત્યાગની લાંબી મિમાંસા કરવાનું અહીં સ્થાન નથી સંકેત માત્ર પૂરતો છે આપણે એટલુંજ સિદ્ધાંતને અનુસરીએ કે 'જે અનાત્મ છે તેનો આસક્તિરહિત ભોગ ભોગવીએ તોપણ તેનો ત્યાગ થાય છે" પણ જે [illegible] સહેલું છે તેટલું તેને પાળવું સહેલું નથી [illegible] ભોગ [illegible] ઉપભોગ [illegible] એ મતિરૂપ [illegible] ચિત્તશુદ્ધિ [illegible] એ [illegible] સ્વાના [illegible] નથી

આતા ગ્રહણ ત્યાગની સામાન્ય વાતો થઈ હવે આપણે અનાત્મ વસ્તુઓના [illegible] વિચાર કરીએ

પ્રથમ આપણે શરીરનોજ વિચાર કરીએ શરીર આત્મ છે કે અનાત્મ? શ્રી ભગવાને અર્જુનને કહ્યું

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।

"હે અર્જુન! આ શરીર 'ક્ષેત્ર' છે એમ કહેવાય છે." (ગી.૧૩-૧) અને ક્ષેત્રદ્વારા સૂચિત શરીરમા શુ શુ ભરેલુ છે તેનો પણ સાથે વિચાર કર્યો. શ્રી ભગવાને કહ્યુ—

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचरा ॥
इच्छा द्वेष सुखं दुःखं संघातश्चेतना धृति ।
एतत्क्षेत्र समासेन सविकारमुदाहृतम् ॥

(ગી. ૧૩-૬-૭)

"એ પાચ મહાભૂતો, અહકાર, બુદ્ધિ અને અવ્યક્ત (મૂળ પ્રકૃતિ) દસ ઇન્દ્રિયો એક મન, ઇન્દ્રિયોના પાચ વિષયો, અને ઇચ્છા, દ્વેષ, સુખ, દુ ખ (દેહ ઇન્દ્રિયનો) સમુદાય ચેતના અને ધૈર્ય આ વિકારોવાળુ 'ક્ષેત્ર' ટૂકમા કહેવાય છે."

અને શ્રી ભગવાને ઉદ્ધવને પણ—

नात्मा वपु पार्थिवमिन्द्रियाणि
देवा ह्यसुर्वायु [illegible] हुताश ।
मनो [illegible]मात्र धिषणा च सत्त्व-
[illegible]

[illegible]
[illegible] પસા [illegible] શરીર [illegible] પાવ [illegible] થાય છે [illegible], ચિત્ત, [illegible] પૂરી [illegible] સ્વરૂપ પ્રકૃતિ પણ આત્મા નથી [illegible] અને [illegible] છે નિશ્ચય કરવાની આ એક પ્રક્રિયા છે

ક્ષેત્ર અને તેમા ભડારેલા તત્ત્વોનો જે શરીરમા સમાવેશ કરવામા આવ્યો છે તે અનાત્મ છે કારણ કે તે બધાયની ઉત્પત્તિ છે, સ્થિતિ છે

અને લય પણ છે તેથી તેનો ત્યાગ કરવો હિતાવહ છે. એનો અર્થ એવો તો નથી જ કે શરીર અનાત્મ છે માટે તેને વેડફી નાંખવું! તો તો પછી

शरीरमाद्यं खलु धर्मसाधनम् ।

"શરીર ધર્મનું સાધન છે." એટલે આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરી આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવાનું એક પુરું સાધન છે અને તેથી તેને વેડફી દેવાથી તો પરમતત્ત્વની પ્રાપ્તિ કરી જ ન શકાય. તત્ત્વનો અપરોક્ષ અનુભવ મેળવવા માટે જ તો આ દુર્લભ દેહ ભગવાને આપ્યો છે. સાધન છે તો સાધ્યની પ્રાપ્તિ કરી શકાશે. તે દૃષ્ટિએ સાધન સાધ્ય કરતા શ્રેષ્ઠ છે. જો કે સાધ્યની પ્રાપ્તિ પછી તો સાધનની આવશ્યકતાજ રહેતી નથી. શરીર અનાત્મ છે માટે તે ત્યાજ્ય છે એનો અર્થ એવો છે કે શરીર આત્મા છે, હું દેહ છુ, મારો દેહ છે વગેરે દેહાધ્યાસના કારણે જે ભ્રમણા ચિત્તમાં ઘર કરી બેઠી છે અને તેના પરિણામે શરીરમા અહંતા, મોહ, મમતા આદિનો વશ બનીને મનુષ્ય જે આત્મતત્ત્વને ભૂલીને એ શરીરને જ આત્મા માનીને તેનું જ ધારણ પોષણ કરવામા પોતાની સર્વ શક્તિઓનો વ્યય કરે છે તે ન કરતા એ શરીરને સ્વસ્થ રાખી તે દ્વારા કેવળ આત્મતત્ત્વ પ્રાપ્ત કરવાનો–આત્મદર્શન કરવાનો પુરુષાર્થ કરવો જોઈએ.

શરીરનો વિચાર કરતા તૈત્તિરિયોપનિષદકારે શરીરાંતરગત કોશોનો વિચાર કર્યો છે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદ-મય એવા પાંચ કોશોનો પણ શરીરમા સમાવેશ થાય છે.

ઉત્પત્તિનો વિચાર કરતા એજ ઉપનિષદકારે કહ્યુ "બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનન્ત છે. આ આત્મામાથી આકાશ ઉત્પન્ન થયું, આકાશમાંથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી, પૃથ્વીથી ઔષધીઓ–વનસ્પતિ, ઔષધીથી અન્ન, અન્નથી પુરુષ ઉત્પન્ન થયો તેથી આ પુરુષ અન્નરસમય છે.

આ રીતે અન્નથી જ પુરુષની–શરીરની ઉત્પત્તિ થયેલ હોવાથી આ જે જડ સ્થુળ શરીર છે, આપણે જે જોઈએ છીએ તે પ્રથમ અન્નમય કોશ છે. એ અન્નમય કોશના આધારે જ આ શરીરમા પ્રાણ-મય કોશ રહેલો છે.

અન્ન વડે જ પ્રજા ઉત્પન્ન થાય છે. પૃથ્વીનો આશ્રય કરીને જે કાંઈ પ્રજા રહેલી છે તે બધી જ અન્નથી ઉત્પન્ન થાય છે આ અન્ન-રસમય પિંડની અંદર રહેવાવાળું બીજું શરીર-કોશ-પ્રાણમય છે આ અન્નમય કોશ પ્રાણમય કોશથી પરિપૂર્ણ છે,

એ જે મનોમય કોશ છે તે તેની આગળના પ્રાણમય કોશનો શારીરિક આત્મા છે એ મનોમય ઉપરાંત બીજો એનો અંતરાત્મા વિજ્ઞાનમય કોશ છે.

એ જે વિજ્ઞાનમય કોશ છે તે તેની આગળના મનોમય કોશ-શરીરનો આત્મા છે. એ વિજ્ઞાન મય આત્માની અંદર રહેલો બીજો આનંદમય કોશ છે.

તૈત્તિરિયોપનિષદની બ્રહ્માનંદ વલ્લિમા એ કોશનું વર્ણન છે. વાચક ભલે ત્યા જોઇ પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરે. અહીં એનુ વિવેચન અસ્થાને છે. અહીં તો માત્ર ગ્રહણ અને ત્યાગનો આપણે વિચાર કરીએ છીએ તેથી ત્યાગ કરવાની નામાવલીમા શેનો સમાવેશ કરી શકાય તેનુ જ સ્પષ્ટિકરણ કરવાનો આ પ્રયાસ છે. શરીરની ઉત્પત્તિ સાથે જ એ બાકીના ચારે કોશોની ઉત્પત્તિ નિર્માયેલી છે. અને જ્યારે શરીરનો જ ત્યાગ કરવાનો છે ત્યારે સાથે સાથે બાકીના ચાર કોશોનો પણ ત્યાગ કરવાનો છે.

અન્નમય કોશમા બીજા ચાર કોશ છે. અન્નમય કોશમા પ્રાણમય કોશ છે, પ્રાણમય કોશમા મનોમય કોશ છે મનોમય કોશમા વિજ્ઞાનમય કોશ છે અને વિજ્ઞાનમય કોશમા આનંદમય કોશ છે, આમ પ્રત્યેક કોશ પોતાનાથી પાછળના કોશને આધાર આપીને અને આગળના કોશનો આધાર લઇને રહેલો છે અને એ રીતે એ કોશો પોતપોતાનું કાર્ય કરતા રહે છે.

અન્નમય કોશ એટલે સ્થૂળ શરીરમા સૂક્ષ્મરૂપે રહેલા પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય કોશ દ્વારા શરીરનો જેમ વહેવાર ચાલે છે તેમ એજ શરીરમા બીજા સૂક્ષ્મ અને કારણ એવા બે દેહો પણ રહેલા છે તેનો પણ આપણે વિચાર કરવો રહેશે. શ્રી ભગવાને પણ 'ક્ષેત્ર' સંજ્ઞાનો વિચાર કરતા એ ત્રણે શરીરનો જ વિચાર કર્યો છે.

સ્થૂળ શરીર તો ભંડારરૂપ છે. જેમ વસ્તુઓ ભંડારવા માટે પેટી પેટારાની જરૂર રહે છે તેમ ચાર કોશ અને સૂક્ષ્મ તથા કારણ શરીરને રહેવા માટે. સ્થૂળકોશ છે વળી એ બધાય શરીરના વિકારોને વસવા માટે અને મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારના વાસ માટે આ અન્નમય કોશ-સ્થૂળ શરીર છે. એ સ્થૂળ શરીરની વ્યાખ્યા આપતાં ભગવત્ પૂજ્યપાદ શ્રી શંકરાચાર્ય મહારાજે.

पंचीकृतमहाभूतसंभवं कर्मसंचितम् ।
शरीरं सुखदुःखानां भोगायतनमुच्यते ॥

"આ શરીર પંચમહાભૂતોના સ્થૂળ અંશોનું બનેલું છે અને જીવને કરેલાં કર્મોનાં ફળરૂપ સુખદુઃખ ભોગવવાને એક નિશ્ચિત અવધિ માટે નિવાસના રૂપમાં મળ્યું છે."

બીજું સૂક્ષ્મ શરીર છે. એ શરીર સ્થૂળ શરીરના જેવું જડ પણ નથી અને ચૈતન્ય સમાન પોતે ચેતન પણ નથી. પણ એ મધ્યભાવી હોવાથી અતિસૂક્ષ્મ હોવાનાં કારણે ચૈતન્યનો પ્રકાશ ગ્રહણ કરીને ચેતન બનીને કાર્ય કરવામાં સમર્થ બને છે. એ સૂક્ષ્મ શરીરની વ્યાખ્યા ભગવત્ પુજ્યપાદ શ્રી શંકરાચાર્ય મહારાજે કરતાં કહ્યું

पञ्चप्राणमनोबुद्धिदशेन्द्रियसमन्वितम् ।
अपंचीकृत भूतोत्थं सूक्ष्मांगं भोगसाधनम् ॥

'પંચ પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને સોળમું અંતઃકરણ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારયુક્ત સોળકળાવાળું એ સૂક્ષ્મશરીર હોય છે. એ સ્થૂળ હોવાનાકારણે આત્માનો આભાસ ગ્રહણ કરવાને સમર્થ બને છે અને એ પ્રમાણે પોતે ચેતનવંતુ બનીને ક્રિયા કરી શકે છે."

ત્રીજું કારણ શરીર છે. તે જીવન સંસાર ચક્રમાં ઘુમાવવામાં અને જન્મ-મૃત્યુના ચક્કરમાં નાખવામાં સમર્થ છે તેથી તેને કારણશરીર કહેવામાં આવ્યું છે. આ કારણશરીર ભવબન્ધનનું કારણ હોવાથી કોઈ તેને અજ્ઞાન અથવા અહંકાર પણ કહે છે. તેને અજ્ઞાન કહેવું જ વધુ યુક્તિયુક્ત છે કેમકે અહંકારની ઉત્પત્તિ પણ અજ્ઞાનથી જ થાય છે

સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે શરીરો જીવનાં આવરણ છે. એ આવરણના કારણે જીવ પોતાનું શુદ્ધસ્વરૂપ જોઈ શકતો નથી. અને તેથી જ જીવ ભવાટવીમાં ભટકતો રહે છે. અન્નમય કિંવા સ્થૂળ શરીરમાં રહેલા બીજા પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ કોશો પણ જીવના આવરણરૂપ જ છે અને તે પણ કારણશરીર એટલે અજ્ઞાનની જડ મજબૂત બનાવે છે. આનંદમય કોશ તો આત્માની છેક જ નજીક છે કારણ કે આનંદ એ તો પરમાત્માના શુદ્ધ સ્વરૂપનું એક ઉપલક્ષણ છે. આનંદમય કોશ એ કેવળ આનંદ નથી પણ આનંદપ્રચૂર કોશ છે એટલે એ કોશ પણ વિકૃત તો છે જ. એ કોશમાં રહેલા બીજા વિકારો જો નિઃશેષ થઈ જાય તોજ કેવળ આનંદ રહે અને તે આનંદ-નિરામય આનંદ એજ બ્રહ્મનુ ઉપલક્ષણ છે. વાસ્તવિક રીતે તો બ્રહ્મ આનંદ પણ નથી કે નિરાનંદ પણ નથી. એ ઉભય અવસ્થાઓથી પર છે. તેને પામવાને તો આપણે આનંદથી પણ પર જવાનું છે-થવાનું છે.

આનંદ વિના સરજન ઝીલી શકતું નથી અને તેથી જ પ્રાણીમાત્ર આનદને માટે છતસ્તતઃ ફાંફા મારે છે. પરમતત્ત્વની પ્રાપ્તિ વિના નિરતિશય આનદ—જે આનંદ પ્રાપ્ત થયા પછી તેમા ઓટ આવતો નથી એવો આનદ—મનુષ્ય મેળવી શકતો નથી. પણ પ્રત્યેક વ્યક્તિ માટે એ સુલભ પણ નથી અને સંભવિત પણ નથી. અને તેથી બ્રહ્માનંદને બદલે વિષયાનંદની પ્રાપ્તિ કરી માનવી ક્ષણિક સંતોષ માને છે. સાચો આનંદ—શુદ્ધ આનદ તો માનવીના અંતરમા અખૂટ ભર્યો છે પણ તેનું તેને ભાન નથી અને તેથી તે વિષયોદ્વારા આનદ પ્રાપ્ત કરવાને વિષયોની પાછળ ગાંડોઘેલો ભટકે છે. ભૂખ્યા માણસને આકંઠ ભોજન મળે છે ત્યારે તેને પરિતૃપ્તિની જે લાગણી થાય છે તે તે વ્યક્ત કરી શકતો નથી. એ લાગણી એજ આનદ છે. પણ એ આનંદ ક્ષણિક છે. ઘડી પછી જ્યારે તે ક્ષુધાતુર બને છે ત્યારે તે પાછો ભોજન અર્થે ફાંફાં મારે છે. એટલે જ એ આનદ સાચો આનદ નથી, પણ કેવળ આનંદનો આભાસ છે. સુખ, શાંતિ, તૃપ્તિ, સંતોષ આદિ અનેક શબ્દો દ્વારા જે ભાવ વ્યક્ત કરવામા આવે છે તે આનદનાં જ પરિણામો છે. માર્ગમાં રઝળતા ભિખારીને અણચિંતવ્યો ધનનો ભંડાર મળે અને તેને જે તૃપ્તિ થાય તે આનંદ છે, પણ એ આનદનો એ ધનના રક્ષણની ચિંતામાં બીજી જ ,,

પછી વિલય થાય છે તેથી એ વાસ્તવિક આનંદ નથી પણ આનંદનો આભાસ છે. એજ રીતે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો દ્વારા માનવીને જે તૃપ્તિ થાય છે અને તેના પરિણામે જે લાગણી થાય છે તે ક્ષણિક છે અને તેથી તે વાસ્તવિક આનંદ નથી. શાશ્વત આનંદ તો એ આનંદઘનના દર્શનથી જ પ્રાપ્ત થાય છે અને તે આનંદ જેને થાય છે તે પોતે વ્યક્ત કરી શકતો નથી પણ ગુંગાએ ઘેબર ખાધાની જેમ તેનો અનુભવ કરીને પોતે જ પરિતૃપ્ત થાય છે.

એવા આનંદની–બ્રહ્માનંદના નિરતિશયત્વની તૈત્તિરિયોપનિષદ્કારે મિમાંસા કરી છે. માનવીને જે આનંદ થાય છે તેના કરતાં મનુષ્ય ગંધર્વને જે આનંદ થાય છે તે સોગણો અધિક છે, મનુષ્ય ગંધર્વ કરતા દેવગંધર્વનો, દેવ ગંધર્વ કરતાં નિત્યલોકમાં રહેનારા પિતૃલોકનો આનંદ, પિતૃગણ કરતાં દેવલોકનો આનંદ, દેવતાઓના આનંદ કરતાં કર્મદેવતાઓનો આનંદ, કર્મદેવતાઓના આનંદ કરતા દેવતાઓનો આનંદ, દેવતાઓના આનંદ કરતા ઈન્દ્રનો આનંદ, ઈન્દ્રના આનંદ કરતાં બૃહસ્પતિનો આનંદ, બૃહસ્પતિના આનંદ કરતાં પ્રજાપતિનો આનંદ સોગણો અધિક છે પણ પ્રજાપતિના સો આનંદ છે તે બ્રહ્મનો એક આનંદ છે અને તે અકામહત શ્રોત્રિયને પ્રાપ્ત થાય છે. તૈત્તિરિયોપનિષદમાં

शतयो मनुष्यगन्धर्वाणामानन्द थी आरंभी
सएको ब्रह्मणः आनन्दः श्रोत्रियस्यचाकामहतस्यः ।

સુધીના અષ્ટમ અનુવાદના ૨–૩–૪ મંત્રોનું સ્પષ્ટીકરણ કરતા કરતાં શ્રીમદ્ પૂજ્યપાદ ભગવાન ભાષ્યકાર શ્રી શંકરાચાર્યે પોતાના ભાષ્યમાં એ આનંદમિમાંસા સમજાવતાં—

"એ આનંદની શી વાત ? શું એ આનંદ લૌકિક સુખ પ્રમાણે વિષયોમાં અને વિષયગ્રહણ કરવાવાળાઓના સંબંધમાં થાય છે તેવો છે કે સ્વાભાવિક છે? એ પ્રશ્નના ઉત્તરમાં એ આનંદની મિમાંસા છે. બાહ્ય સાધનસંપત્તિને કારણે શારીરિક રીતે ઉત્કૃષ્ટ ગણવામાં આવે છે- બ્રહ્માનંદના આનંદના જ્ઞાનને માટે અહીં તે આનંદનો–લૌકિક સાધનો દ્વારા પ્રાપ્ત થતા આનંદનો નિર્દેશ કરવામાં આવ્યો છે. એ પ્રસિદ્ધ

આનંદ દ્વારા જ જેની બુદ્ધિ વિષયોથી મુક્ત બની છે તે બ્રહ્મવેત્તાને એ આનંદનું જ્ઞાન થાય છે. એ આનંદ કોને મળે છે? જે અકામહત છે, જેની બધી કામનાઓ નષ્ટ થઈ ગઈ છે અને જે શ્રોત્રિય છે તેને એ આનંદબ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે.

લૌકિક આનંદ ક્ષણિક છે. એ આનંદનું સુખ, એ આનંદની શાંતિનો અનુભવ થાય એટલે જ જેમ સમુદ્રનું એક મોજું આવે અને પાછું જાય તે પહેલાં તો બીજું મોજું આવી ઊભે જ.છે તેવી રીતે જે કામનાની તૃપ્તિથી એ આનંદ પ્રાપ્ત થયો હોય તે કામના પૂરી થઈ એમ માનવી માને, અનુભવે અને તૃપ્ત બને તે પહેલાં તો જેમ રાફડામાં ભરાયેલો સર્પ ધીમેથી પોતાની ફેણ બહાર કાઢીને, બહાર ઉભેલા અસાવધ દેડકાને પોતાના મુખમાં ઝડપી પાછો પોતાના રાફડામાં ભરાઈ જાય છે તેમ અંતરમાં રાખમાં ભંડારેલા અગ્નિ સમી બીજી અનેક કામનાઓ જાગ્રત થાય છે અને માનવીને આનંદની તૃપ્તિનો આનંદ તે કામનાઓની પૂર્તિ અર્થે પુનઃ ઉપયુક્ત બનવાનું સૂચન કરે છે, ત્યારે એ આનંદ તેમાં વિલીન થઈ જાય છે અને માનવ પુનઃ એ આનંદને ભૂલીને નવા આનંદની શોધમાં નીકળી પડે છે. જે આનંદ પ્રાપ્ત કરવા માટે બાહ્ય પ્રસાધનોની આવશ્યકતા રહે છે તે સાચો આનંદ નથી. અને જે આનંદ સ્વાભાવિક છે તેજ સાચો આનંદ છે, તેજ બ્રહ્માનંદ છે. અસ્તુ.

લૌકિક આનંદ પણ બ્રહ્માનંદનો જ એક અંશ છે. અજ્ઞાનતાના કારણે વિજ્ઞાનનો તિરસ્કાર કરવામાં આવે છે અને અવિદ્યાનો જ્યારે ઉત્કર્ષ થાય છે ત્યારે પ્રાચીન કર્મવશ વિષયાદિ સાધનોના સંબંધથી બ્રહ્માદિ જીવો પોતપોતાના વિજ્ઞાનાનુસાર ભાવના કરીને જ એ બ્રહ્માનંદનો અસ્થિર અને લૌકિક આનંદ બનાવી દે છે. જે વિદ્વાન અને શ્રોત્રિય કામનાઓથી પરાભૂત થતા નથી તેમને જે આનંદનો પ્રત્યક્ષ અનુભવ થાય છે તે બ્રહ્માનંદ જ મનુષ્ય, ગંધર્વ આદિ આગળ આગળની હિરણ્યગર્ભ પર્યંતની અવિદ્યાગ્રસ્ત ભૂમિકાઓ પર્યંત કામના અને કર્મનો ક્રમશઃ નાશ થતાં ઉત્તરોત્તર સોસોગણો ઉત્કર્ષ થતો અનુભવે છે. સોસોગણો ઉત્કર્ષ આવિર્ભૂત થાય છે. વિદ્યાદ્વારા અવિદ્યાજનિત વિષય વિષયી વિભાગની નિવૃત્તિ થતાં એ સ્વાભાવિક પરિપૂર્ણ એક અને

અદ્વૈત આનંદનું સ્વરૂપ ધારણ કરે છે. આ વાતને સમજાવવાને જ આ શ્રુતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આ શ્રુતિઓમાં બે વાત મહત્વની છે અને તે છે 'अकामहत' અવસ્થા અને 'श्रोत्रियत्व'. જ્યાં સુધી અંતરમાં કામના છે, કામના પર વિજય પ્રાપ્ત થયો નથી અને અંતરમાંથી કામનાઓનો નિઃશેષ ક્ષય થયો નથી, ત્યાં સુધી નિરતિશય બ્રહ્માનંદનો અનુભવ થવાનો સંભવ નથી. વળી શ્રોત્રિયત્વ પ્રાપ્ત કરવું પણ આવશ્યક છે. એ બ્રહ્માનંદનું સ્થૂળ સ્વરૂપ સમજવાને અને તેમ સમજીને તેના સૂક્ષ્મ સ્વરૂપમાં પ્રવેશ કરવાને શ્રોત્રિયત્વ-વેદ, ઉપનિષદ આદિ શાસ્ત્રોનું જ્ઞાનવિજ્ઞાન પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે. **શ્રી** ભગવાને પણ—

प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ (ગી. ૨–૫૫)

એ પ્રમાણે કહીને કામનાઓનો સંપૂર્ણ નાશ કરવાનું સૂચવ્યું છે. ગીતામાં તો જ્યાં ત્યાં એ કામનાઓના ક્ષયની જ વાતો ભગવાને કરી છે. કામના એ જ ઉત્કર્ષના માર્ગમાં મહાન અંતરાય છે. કામનાઓનો એ મહાન વિક્ષેપ દૂર ન થાય ત્યાં સુધી આત્મદર્શન ક્યાંથી થાય? જ્યાં સુધી અંતરમાં કામનાઓ છે ત્યાં સુધી બુદ્ધિ કામનાઓમાં જ ગૂંચવાયેલી રહે છે અને તેને બ્રહ્મ તરફ જવાનો માર્ગ સૂઝતો જ નથી. કારણ કે બુદ્ધિની દ્રષ્ટિ સમક્ષ વિષયો જ છે. શ્રોત્રિયત્વ પ્રાપ્ત કરીને જ્યારે अकामहत કામનાઓથી મુક્ત થવાય ત્યારે જ—

"स एको ब्रह्मणः आनन्द ।"

તે બ્રહ્મનો એક આનંદ છે એમ સમજાય છે અને એવો બ્રહ્મનો આનંદ અનુભવાય છે. બ્રહ્મના એક આનંદમાં આનંદ અને આનંદી–આનંદ માણવાવાળાનો અભેદ વર્તાય છે. આનંદી આનંદથી ભિન્ન રહેતો નથી. અદ્વૈત અવસ્થા પ્રાપ્ત થાય છે અને ત્યારે જ બ્રહ્મકેવળ આનંદ છે એવી પ્રતિતી થાય છે. એવી પ્રતિતિ કરનાર આનંદથી વેગળો નહીં રહેતાં સ્વયં આનંદ બની જાય છે.

લૌકિક આનંદનું મૂળ તો બ્રહ્માનંદમાં જ છે. બ્રહ્માનંદ જ ન હોય તો લૌકિક વિષયાનંદ હોઈ જ ન શકે. કારણ કે

एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति । (બુ-૩-૪-૩-૩૨)

"આ આનંદના અંશથી જ બીજાં પ્રાણીઓ જીવિત રહે છે." એવું કહ્યું છે

આનંદમય કોશ એ આત્માનું આવરણ છે એમ આપણે વિચાર કરતા હતા. જીવ એ બ્રહ્મનો અંશ છે. બ્રહ્મનું ઉપલક્ષણ આનંદ છે; અને તેથી અંશીનું ઉપલક્ષણ અંશમાં હોય જ છે. એ ન્યાયે જીવનું ઉપલક્ષણ પણ આનંદ છે કારણ કે આનંદના કારણે જ જીવોનું જીવન જીવાય છે. પણ જીવ એટલે અજ્ઞાનના આવરણથી ઢંકાયેલો માયાવિશિષ્ટ આત્મા. એ જીવન જ્યારે અજ્ઞાનના કારણે અહંતા અને મમતાનાં આવરણે ઘેરી લીધા ત્યારે તેનું આનંદનું પારમાર્થિક ઉપલક્ષણ લૌકિક–લૌકિક આનંદમાં પરિવર્તન પામ્યું અને જીવ પોતાના શુદ્ધ સ્વરૂપને ભૂલી વિષયોમાંથી જ આનંદ પ્રાપ્ત કરવામાં મશગૂલ બન્યો. જો જીવને પોતાના પારમાર્થિક ઉપલક્ષણનું ભાન થાય તો જેમ સમુદ્રના પાણીના બિંદુઓ છૂટા પડયા છતા સમુદ્રમાં જ ભળી જાય છે તેમ બ્રહ્માનંદ બ્રહ્મથી અને તેથી જ આનંદથી વિખૂટો પડેલો જીવ પાછો પોતાના આનંદ સ્વરૂપને પ્રાપ્ત કરીને तद्रूप બની જાય, બ્રહ્માનંદ બની જાય તાત્પર્ય એ છે કે આનંદની પ્રાપ્તિને આડે માત્ર વિષયોની–કામનાઓજ આવે છે. કામના માત્રનો સમાવેશ વિષયોની કામનામાજ થાય છે. એ કામનાઓને જડમૂળથી ઉખેડી નાખી કામનારહિત બનો; અને તમે તમારા મૂળ સ્વરૂપમાં સ્થિત છોજ! પડદો ફાડી નાખો અને સમસ્ત વિશ્વ તમેજ છો!

૬

પણ આપણે જરા આડા ફંટાયા! આપણે તો વિચાર કરીએ છીએ સાક્ષાત્કારની કેડીનો અને તેમા 'શરીર આત્મા છે કે અનાત્મા' એ પ્રશ્નનો આપણે વિચાર કરીએ છીએ. આત્માને ગ્રહણ કરવો, અનાત્મનો ત્યાગ કરવો એવો શાસ્ત્રનો આદેશ છે. જેની ઉત્પત્તિ છે, સ્થિતિ છે તેનો લય પણ નિર્માયેલોજ છે. શરીર ઉત્પન્ન થાય છે, વધે છે અને તેનો લય થાય છે–મૃત્યુ થાય છે તેથી તે અનાત્મ. છે. अन्तवन्तइमे देहा । એ શ્રી ભગવાનનું વાક્ય છે. તે ન્યાયે શરીર અંતવાન છે. એટલે એ 'અલ્પ' છે, અનાત્મ છે. આત્મા 'ભૂમા' છે. ભૂમાના

દર્શન અર્થે અલ્પનો ત્યાગ કરવો એ આવશ્યક છે. એ શરીરમાં જ આત્માનો વાસ છે પણ જીવનો જીવભાવ જ્યા સુધી છે ત્યા સુધી તેના દર્શન થતા નથી જીવ ફળનો ભોક્તા છે શિવ કેવળ દ્રષ્ટા કિંવા સાક્ષી છે

द्वासुपर्णा सयुजा सखाय ।
समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्य पिप्पलं स्वद्वत्य-
नश्नन्नन्यो अभिचाकशीति ॥ (શ્વે ૪-૬)

"સદા પરસ્પર મળીને રહેવાવાળા બે સખા સુંદર ગતિપાન સુંદર પાંખવાળા પક્ષી એકજ વૃક્ષનો આશ્રય કરીને રહ્યા છે તેમાંનો એક તેના સ્વાદિષ્ટ ફળ ચાખે છે અને બીજો તેનો ભોગ ન કરતા માત્ર જોતો જ રહે છે"

કર્મ વિના શરીર નથી, શરીર વિના કર્મ નથી આમ શરીર અને કર્મનો ઘનિષ્ટ સબધ છે કર્મ જશે તો શરીર જવાનુ જ છે પણ કર્મના સસ્કારો પણ જો અવશિષ્ટ રહેશે તો શરીર જશે તોય કર્મ જવાનુ નથી, અને તેના ફળના ભોગ અર્થે અન્ય શરીર ધારણ કરવાનું જ છે માટે કર્મના સસ્કારો સાથેજ કર્મનો લય થવો આવશ્યક છે આ કારણે આત્મદર્શન અર્થ શરીરનો ત્યાગ કરવાનો જ છે શરીરનો એટલે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ ઉપર રહેલી માયામમતા, મોહ આસક્તિ આદિ વિકારોથી વેગળા બનીને તેમા રહેલા પચકોશનો પણ ત્યાગ કરવાનો છે માયાની દોડ કેવળ કારણ શરીર સુધીજ છે આપણે કારણ શરીરથી આગળ ચાલ્યા જઈએ તો ત્યા માયા આપણો પીછો પકડી શકશે નહી કારણ કે કારણ શરીરથી ઉપર તો પુરુષતુજ-આત્માનુ જ રાજ્ય છે ત્યા માયા પહોચી શકતી નથી સૂક્ષ્મ શરીર એક સાધન છે જેના દ્વારા જીવ વિષયો ભોગવે છે તેથી એ ત્રણે ત્યાજ્ય છે શ્રી ભગવાને ક્ષેત્ર સજ્ઞાની વ્યાખ્યા કરતા આગળ કહ્યુ તેમ પચમહાભૂત અહકાર, બુદ્ધિ, અવ્યક્ત ઇન્દ્રિઓ, ઇચ્છા, દ્વેષ, સુખદુ ખ, ચેતનાવૃત્તિ આદિનો એ ક્ષેત્રમા સમાવેશ કર્યો છે આપણે સૂક્ષ્મ શરીરની વ્યાખ્યા સાથે આ ક્ષેત્રની વ્યાખ્યાને સરખાવીશુ તો મન, બુદ્ધિ, ચિત્ત,

અંતઃકરણ, પ્રાણપંચક, ઇન્દ્રિયદશક વગેરેનો સમાવેશ થયેલો જણાશે. ઇચ્છા, દ્વેષ આદિ વિકારો મનના–અંતઃકરણના છે. આમ ક્ષેત્રમાં સૂક્ષ્મ શરીરનો સમાવેશ થાય છે તેનો પણ ત્યાગ કરવાનો છે. જ્યાં સુધી ઇચ્છા છે, વાસના છે ત્યાં સુધી રાગદ્વેષ તો રહેવાનાજ છે અને એ આત્મદર્શનમાં અંતરાયરૂપ પણ છેજ! જ્યાં સુધી એ શરીરનું પ્રારબ્ધ છે ત્યાં સુધી સ્થૂળ શરીર તો રહેશે પણ ત્યાગ–તેમાં રહેલ આસક્તિ અને દેહાધ્યાસનો ત્યાગ કરવાનો જ છે.

આ ત્યાગ અને ગ્રહણની જે ક્રિયા છે તે સ્થૂળ નથી, કેવળ માનસિક છે. મોહ અને મમત્વ સાથે અહંતાની માત્રા જેમ જેમ ઘટતી જશે તેમ તેમ તેતે વસ્તુ પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થતો જશે; અણગમો આવતો જશે અને અણગમતી વસ્તુનો કોઈ સંગ્રહ કરતું નથી એ માનવ સ્વભાવ છે અને એ રીતે વૈરાગ્ય દૃઢ થતાં તે વસ્તુનો ત્યાગ સહજ નિર્માયેલો છે, એટલે અંતઃકરણને કેળવવાની જ જરૂર છે. તેમાં પણ મુખ્યત્વે મનનેજ કેળવવાની જરૂર છે. અંતઃકરણમા મુખ્ય ચેષ્ટાઓ મનની છે અને તેથી જો મનને થાળે પાડશો તો ચિત્ત અને બુદ્ધિ સ્વયં સ્થગિત થઈ જશે–નિર્વ્યાપાર બની જશે. અહંકાર પણ ડોકિયું નહીં કરે. આ કારણે જ શાસ્ત્રો અને સંતસમાજે મન ઉપર જ પ્રહાર કર્યો છે. સંસારીઓને એ મન કેટલું વહાલું છે? પણ વૈરાગીઓ તો મનના કટ્ટર શત્રુ છે. જ્યા જુઓ ત્યાથી, જેમ હડકાયા કૂતરાને જે જુએ તે મારવા ધાય છે તેમ એ મનને મારવા જ ધાય છે બિચારું મન? ના, પણ એ મન બિચારું નથી. એ મન એવું બળવાન છે, દૃઢ છે કે એક બાજુએ જગત છે, એક બાજુએ મન એકલું છે, છતા કોઈથી એ ગાંજ્યું જતું નથી! કોકજ વિરલો એ મનને રગદોળી, જેમ હનુમાનજીએ પનોતિને પણ નીચે દબાવી છે, તેમ એ મનને પોતાનો ગુલામ બનાવે છે અને ત્યારે એ મન તેના આત્મોત્કર્ષમા સહાયક બને છે. બાકી તો જગત એનું ગુલામ છે!!

સંતોએ મનને મારવાની વાતો કરી છે અને મનને અમન બનાવવાના માર્ગો પણ ચિંધ્યા છે. હઠીલા બાળકને જેમ માતા સમજાવી, પટાવી, રમાડીને ઠેકાણે લાવે છે તેમ એ મનને પણ જો તમે સમજાવશો તો તમારા સન્મિત્રનું કામ કરશે.

આમ આપણે જોયુ કે જો આત્મદર્શનની તમન્ના હરી, આત્મ દર્શનનો એકમેવ સકલ્પ હશે, બીજો કોઈ પણ સકલ્પ ન હોય તો તો એ શરીર અનાત્મમા જે આત્મભાવ છે, મોહ અને મમત્વ છે, તેનો ત્યાગ કર્યા વિના આપણો માર્ગ મોકળો થઈ શકે એમ નથી !

૬

શરીરના એટલે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહનો આપણે ત્યાગ કરવાનો છે એ ત્રણે દેહમા જે દેહાત્મબુદ્ધિ દઢ થઈ છે તે દેહાત્મ બુદ્ધિ–દેહાધ્યાસનો ત્યાગ કરવાનો છે તદુપરાત એ ત્રણે દેહમા ઇચ્છા, દ્વેષ, સુખદુ ખાદિ વિકારો રહેલા છે તેનો પણ ત્યાગ કરીને નિદ્ર્દ્વ બનવાનુ છે શ્રી ભગવાને પ્રકૃતિજન્ય ગુણોની પણ થોડી વાતો કરી છે આપણે પણ આગળ ગુણોની પકડ સબધે વિચાર કર્યો છે એ ગુણો પણ પ્રકૃતિનુ સરજન હોવાથી પ્રકૃતિ જેમ અનાત્મ છે તેમ એ ગુણો પણ અનાત્મ છે તેથી તેનો પણ ત્યાગ કરવો જરૂરનો છે

सत्त्व रजस्तम इति गुणा प्रकृतिसंभवा ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥

"હે મહાબાહો ! પ્રકૃતિથી ઉત્પન્ન થતા સત્ત્વ, રજસ અને તમસ એ ગુણો નિર્વિકાર જીવાત્માને દેહમા બાધે છે"

નિર્વિકાર જીવાત્મામા દેહાધ્યાસ ઉત્પન્ન કરી અનાત્મમા આત્મભાવ સરજાવવાનુ અજ્ઞાનજનિત કામ એ ગુણો કરતા હોય એમ જણાય છે

विकाराश्च गुणाश्चैव विद्धि प्रकृतिसंभवान् ।

'વિકારો તથા ગુણોને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ આમ ગુણોનો પ્રકૃતિ સાથે ઘનિષ્ટ સબધ છે પ્રકૃતિ એટલે જ ગુણોનો શભુમેળો ?'

આપણે ઉપર પચકોશની પણ વાતો કરી છે એ પચકોશના વિકારોનો પણ થોડો વિચાર કરીશુ કારણ કે 'ક્ષેત્ર' સજ્ઞામા એ બધુ જ સમાઈ જાય છે ત્રણ શરીર અને પચકોશનો કેવો નિકટનો સબધ છે તેનુ સ્પષ્ટ ચિત્ર નજર સમક્ષ આવે એ હેતુએ પણ પચકોશનો વિચાર આવશ્યક છે

અન્નમયકોશ :—

જ્યારે આપણે અન્નમયકોશનો ત્યાગ કરવાનો પુરુષાર્થ કરીએ અન્નમયકોશ પ્રત્યેના મોહ મમત્વ અને આત્મભાવને તિલાંજલી આપવાનો પુરુષાર્થ કરીએ ત્યારે અન્નમય કોશની સાથે તેના વિકારોનો પણ સ્વાભાવિક રીતેજ ત્યાગ થશે. એ અન્નમયકોશના વિકારોનો તેથી આપણે વિચાર કરીએ અને અન્નમયકોશના ત્યાગ સાથે શા શા વિકારોનો ત્યાગ નિર્માયેલો છે તે જોઈએ.

**બ્ર સદ્ગુરુ શ્રીવાસુદેવાનંદ સરસ્વતી** સ્વામી મહારાજે એ વિકારોનો 'આત્માનાત્મ વિચાર' નામની નાની પુસ્તિકામા વિચાર કર્યો છે. તે આપણને અહી લાભપ્રદ થશે.

"અન્નમય કોશથી આત્મા વેગળો છે. આત્માને એ પંચકોશના કોઈપણ ધર્મો સ્પર્શ કરતા નથી. અન્નમય કોશમા પ્રથમ આપણે શરીરનો વિચાર કરીએ. શરીર એ પાચભૂતોનું માળખુ છે. એ પાચભૂતો આત્મા નથી પણ આત્માથી વેગળાછે. પ્રાકૃતિક સબધ સાથે આત્માને કશોજ સબધ નથી. આત્મા નિર્લેપ છે, શરીર જન્મે છે તેજ કોઈના પુત્રપુત્રી તરીકે જન્મે છે, શરીર જન્મે છે તેજ પુરુષ, સ્ત્રી, નપુસક તરીકે જન્મે છે, શરીર બીજા શરીરોનુ સબધી છે. ધર્માધર્મની ઉપાધિ શરીરને છે, આધિ, વ્યાધિ, ઉપાધિ પણ શરીરને જ છે. વર્ણાશ્રમ ધર્મ એ શરીરને અનુસરીને છે, શિતોષ્ણાદિ દ્વંદ્વો શરીરને અનુસરે છે, જન્મ અને મૃત્યુની શ્રૃખલા પણ શરીરને જ લાગે છે આત્મા તો ષડ્વિકારરહિત છે નામ અને ગોત્ર શરીરના છે. રૂપ અને વર્ણ કાયાના છે આકાર અને સસ્કાર પણ કાયાના છે. બધાજ વિકારો શરીરના છે ધન, ક્ષેત્ર, ગૃહ, કુળ, ધર્મ આદિ કશુજ આત્માને અડતુ નથી એ દેહને જ સ્પર્શે છે. આ બધાય અન્નમય કોશના વિકારો છે. એ વિકારો આત્માના નથી આ વિકારો અનાત્મ હોવાથી ત્યાજ્ય છે આત્મા તો એ બધાય વિકારોનો દૃષ્ટા છે"

આમ આપણે જોયુ કે શરીરને સ્પર્શ કરતા બધાજ વિકારો અનાત્મ છે અને એ અનાત્મ વિકારોમા દેહાધ્યાસને કારણે આપણને આત્મભાવનો અનુભવ થાય છે મમત્વ દૃઢ થાય છે તેથી મોહજનિત બધન સર્જાય છે, જ્યારે આપણે અન્નમયકોશ સાથે શરીરનો ત્યાગ કરીશુ ત્યારે તેની સાથે એ બધા વિકારો પણ ત્યજાશે એમા શકા નથી.

**પ્રાણુમય કોશ :—**

હવે આપણે પ્રાણુમય કોશના વિકારોનો વિચાર કરીએ.

આત્માને ભૂખ લાગતી નથી કે તૃષા પણ લાગતી નથી, આત્મા સબળ પણ નથી કે દુર્બળ પણ નથી. લેવુ અને દેવુ એવો વ્યવહાર આત્મા સાથે સબધ ધરાવતો નથી. આત્મા નથી બહેરો કે નથી મૂગો, નથી આધળો કે નથી દેખતો, નથી નપુસક કે નથી પાગળો, આ બધા દોષો પ્રાણુમય કોશના છે. આત્મા પ્રાણુમય કોશ નથી. આત્મા પ્રાણુમય કોશથી ભિન્ન પ્રાણુમય કોશનો દષ્ટા છે.

આમ જ્યારે આપણે પ્રાણુમય કોશનો ત્યાગ કરીએ ત્યારે તેની સાથે સકળાયેલા ઉપરના બધાજ વિકારોનો સહજ ત્યાગ થશે.

**મનોમય કોશ :—**

હવે આપણે મનોયમ કોશનો અને તેના વિકારોનો વિચાર કરીએ. આપણે જ્યારે મનોમય કોશનો ત્યાગ કરીએ ત્યારે તેની સાથે સંકળાયેલા તેના વિકારોનો પણ સહજ ત્યાગ થશેજ.

'આત્મા સકલ્પ નથી કે વિકલ્પ નથી, આત્મા સશય નથી, વ્યાકુળ થતો નથી. સંશય એ આત્માનો દોષ કે વિકાર નથી, સુખદુ ખ, ક્ષોભ, શોક, ભય, લોભ, કામ, ક્રોધ, મદ, ચિંતા, મોહ, ભેદ, સ્નેહ, હર્ષ, વિશાદ, મત્સર એ વિકારો આત્માના નથી, પણ મનોયમ કોશના વિકારો છે. એ વિકારો આત્માથી દૂર છે આત્મા એ વિકારોનો દષ્ટા છે.

આમ જ્યારે મનોમય કોશનો આપણે અનાત્મ ભાવે ત્યાગ કરીશુ ત્યારે તેની ઉપર વર્ણવી બધીજ ઉપાધિઓનો પણ સહજ ત્યાગ થશેજ.'

**વિજ્ઞાનમય કોશ :—**

જ્યારે આપણે વિજ્ઞાનમય કોશનો વિચાર કરીએ ત્યારે અને જ્યારે તેનો ત્યાગ કરવાનો વિચાર કરીએ ત્યારે તેને સબધ ધરાવતા વિકારોનો પણ ત્યાગ કરવોજ પડશે. એટલે વિજ્ઞાનમય કોશના શા શા વિકારો છે તે આપણે જોઈએ.

'આત્મા નથી સુબુદ્ધ કે નથી દુર્બુદ્ધ, આત્મા એ ઉહાપોહથી મુક્ત છે. આત્મા કેવળ વિશુદ્ધ છે. આત્મા અવધાની નથી કે નથી માની. એ વિકારો વિજ્ઞાનમય કોશના છે. આત્મા એ કોશથી અલિપ્ત છે અને તેથી કર્તૃત્વ આદિ વિકારો આત્મા ઉપર કેવળ અધ્યાસિક ભાસે છે. આત્મા કર્તા છે એમ કહેવું એ કેવળ અધ્યાસ છે. વસ્તુતઃ આત્મા કર્તા પણ નથી તેમ અકર્તા પણ નથી પણ એ ઉભયનો દ્રષ્ટા છે. આત્મા વિજ્ઞાનમય કોશથી મુક્ત છે. એ આત્મા સ્વયંપ્રકાશ છે, સૂર્ય સમાન છે અને ભાસમાન છે, તે જ્ઞાનસ્વરૂપ છે. તેને અજ્ઞાન નથી અને તેને કશું આવરણ પણ નથી.'

આ પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશનો સૂક્ષ્મશરીર સાથે એટલે અંતઃકરણ સાથે સબંધ છે અને તેથી એ ત્રણે કોશનો ત્યાગ થતા તેની સાથે સંકળાયેલા એ બધાય વિકારોનો ત્યાગ થશે. જો એ વિકારો અથવા એમાના કોઈપણ વિકારો અવશેષ રહેશે તો તેટલે અંશે ત્યાગ અપૂર્ણ લેખાશે અને પરિણામે આત્મદર્શનમા બાધા આવશે.

**આનંદમય કોશ :—**

હવે આપણે આનંદમય કોશના વિકારોનો વિચાર કરીએ,

"પ્રિય, મોદ પ્રમોદ એ વિકારો આત્માના નથી આત્માને ભેદ નથી, આત્મા સ્વચ્છન્ન, સ્વતઃસિદ્ધ છે આત્માને સ્મૃતિ નથી કે નથી વિસ્મૃતિ એ બધા ધર્મ આનંદમયકોશના છે. આનંદમય કોશ કારણ શરીરાંતરગત છે.

જે આત્માનુ નથી તેના અધ્યાસના કારણે આત્માપર આરોપ કરવામા આવ્યો છે. સૂક્ષ્મ શરીરથી આવૃત્ત આત્માએ એ આરોપ મોહવશ સ્વીકાર્યો છે દેહબુદ્ધિના પરિણામે માયાવિમુક્ત આત્મા, માયાયુક્ત વિશિષ્ટ જીવ બન્યો છે. એટલે આ બધા આરોપિત ભાવોથી જો જીવ મુક્ત થાય તો તે આત્મા જ છે જે કશુ જ નથી છતા સર્વ છે અને એ સર્વથી અલિપ્ત છે તે આત્મા છે. જે કશુ છે તે પ્રકૃતિ છે.

આપણે અનાત્મના ત્યાગનો વિચાર કર્યો. અનાત્મવસ્તુનો પ્રકૃતિનો પણ આછો ખ્યાલ આપણને મળ્યો પણ એ ત્યાગ કરવાની યુક્તિ આપણી પાસે છે? એ ત્યાગ શી રીતે કરવો? જન્મ જન્માતરનો

એ પ્રાકૃત અધ્યાસ શી રીતે ફેડવો ? એનો માર્ગ આપણને કેમ જડે ? એક ઓરડામા ધન ભડાર્યું છે અને તે ધનની ઉપર માટીના થરો વાળી તે ધનને ઢાંક્યુ છે એ ઓરડાની ચાવી આપણી પાસે નથી એ ચાવી જેની પાસે છે તે મળે તો જ આપણે એ ધન-શાશ્વત ધનભડાર પામી શકીએ ! એ ધનભડાર ઉપર ચઢેલા માટીના થર ખસેડવાની યુક્તિ જો આપણે જાણીએ અને તે પ્રમાણે આચાર કરીએ તો જ એ આત્મધન–આત્મદર્શન કરી શકીએ.

આપણે આત્મ શુ અને અનાત્મા શુ ? કોને સ્વીકારવુ અને કોનો ત્યાગ કરવો એનો વિવેક તો કર્યો, અનાત્મનો ત્યાગ કરવો જોઇએ એમ પણ જાણ્યુ પણ એ ત્યાગ કરવા માટેની ચાવી યુક્તિ તો બીજા પાસે છે તે ચાવી મળે ત્યારે આપણે આગળ ચાલીએ તે ચાવી જેની પાસે છે તેજ ગુરુદેવ છે તે ગુરુદેવને શરણે જવાથી આપણુ નાવડુ જરૂર આગળ ચાલી શકશે ?

—(૦)—

# પ્રકરણ ૧૪

ગ્રહણ

यज्ञदानतप कर्म न त्याज्य कार्यमव तत् ।
यज्ञो दान तपश्चैव पावनानि मनीषिणाम् ॥

"યજ્ઞ, દાન અને તપરૂપી કર્મ ત્યજવા યોગ્ય નથી, પણ એ તો કરવા યોગ્ય જ છે, કેમ કે યજ્ઞ, દાન અને તપ બુદ્ધિમાન નિષ્કામ મનુષ્યોને પવિત્ર કરનારા છે"

આપણે આગલા પ્રકરણમા ગ્રહણ અને ત્યાગનો વિચાર કરતા કેવળ ત્યાગનો જ વિચાર કર્યો અને પ્રકૃતિ અને પ્રાકૃત બધાયનો ત્યાગ આવશ્યક છે એવો નિશ્ચય કર્યો જ્યા સુધી પ્રકૃતિમા પ્રીતિ છે ત્યા સુધી પરમતત્ત્વ દૂર છે, કારણ કે પ્રકૃતિ અને પુરૂષ સાથે રહી જ શકતા નથી

ગ્રહણમા જ ત્યાગ છુપાયલો છે. ચાર વસ્તુ આપણી નજર આગળ પડી છે તેમાથી આપણે એક લીધી એટલે બીજી ત્રણનો તત્પુરતો તો ત્યાગ જ થયો. જેનો સ્વીકાર કર્યો તેના ઉપર આપણને મોહ થયો, તેની રુચિ થઇ અને જેનો આપણે અસ્વીકાર કર્યો તેના પ્રત્યે અરુચિ થઇ એમ જ એનો અર્થ થયો હસલો માત્ર દૂધ જ પીએ છે તે પાણીનો ત્યાગ કરતો નથી પણ પાણીનો ત્યાગ આપોઆપ જ થઈ જાય છે. સારગ્રહણ કરવો એજ વિવેકયુક્ત માનવીનુ કર્તવ્ય છે. અહી જ બુદ્ધિનો સદુપયોગ છે. જીવભાવના કારણે દેહબુદ્ધિ છે. જે જે કારણે દેહબુદ્ધિ વધે છે તે સ્વધર્મ હોય, લૌકિક હોય વા શાસ્ત્રીય હોય તો પણ તેનો ત્યાગ કરવો. જે જે સંયગે અભિમાન ઉત્પન્ન થાય, પુણ્ય અને પાપના બીજ ઊભરાય, પુણ્ય અને પાપની કલ્પના વધતી જાય તેનો બળપૂર્વક પણ અવસ્ય ત્યાગ કરવો કારણ કે તે સ્વત સિદ્ધ બાધક છે. સ્નાન, ભોજન આદિ બીજા વ્યવહારો જીવકૃત છે તે ત્યાગ કરવા યોગ્ય છે પણ તે આત્મોત્કર્ષમા બાધક ન થતા હોય તો ત્યાજ્ય નથી. કારણ કે સાધનમા તે સાનુકૂળ બને છે તેથી તેનો મોહ કે મમત્વ વિના માત્ર કામ પૂરતો સ્વીકાર કરવો યુક્ત છે. વૃત્તિથી આરભી પ્રાણપર્યતના જે બધા વિકારો છે તે ઇશકૃત છે. તેનો નિરોધ ન કરવો કારણ કે તે બધા સાધનમા ઉપયોગી છે. જે જે ઇશકૃત છે તે આત્મ દર્શનના માર્ગે જવામા ઉપયોગી બને છે તેથી તેનો વિરોધ ન કરવો જોઈએ, પણ જે માનવકૃત છે તેનો તો નિરોધ કરવો જ જોઈએ

પ્રકૃતિનો ત્યાગ કરીને આપણે આમ તિરસ્કાર કરીએ તે વાસ્તવિક નથી. જે માતાએ આપણને જન્મ દીધો, પાળી પોષી ઉછેર્યો અને અતકાળે પણ જે માતા આપણને પોતાનામા જ સમાવી દેશે તેનો જ આપણે આમ ત્યાગ કરીએ, તેને જ તરછોડીએ તો તો આપણે કૃતઘ્ની લેખાઈએ. માને લાતે હણે એ પુત્રની ઉન્નતિ કેમ સભવે ? પ્રકૃતિનો સમૂળ ત્યાગ તો કેમ જ થાય અને તેથી જ શ્રી ભગવાને કર્મ કરવાનુ તો કહ્યુ જ પણ યજ્ઞ, દાન, તપ આદિ—

एतान्यपि तु कर्माणि सग त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चित मतमुत्तमम् ॥ (ગી ૧૮–૬)

"હે પાર્થ, આ કર્મો પણ ફળ તથા આસક્તિ ત્યજીને કરવા જોઈએ, એવો મારો નિશ્ચિત અને શ્રેષ્ઠ મત છે"

ફલાશા અને આસક્તિનો ત્યાગ કરીને કરવાનુ કહ્યુ.

ત્યાગ તો કરવાનો જ છે. આત્મદર્શન કરવાના જેને કોડ છે તેણે જ્યા ત્યા આત્મદર્શનમા અવરોધક તત્ત્વો હોય, જણાય ત્યા ત્યા તે બધાયનો ત્યાગ કરવાનો છે. ક્યાક ક્યાક પ્રકૃતિમાથી પણ પ્રકાશના કિરણો પ્રાપ્ત થાય છે. તેવા પ્રકાશ દેનારા જે તત્ત્વો છે તેનો, તેટલે અશે સ્વીકાર કરવાને હરકત નથી. આપણા માર્ગમા જે જે બાધક હોય તેનો જ ત્યાગ કરવો, જે ન કરવાથી કાઈ ફાયદો ન હોય અને જે કરવાથી કાઈ નુકશાન ન હોય તે કરવામા શો વાધો ? અને એ કરીને આપણે પ્રકૃતિના મનનુ પણ સમાધાન કરવાનું છે. જે જ્યા સારુ હોય તે ત્યાથી સ્વીકારી લેવુ એ તો ગુણગ્રાહી મનુષ્યનું ભૂષણ છે. શત્રુના પણ સદ્‌ગુણ સ્વીકારવા એજ તો સાચી માણસાઇ છે! અનિષ્ટનો ત્યાગ અને ઈષ્ટનુ ગ્રહણ એ જીવનનો મુદ્રાલેખ બની રહે તો માનવી સદ્‌ગુણની મૂર્તિ બને, તો માનવીમાથી દેવ થવાય ! દુર્ગુણ તેનામા શોધ્યા પણ ન જડે !

યોગદર્શનકાર મહર્ષિ પતજલિએ પણ સાધનપાદમા—

तप स्वाध्यायेश्वरप्रणिधानानि क्रिया योग ।

"તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન શરણાગતિ એ ત્રણે ક્રિયા-યોગ છે (પા-યો-સા-૧) એ પ્રમાણે કહ્યુ છે

આપણે આત્મદર્શન કરવા છે પાચ પૈસા પેદા કરવા હોય તો જાત ઝીકીને પુરુષાર્થ કરવો પડેછે તો આતો આત્મદર્શનનો પ્રશ્ન છે માનવી મટી બ્રહ્મ થવાનો પ્રશ્ન છે. કનિષ્ઠનો ત્યાગ કરી પૈરમ શ્રેષ્ઠપદ પ્રાપ્ત કરવાનું છે જે પદ પ્રાપ્ત કર્યા પછી પુન કનિષ્ઠ કક્ષામા આવવાનો ભય જ નથી તે પદ પ્રાપ્ત કરવાને તો આપણે કેટલી જહેમત ઉઠાવવી જોઈએ ? પુરુષાર્થ કર્યો વિના કેમ થશે એ આત્મદર્શન ! અને યજ્ઞ, દાન, તપ, ઈશ્વર-પ્રણિધાન એ બધાય પુરુષાર્થ કરવાના માર્ગો છે. એ માર્ગે જવાથી પણ આત્મદર્શન થાય પણ જો તે નિષ્કામ-ભાવયુક્ત હોય તોજ ! એ કર્મો ઈશ્વરપ્રાપ્તિ-આત્મદર્શન તરફ જવાના પ્રાગતિક સાધનો છે એ સાધનોદ્વારા ચિત્તશુદ્ધિ થાય અને પ્રાણીમાત્રની હૃદયગુહામા રહેલ એ પરમતત્ત્વના એ વિશુદ્ધ ચિત્તમા દર્શન થાય ! શ્રી ભગવાને અર્જુનને કહ્યુ .

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः सम्पदं दैवीमभिजातोऽसि पाण्डव । (ગી ૧૬–૫)

"દૈવી સંપત્તિ મોક્ષ માટે અને આસુરી સંપત્તિ બંધન માટે માની છે, હે પાંડવ! તું દૈવી સંપત્તિને ઉદ્દેશી જન્મ્યો છે, માટે શોક ન કર"

એ પ્રમાણે કહીને દૈવી સંપત્તિનો આશ્રય લેવાનો પણ આદેશ કર્યો છે. આ બધુંજ પ્રાકૃત છે પણ એ પ્રકૃતિ–અંધકારમાં પ્રકાશના કિરણ સમું છે અને તેથી તે ઈષ્ટ છે. આપણા ઉદ્યોગમાં પ્રગતિ દેનારું છે માટે તેનો સ્વીકાર–ગ્રહણ કરવો જોઈએ.

દૈવી સંપત્તિનું વર્ણન કરતાં ગીતાના ૧૬મા અધ્યાયમાં નિર્ભયતા, સત્ત્વશુદ્ધિ, જ્ઞાન, યોગમાં વિશેષ સ્થિતિ, ઇન્દ્રિયો પર કાબૂ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, કર્મફળનો ત્યાગ, શાંતિ, ચાડી ન કરવાનો સ્વભાવ, પ્રાણીઓ પર દયા, અલોલુપતા, મૃદુતા, ક્રૂરતાનો અભાવ, લજ્જા, અચાપલ્ય, તેજ, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ અને અત્યંત અભિમાનરહિતપણું, આ ૨૬ ગુણોનો દૈવી સંપત્તિમાં સમાવેશ કર્યો છે (ગી ૧૬–૧–૨–૩)

આસુરી સંપત્તિના લક્ષણોનું વર્ણન કરતાં શ્રીભગવાને

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥

"હે કુંતીપુત્ર! ધર્મઢોંગીપણું, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન–આ અવિદ્યામુલક ગુણો આસુરી સંપત્તિને ઉદ્દેશીને જન્મેલાના હોય છે" (ગી ૧૬–૪)

આમ શ્રી ભગવાને દૈવી સંપત્તિને જ મોક્ષદાતા લેખી છે અને આસુરી સંપત્તિને બંધનકારક ગણી છે આસુરી સંપત્તિ એટલે ગાઢ અંધકાર છે એ આસુરી સંપત્તિના લક્ષણોયુક્ત માનવીનું વર્ણન કરતાં શ્રી ભગવાને અર્જુનને "આસુરી પ્રકૃતિયુક્ત મનુષ્યો પ્રવૃત્તિ શું અને નિવૃત્તિ શું તે જાણતા નથી તેઓમાં પવિત્રતા, સદાચાર અને સત્ય હોતાં નથી તેઓના કહેવા પ્રમાણે આ જગત અસત્ય, આશ્રયરહિત, ઈશ્વર વિનાનું, પરસ્પર કાર્યકરણના સંબંધવિના થયેલું અને વિષયભોગરૂપ હેતુવાળું. છે." વગેરે ગીતા અ. ૧૬–૭–૮ અને પછીના શ્લોકમાં કહ્યું છે.

આપણે આગળ જોયુ તેમ દૈવી સંપત્તિના બધાવ લક્ષણો સાધકને આત્મોન્નતિના માર્ગે લઈ જનાગ છે તેથી તે આપણા—આત્મદર્શનના માર્ગમા સહાયક છે આસુરી સંપત્તિનુ એક લક્ષણ આત્મોન્નતિને માર્ગે લઈ જનાર નથી. તે તો અંધકારના ઊંડા કૂવામા ઘસડી જાય એવા છે અને તેથી તે ત્યાજ્ય છે.

દૈવી સંપત્તિનો આપણે થોડો વિચાર કરીશું તો તે આત્મદર્શન અર્થે કેવી રીતે સહાયક બને છે તે આપણે જોઈ શકીશુ.

શ્રી ભગવાને દૈવી સંપત્તિમાં અગ્રસ્થાન અભયને આપ્યુ છે.

अभय सत्वसंशुद्धि ।

આપણે આગળ અપરા અને પરા વિદ્યાનો વિચાર કર્યો છે. અપરાવિદ્યા દ્વારા કર્મ કરીને કર્મના ફળ ભોગવવાના છે, અને પરાવિદ્યા બ્રહ્મવિદ્યા દ્વારા તત્ત્વદર્શન કરવાના છે જ્યારે સાધક અપરાવિદ્યાના ક્ષેત્રમાથી બહાર આવી—છૂટો થઇ પરાવિદ્યાના ક્ષેત્રમા પ્રવેશ કરે છે ત્યારે

अभय प्रतिष्ठा विन्दते ।

અભય પ્રતિષ્ઠાને પ્રાપ્ત થાય છે (તૈ-૨-૭-૧)

न विभेति कुतश्चन ।

કોઈથી પણ ભય પામતો નથી. (તૈ-૨-૯-૧)

જ્યારે સાધક માયાના જ ક્ષેત્રમા અટવાતો હોય છે ત્યારે તેને દ્વૈતનુ ભાન હોય છે અને, જ્યા સુધી એ દ્વૈતભાન રહે ત્યા સુધી તેને બીજાનો ભય લાગે છે ક્રમશ: જ્યારે માયાના ક્ષેત્રને પાર કરીને તે બ્રહ્મના ક્ષેત્રમા પ્રવેશ કરે છે ત્યારે તેને જ્યા જ્યા નજર કરે ત્યા ત્યા આત્મા સિવાય અન્ય કશુ જ જણાતુ નથી અને एकमेवाद्वितीयम् ब्रह्म ને જોયા પછી તેને કોઈનો પણ ભય હોતો નથી જો બીજુ કોઇ હોય તો જ બીજાનો ભય લાગે છે द्वैताद्वैभय भवति એવુ એક શ્રુતિવાક્ય પણ છે. તે ન્યાયે પણ જ્યારે બીજુ કોઈ ન હોય, તો તે અભય જ, બને છે અને જ્યારે સાધકની અદ્વૈત દ્રષ્ટિ થાય છે, ત્યારે તેની અદ્વૈત દ્રષ્ટિના પરિણામે—

यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति
सर्वभूतेषुचात्मानं ततो न विजुगुप्सते ॥
यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः ।
तत्र को मोह कः शोक एकत्वमनुपश्यतः ॥ (ઈ-૬-૭)

"જે સાધક સંપૂર્ણ ભૂતોને આત્મામાં જ જુએ છે તે આ સર્વાત્મ દર્શનને કારણે કોઈની પણ ઘૃણા કરતો નથી." "જ્યારે જ્ઞાની પુરુષ માટે પ્રાણીમાત્ર આત્મા જ થઈ જાય છે. તે સમયે એકત્વ જોવાવાળા તે વિદ્વાનને શો શોક અને શો મોહ ?"

એ પ્રમાણેની અદ્વૈત અવસ્થા થતાં ભય જેવું કશું જ રહેતું નથી. ભય જ્યાં સુધી છે ત્યાં સુધી શોકમોહ પોતાનું કાર્ય કરે છે. ભય એ શોક અને મોહની ઢાલ છે. મનુષ્ય અભય પ્રતિષ્ઠ થાય છે ત્યારે તેને માટે શોક પણ નથી અને મોહ પણ નથી આ કારણે અભય એ આત્મદર્શન અર્થે પ્રથમ આવશ્યક છે. અદ્વૈત દ્રષ્ટિ થવી આમ જરૂરની છે.

અભય માનવીને હિંમતવાન બનાવે છે આત્મબળ પ્રેરે છે, ડરપોક માનવી કશું જ કરી શકતો નથી

नायमात्मा बलहीनेन लभ्य ।

"આ આત્મા બળહીનથી પ્રાપ્ત થતો નથી."

પાછળ ખડખડે અને જો ધૂળ ઉડે, રખેને બાપ કોઈ આવશે ? એમ કલ્પના કરીને જે ભાગે તે આત્માનું દર્શન કરવાને લાયક જ નથી. એવા નિર્બળને આત્મદર્શન થતું જ નથી જે ડગલે ને પગલે ભયના જ દર્શન કરે તે શું કરી શકે ? ભય એ નિર્બળતાનું જ લક્ષણ અથવા નિર્બળતા એ ભયમાંથી જ જન્મે છે. જ્યારે "હું' અને બીજા' એવો દ્વૈતભાવ મનુષ્યના અંતરમાં જાગ્રત થાય ત્યારે તે બીજાનો ભય પામે છે પણ જ્યારે તેને એકત્વનો અનુભવ થાય છે ત્યારે તેને કશો જ ભય, શોક, કે મોહ રહેતો નથી ત્યારે તે નિર્ભય બની જાય છે.

બીજું લક્ષણ છે 'सत्वसंशुद्धि ।'

સત્વની શુદ્ધિ એટલે અ ત કરણની નિર્મળતા એટલે જ ચિત્તશુદ્ધિ ચિત્ત શુદ્ધ ન હોય ત્યા સુધી આત્મદર્શનની આશા આકાશ કુસુમવત છે જે ચિત્તમા અ ત કરણમા જૂઠ, કપટ, ઠગાઈ, વગેરે આસુરી સ પત્તિના લક્ષણોનો ભરગાબો છે તે અ ત કરણ તો નિર્મળ, ડાઘ વિનાના અરીસા જેવુ છે એવા અરીસામા જેમ મુખનુ સ્પષ્ટ પ્રતિબિબ જણાય છે તેમ એવા નિર્મળ અ ત કરણમા આત્માનુ દર્શન થાય છે. એવુ નિર્મળ અ ત કરણ જ આત્માનો પ્રકાશ ઝીલી શકે છે અ ત કરણમા એવા આસુરી ભાવો ભ ડારીને બહાર શુદ્ધતાનો, સાધુતાનો, પ્રાવિત્ર્યનો દેખાવ કરનાર તો નર્યો દ ભી છે આપણે જેવા હોઈએ તેવા જ જગત આગળ અને પ્રભુ આગળ દેખાઈએ તો ભગવાનને ગમીએ પણ જેવા ન હોઈએ તેવા દેખાવાન્ને દ ભ કરીએ તો આપણે આપણી જાતને જ છેતરીએ છીએ ભગવાનને છેતરીએ પર તુ તે તો અ તર્યામી છે, તે કોઈથી પણ છેતરાતો નથી તેને છેતરવા જનારોજ છેતરાય છે તમે જગતને થોડો સમય છેતરી શકશો પણ તમારો એ દ ભ છતો થતા લોકો તમને લાતે હણશે અને ત્યારે આત્મવ ચના કરીને તમારે પોશ પોશ આસુ સારવાનો સમય આવશે! તમને રોતા રાખનાર, તમારા એ આસુ લોનાર કોઈ ન મળશે! એટલે જ નિર્ભય બનીને જીવવાનો સ તોએ આદેશ કર્યો છે જ્યારે વિષયોમા ભટકતુ ચિત્ત આત્મામા લીન થઈ જાય છે ત્યારે તે શુદ્ધ થયુ છે એમ લેખી શકાય

આ અને બીજા બધા જ લક્ષણો આત્મદર્શનમા સહાયક છે તેથી તેનુ અનુસરણ કરવુ આવશ્યક છે જો કે અ તે તો એ બધાય લક્ષણો આત્મામા જ સમાઈ જવાના છે કારણ કે આત્મદર્શન પછીની વિલક્ષણ અવસ્થામા તેને અભય આદિનુ લક્ષ કેમ રહે?

પ્રકૃતિમાથી, સ્વભાવમાથી ઈષ્ટનો સ્વીકાર કરવો અને અનિષ્ટનો ત્યાગ કરવો એ સિદ્ધાત ધ્યાનમા રાખી જ્યા જ્યા સારુ જણાય તેનો સ્વીકાર કરવો, પ્રગતિ કરવી અને આત્મલાભ કરવો એજ સાચો પુરુષાર્થ છે

—(૦)—

## પ્રકરણ ૧૫

### ચિત્તશુદ્ધિનું મહત્ત્વ :—

एषोऽणुरात्मा चेतसा वेदितव्यः
यस्मिन्प्राणः पञ्चधा संविवेश ।
प्राणैश्चित्तं सर्वमोतं प्रजानाम्
यस्मिन्विशुद्धे विभवत्येष आत्मा ॥

"જે શરીરમાં પાંચ પ્રકારે પ્રાણ પ્રવિષ્ટ છે તે શરીરની અંદર એ સૂક્ષ્મ આત્મા વિશુદ્ધ વિજ્ઞાન દ્વારા જાણવા યોગ્ય છે. તેના ઈન્દ્રિઓ દ્વારા પ્રજાવર્ગના ચિત્ત સંપૂર્ણપણે વ્યાપ્ત છે. તેના શુદ્ધ થઈ જવાથી એ આત્મા સ્વરૂપથી પ્રકાશિત થવા લાગે છે." (મુ. ૩-૧-૯)

આત્મા હૃદયમાં રહેલો છે તે ચિત્તદ્વારા જાણવા યોગ્ય છે. દૂધમાં જેમ ઘી વ્યાપ્ત છે અને કાષ્ટમા જેમ અગ્નિ વ્યાપ્ત છે તેજ પ્રમાણે પ્રાણીમાત્રના ચિત્ત—અંતઃકરણમા આત્મા વ્યાપ્ત છે. પ્રજાના અંતઃકરણ ચેતનાયુક્ત છે અને જ્યારે ચિત્ત ક્લેશાદિમળથી મુક્ત થઈને વિશુદ્ધ બને છે ત્યારે એ આત્મા વિશેષરૂપે તેના ચિત્તમા પ્રગટ થાય છેઃ અર્થાત આત્માનો પ્રકાશ એ વિશુદ્ધ ચિત્ત ઝીલી શકે છે.

વિશુદ્ધ ચિત્તની આ મહત્તા છે. આપણે એ ચિત્તને વિશુદ્ધ બનાવવાનો માર્ગ શોધીએ. તે પહેલા એ ચિત્ત મલિન કેમ થયુ તેના કારણો શોધીશુ તો તેને વિશુદ્ધ કરવા માટે પ્રયત્ન કરવાનું સરળ બનશે વિચક્ષણ વૈદ્ય જ્યારે એક રોગીને જૂએ છે ત્યારે તેનો રોગ મટાડવાના ઔષધ આપતો નથી પણ એ રોગ જે કારણો વડે થયો તે કારણો નષ્ટ કરવા માટેજ ઔષધો આપે છે. વૃક્ષને જ્યારે નિર્મૂળ કરવું હોય ત્યારે તેનાં ડાળપાખડા કાપવાથી તે નિર્મૂળ થતું નથી પણ તેના મૂળમાં કૂહાડો મારવાથી જ તે નિર્મૂળ થાય છે. તેમ ચિત્ત જે કારણે મલિન થયુ હોય તે કારણોનો નાશ કરીએ તોજ ચિત્ત આપોઆપજ શુદ્ધ બની જશે. તેને શુદ્ધ કરવાને પૃથક પ્રયાસ કરવો નહીં પડે. શ્રી ભગવાને અર્જુનને કહ્યું :

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ (ગી-૨-૬૨-૬૩)

"વિષયોનું ચિંતન કરતા પુરુષને તેમાં આસક્તિ થાય છે, આસક્તિથી કામના થાય છે અને કામનાથી ક્રોધ જન્મે છે. ક્રોધથી ઘણોજ મોહ થાય છે, અતિ મોહથી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિના નાશથી મનુષ્ય સંપૂર્ણ નાશ પામે છે."

વિષયચિંતનનું ભગવાન ભાખ્યું આ પરિણામ છે. મનુષ્યની ઈન્દ્રિઓ બહિર્મુખ છે તેથી એ ઈન્દ્રિઓ દ્વારા જીવ વિષયોને જૂએ છે. વિષયો એજ ઈન્દ્રિઓનો આહાર છે. એ ઇન્દ્રિઓ આત્માનાં દર્શન કરતી નથી. મન અને ઇન્દ્રિઓનો સબંધ પણ ઘનિષ્ટ છે. મન અને ચિત્તનો સબંધ પણ તેટલોજ નિકટનો છે. જન્મ જન્માંતરના કર્મના સંસ્કારો-એ ચિત્ત ઉપર રેખાયા હોય છે. તેના પરિણામે મનની વૃત્તિ પણ સદા સર્વદા વિષયો તરફ જ હોય છે. અને ઇન્દ્રિઓ તેને સાથ આપે છે. એટલે મન અધિક બળવાન બને છે. આમ ચિત્તની આગળ જેનું ચિંતન કરવાનું છે તે કેવળ વિષયોજ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ એ પાચ વિષયોનુંજ, એનાજ અનેક પ્રકારના રૂપાતરોનુ આજન્માદારભ્ય ચિત્તને ચિંતન કરવાનુ હોય છે. એટલે તેને પરમતત્ત્વની દિશા કોણ બતાવે? અને જ્યારે મનુષ્ય સદા સર્વદા વિષયોનુજ ધ્યાન ધરતો હોય ત્યારે તેનું ચિત્ત એ વિષયોમય બની જાય એમાં શી નવાઈ? તદ્રૂપ બનેલા એ ચિત્તને પણ વિષયોનીજ લગની લાગેલી હોય છે. વિષયોમા આસક્ત બનેલું તે ચિત્ત પછી તે વિષયો પ્રાપ્ત કરવાની કામના કરે છે અને જ્યારે કામના ફળિભૂત થતી નથી ત્યારે તેને ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધના પરિણામને તો તમે જાણોજ છોને? જેને ક્રોધ થાય તે પોતાનું તમામ ભાન ભૂલી જાય છે જે માણસને એવો સંમોહ થાય છે, પોતાની જાતનુ વિસ્મરણ થાય છે અને ક્રોધમય બનીને [સંમોહિત્ત બને છે ત્યારે તે સ્વ જાણે વિપર્યજ હોય એમ જણાય છે. તેથી તેની સ્મૃતિનો પણ નાશ થાય છે. સ્મૃતિના નાશની સાથેજ તેની બુદ્ધિ પણ

બહેર મારી જાય છે, શુ સારુ અને શુ નરસુ તેનો વિવેક કરવો એ બુદ્ધિનુ કાર્યક્ષેત્ર છે જ્યારે બુદ્ધિજ સૂમ બની જાય છે ત્યારે તેને શુ કરવુ તે સઝતું નથી અને તેથી બુદ્ધિહીન પ્રાણીના જેવુ તે ગમે તેવુ વર્તન કરી બેસે છે અને પરિણામે પોતાના જ વિનાશને નોતરે છે. કેવળ વિષયચિંતનનુજ આ પરિણામ છે તો વિષયોપભોગનુ તો શુ પરિણામ આવતું હશે તે કોણ જાણે?

કઠોપનિષદકારે ઈન્દ્રિઓને અશ્વની ઉપમા આપી છે અને વિષયોએ અશ્વોને ખેલવા માટે ગોચર છે એમ કહ્યુ છે પણ એ ઈન્દ્રિઓને દોરનાર સારથિ બુદ્ધિ છે, તથા લગામ મન છે ઈન્દ્રિઓ આ રીતે મન અને બુદ્ધિના કાબૂમા છે એટલે જે બુદ્ધિ-સારથિ-વિજ્ઞાનવાન હોય સારાનરસાનો વિવેક કરી સન્માર્ગ સૂચવવાની બુદ્ધિયુક્ત હોય તો લગામને-મનને-પોતાના હાથમા રાખી ઘોડાઓને વશવર્તી ચલાવે છે એટલે ઈન્દ્રિઓ બેફામ થઈ જતી નથી જેની બુદ્ધિ યુક્ત છે તેનુ ચિત્ત પણ સયત છે અને તેથી તે પરમપદને પ્રાપ્ત કરે છે કહેવાનુ તાત્પર્ય એ છે કે કેવળ વિષયોનુ જ ચિંતન કરનાર ચિત્ત સમોહિત છે, એટલે તેને ઉન્નત માર્ગ જડતો નથી પણ જે વિષયાનુ ચિંતન કરવા છતા, વિષયોના ભોગ ભોગવતા છતા જેની બુદ્ધિ વિવેકયુક્ત છે, વિષયાપભોગના સારા નરસા પરિણામનુ જેને સતત ભાન છે તે આત્મદર્શનના ભાગી બને છે એટલે જે ચિત્ત સદાસર્વદા વિષયાનુ જ ચિંતન કરે છે તે ચિત્તને આત્મચિંતનરત કરવુ આવશ્યક છે જેણે આત્મોદ્ધારને માર્ગે પ્રવૃત્તિ કરવી છે તેણે તો વિષયોને વિષ સમા લેખવા જોઈએ વિષ પ્રમાણસર માત્રામા લેવાય તો રોગીને નિરોગી બનાવે છે પણ તેજ વિષ જો પ્રમાણ કરતા વધુ પ્રમાણમા લેવાય તો રોગીને મૃત્યુનો માર્ગ બતાવે છે તેજરીતે જો વિષયો ભોગવવાજ હોય તો અનાસક્ત ભાવે પ્રમાણસર તેનો ભોગ કરવાથી કાળે કરીને (યથાકાળે) તેના પરથી મોહ ઓસરી જશે અને વિષયો કરતા બીજી કઇ ઉત્તમ વસ્તુ છે એવો તેને ખ્યાલ આવશે અને ત્યારે તે ઉત્તમ વસ્તુની શોધમા નિકળેલોપથિક આત્માને-ઉત્તમ વસ્તુને શોધી શકશે પણ જે વિષયોની મોહકતામા લુબ્ધ બનેલો છે તે વિષયોના વનમાથી બહાર આવતોજ નથી તેને બીજો માર્ગ ક્યાથી જડે? તેથી ચિત્તને વિષયોના વનમાથી બહાર લાવવાના ઉપાયો યોજવા જોઇએ શ્રી ભગવાને પણ

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ (ગી. ૨–૬૪).

"વશ અંતઃકરણવાળો મનુષ્ય, રાગદ્વેષરહિત અને સ્વાધીન થયેલી ઇન્દ્રિયો વડે વિષયોને ભોગવે, છતાં અંતઃકરણની પ્રસન્નતા પામે છે. એ પ્રસન્નતા થતાં આ મનુષ્યનાં સર્વ દુઃખોનો નાશ થાય છે; કેમકે પ્રસન્ન ચિત્તવાળાની બુદ્ધિ જલ્દી સ્થિર થાય છે. જે સંયમી નથી તેની બુદ્ધિ સ્થિર હોતી નથી અને એવા અયુક્તને ભાવના પણ નથી. ભાવના–રહિતને શાંતિ નથી અને અશાંતને સુખ ક્યાંથી હોય?

अशांतस्य कुतः सुखम् । (ગી. ૨–૬૪ થી ૬૬)

આ બધાયનું તાત્પર્ય માત્ર એટલું જ છે કે વિષયોથી ચિત્તને વેગળું કરીને તેને પરમાત્માનું ચિંતન કરતું કરવું જોઈએ. એકલા ચિત્તનેજ દોષ કેમ કાઢી શકાય? એને તો બુદ્ધિ દ્વારા જેનું ચિંતન કરવાનું સૂચન થાય છે તેનું જ તે ચિંતન કરે છે તેથી બુદ્ધિને વશ કરવી જોઈએ. પણ બુદ્ધિ પણ શું કરે? મન તેની આગળ જે મૂકે તેમાંથી સારું કયું અને નરસું કયું તેનો તે નિર્ણય કરે! આમ અનર્થનું મૂળ મન જ ઠરે છે. અને તેથી એક મનનેજ ઠેકાણે લાવતા સમગ્ર અંતઃકરણ ઠેકાણે આવી જશે. તો પછી ચિત્ત શુદ્ધિ કેમ નહીં? એવો એક પ્રશ્ન થાય છે. તેનો ઉકેલ તો એટલોજ છે કે ચિત્તનો ધર્મ ચિંતન કરવાનો છે. તે જેનું ચિંતન કરશે તદ્રૂપ તે બનશે. કીટ–ભ્રમરનું દૃષ્ટાંત આપીને શાસ્ત્રકારોએ એ વાત પ્રતિપાદિત કરી છે. એટલે ચિત્તમાં ચિંતનનો વિષય, જો વિષય હશે, તો તે વિષયરૂપ બની જશે અને ચિત્તમાં ચિંતનનો વિષય જો આત્મતત્ત્વ હશે, તો તે આત્માદર્શન કરી શકશે, આત્માનો પ્રકાશ ઝીલી શકશે અને તેથી મન આગળથી વિષયોને હઠાવી લઈને, બદલામા આત્મતત્ત્વને ગોઠવી દેવું એજ આવશ્યક છે. એ તત્ત્વ મન પાસેથી બુદ્ધિ પાસે જશે બુદ્ધિ ચિત્ત પાસે મોકલશે અને ચિત્ત તેનું ચિંતન કરશે. બાળકને અમુક જ વસ્તુ જોઈએ એવું નથી તેને તો રમત રમવી છે તે લાકડાના ઘોડાથી પણ રમત રમતાં તે રમકડાંને મોઢામાં નાખશે. સાકરનો ઘોડો તેને ગળ્યો લાગશે એટલે લાકડાંનો ઘોડો છોડી દેશે અને સાકરના ઘોડાને જ વળગી રહેશે. તેમ ચિત્તને તો ચિંતન કરવું છે અને તદ્રૂપ બનવું છે. વિષય અને આત્માનો તેણે ભેદ પાડવાનો નથી.

એ, કામ બુદ્ધિનું છે. બુદ્ધિ ચિત્ત આગળ વિષયો મોકલશે તો તેનું ચિંતન કરશે. સારગ્રાહી ચિત્ત આત્માને ચોંટી પડશે પછી તે બીજે કશે જ નહીં જાય. આથી ચિત્તશુદ્ધિનું મહત્ત્વ છે.

ચિત્તશુદ્ધિની આવશ્યકતા ઉપર તો બધા જ ઉપનિષદોની એક-વાક્યતા છે. યોગ દર્શનકાર મહર્ષિ પતંજલિએ પણ યોગસૂત્રમાં ચિત્ત વૃત્તિ નિરોધની આવશ્યકતા ઉપર ભાર મૂકયો છે કારણ કે ચિત્તની વૃત્તિઓ જ આત્મદર્શનમાં વિક્ષેપકારક છે. योगश्चित्तवृत्ति निरोधः । ચિત્તની વૃત્તિઓનો નિરોધ યોગ છે. એ પ્રમાણે કહીને ચિત્તની જે વૃત્તિઓ છે તેનો નિરોધ કરવાનું સૂચવ્યું છે અને જ્યારે એ નિરોધ સિદ્ધ થશે ત્યારે મનુષ્યની પોતાના સ્વરૂપમાં સ્થિતિ થશે, એમ કહ્યું છે. અને પછી વૃત્તિઓની ગણના કરી છે અને તેના પર પણ વિવેચન કર્યું છે. આ સ્થળે એ બધું અસ્થાને છે. તાત્પર્ય એ છે કે આત્મ તત્ત્વની પ્રાપ્તિ અર્થે વૃત્તિઓનો નિરોધ કરીને તેને પરમાત્મામાં એકરૂપ કરી શકાય છે.

'ચિત્તવૃત્તિ નિરોધ' અને 'સત્ત્વશુદ્ધિ' એ બેમાં ઘણો તફાવત છે. ચિત્તવૃત્તિઓ જ્યા સુધી નિરોધ અવસ્થામાં રહે ત્યાં સુધી જ ચિત્ત સ્વરૂપસ્થિત રહે છે એવો ભાવ, तदा द्रष्टुः स्वरुपेऽवस्थानम् । 'તે સમયે દ્રષ્ટાની પોતાની સ્વરૂપમાં સ્થિતિ થઈ જાય છે.' એમ કહીને વ્યકત કર્યો છે. એ ચિત્તની વૃત્તિઓની નિરૂદ્ધ અવસ્થા ન હોય ત્યારે તે દ્રષ્ટા વૃત્તિને અનુરૂપ ચિંતન અવસ્થાનો અનુભવ કરે છે એવો ભાવ, वृत्तिसारूप्यमितरत्र । એમ કહીને વ્યકત કર્યો છે. તાત્પર્ય એ છે કે નિરૂદ્ધ અવસ્થા કાયમ (અખંડ) રહેતી નથી. પણ વૃત્તિઓ માત્ર કેટલોક સમય સ્થગિત થઈ જાય છે અને તેજ વૃત્તિઓનું પુનરુત્થાન થાય છે. જ્યારે વિશુદ્ધચિત્તનું એવું નથી. ચિત્તની બધી જ વૃત્તિઓનો નિઃશેષ ક્ષય થઇ જાય છે. એટલે વૃત્તિઓનું પુનરુત્થાન જેવું કશું જ હોતું નથી. એ અવસ્થા પ્રાપ્ત કરવા માટે તો આપણે બીજી જ દિશામાં પુરુષાર્થ કરવો જોઈએ. જો મનનું ચાંચલ્ય મટી જાય જો મન સંકલ્પવિકલ્પ કરતું અટકી જાય, જો મનની વિષયવાસનાનો સમૂળ ક્ષય થાય તો બુદ્ધિ પાસે કાંઇ પણ આકાર આવે નહીં અને નિરાકાર બુદ્ધિ ચિત્ત પાસે પણ કશું ચિંતન અર્થે મોકલી શકે નહીં એટલે ચિત્ત પણ નિરાકાર

બની જાય. આમ મનની નિરાકાર અવસ્થા જ બુદ્ધિ અને ચિત્તને થાળે પાડવાને શક્તિમાન છે. આમ જ્યારે મન અને બુદ્ધિસંકલ્પવિકલ્પ અને સારાસારવિવેક કરવાની શક્તિ થાળે પડે ત્યારે આપોઆપ જ થાળે પડેલા ચંચળ ચિતમાં વૃત્તિઓ જ ઉદ્દ્ભવતિ નથી એટલે એ ચિત પ્રશાંત બની જાય છે. એવા પ્રશાંત ચિત્તમાં જ ચિંતન થતું નથી કારણ કે ચાંચલ્ય નથી. કોઇ પણ ઈન્દ્રિયની કોઈ પણ ક્રિયા અર્થે તેમાં ચાંચલ્ય આવવું જરૂરનું છે. સ્થગિત મન ઈન્દ્રિઓને આદેશ આપી શકતું નથી. સ્થગિત બુદ્ધિ સારાસાર વિવેક કરી શકતી નથી. અને સ્થગિત ચિત્ત કશું જ ચિતન કરતું નથી અને ત્યારે જ શ્રી ભગવાને કહ્યું તેમ—

आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् ।

'મનને આત્મામાં સારી રીતે સ્થિર કરી કંઈ પણ ચિંતવવું નહી.' (ગી. ૬-૨૫) એવી સ્થિતિ ઉત્પન્ન થાય છે. બુદ્ધિ અને ચિત્તની ચંચળતા મનનેજ આભારી છે. જ્યારે મન સ્વધર્મથી ચ્યુત બનીને એટલે સંકલ્પવિકલ્પ કરવાનો પોતાનો ધર્મ ત્યાગ કરીને સ્થગિત થઈ જાય છે ત્યારે પોતાનું ચાંચલ્ય વિસરી જાય છે. એટલે ચિત્તનુ ચાંચલ્ય પણ રહેતુ નથી. વિશુદ્ધ ચિત્તમા વૃત્તિઓજ ઉત્પન્ન થતી નથી. ઉભય તટ પરિપૂર્ણ પ્રશાત સાગરમાં તરંગો આવતા નથી અને તરંગના અભાવે તે પોતાની સ્વાભાવિક સ્થિતિમાંજ રહે છે તેમ ચિત્તની સ્વાભાવિક સ્થિતિ એજ વિશુદ્ધ ચિત્ત છે અને એવા વિશુદ્ધ મળવિનાના ચિત્તમાજ આત્મદર્શન થાય છે અને તેથી 'સત્ત્વશુદ્ધિ' આવશ્યક છે

ભગવાનની અષ્ટધા પ્રકૃતિમાં મન બુદ્ધિ અને અહંકારનો પણ સમાવેશ થાય છે એટલે અંતઃકરણાંતરગત ચિત્તનો પણ પ્રકૃતિમાં સમાવેશ થાય છે. વિશુદ્ધ ચિત્તનો સંકુચિત અર્થ કરીએ તો અંતઃકરણના એકજ કાર્યક્ષેત્રની શુદ્ધિ એવો અર્થ કરી શકાય પણ તેમ નથી. વિશુદ્ધ ચિત્ત એટલે વિશુદ્ધ અતઃકરણ એવો એનો વિશાળ અર્થ કરવો ઘટે આ રીતે વિચારીએ તો સકલ્પ વિકલ્પ સારાસાર વિવેક ચિતન અને અહંકાર એ અંતઃકરણના ચાર કાર્યક્ષેત્ર થયાં, અને એ ચારે જ્યારે વિશુદ્ધ હોય ત્યારે જ આત્મદર્શન થઈ શકે. આત્માનો પ્રકાશ એવા

વિશુદ્ધ અંતઃકરણથી જ ઝીલી શકાય. પાણી વહેતું જ રહે છે એ પાણીનો ધર્મ છે મનના એ ધર્મથી મનને સ્થગિત કરવુ હોય તો વિષયો અને મન એ બેની વચમા પાળ બાંધવી જોઈએ. જો મન આગળ વિષયો ન હોય તો તે સંકલ્પવિકલ્પ કરે અને એટલેજ બુદ્ધિ અને ચિત્ત પરવારતાં પડશે.

ચિત્તની વૃત્તિ એટલે આપણે અંતઃકરણની વૃત્તિઓ એવોજ અર્થ કરીએ તો અજુગતું નથી એ ચિત્તની પાંચ વૃત્તિઓ યોગદર્શનકારે બતાવી છે. પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ–ચિત્તની એ વૃત્તિઓનો નિરોધ કરવાનો છે. એની લાંબી લમણાઝીંકમાં પડવુ આ સ્થળે જરૂરનુ નથી. આપણે તો અંતઃકરણ શુદ્ધ બનાવવાનુ છે. અને તે શ્રી ભગવાને કહ્યુ તેમ અભ્યાસ અને વૈરાગ્યથી બની શકે છે.

असशय महाबाहो मनोदुर्निग्रहम् चलम्
अभ्यासेन तु कौतेय वैराग्येण च गृह्यते ॥ (ગી ૬–૩૬)

"હે મહાબાહો, ખરેખર મન ચચળ અને વશ કરવુ મુશ્કેલ છે તો પણ હે કૌતેય, અભ્યાસ અને વૈરાગ્ય વડે તે વશ કરી શકાય છે."

યોગ દર્શનકારે પણ ચિત્તના નિરોધ માટે તેનો નિરોધ અભ્યાસ

अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ।

અને વૈરાગ્ય દ્વારા થઈ શકે છે.

શ્રી ભગવાને મનના નિગ્રહની વાત કરી છે અને અહીં ચિત્તની વૃત્તિના નિરોધની વાત છે પણ અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા તે થઈ શકે છે. એટલે જે સાધન દ્વારા ચિત્તની વૃત્તિઓનો નિરોધ થઈ શકે છે તેજ સાધન દ્વારા મનનો પણ નિગ્રહ થઈ શકે છે એટલે આપણે મન એટલે અંતઃકરણ ચતુષ્ટય લઈશુ તો તેમા ચિત્તનો પણ સમાવેશ થશે એટલે અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા મનને ચિત્તને તેના પ્રાકૃતિક સ્વભાવનુ પરિવર્તન કરાવીને તેને પારમાર્થિક માર્ગે વાળી શકાય અને એ રીતે ચિત્તને વિશુદ્ધ બનાવી શકાય પણ એ અભ્યાસ—

स तु दीर्घकालनैरन्तर्यसत्काराऽऽसेवितो दृढभूमिः ।

"એ અભ્યાસનું ઘણો વખત નિરંતર અને આદરપૂર્વક સાંગોપાંગ સેવન કરવાથી તે દ્રઢ બને છે." (યો. સ. ૧-૧૫) એ પ્રમાણે યોગદર્શનકારે કહ્યું છે. યત્ન એટલે અભ્યાસ ચિત્તવૃત્તિના નિરોધ અર્થે જે પ્રયત્ન કરવાનો છે તેને અભ્યાસ કહેવામા આવે છે અને દીઠા હોય, શ્રવણ કર્યા હોય એવા વિષયો પ્રતિ સર્વથા તૃષ્ણારહિત ચિત્તની જે વશીકાર નામક અવસ્થા છે તેને વૈરાગ્ય કહ્યો છે. યોગસૂત્રકારે સમાધિપાદના ૧૩ અને ૧૫મા સૂત્રમા અભ્યાસ અને વૈરાગ્યની વ્યાખ્યા આપી છે, વાચક ભલે ત્યા જુવે.

એ પ્રમાણેના અભ્યાસથી ચિત્ત ધીમે ધીમે વૈરાગ્યવાન બનતું જશે, પોતાનો ધર્મ ભૂલતુ જશે. અને પરમાર્થાવલબી થતું જશે. પાણી પોતાનો માર્ગ શોધી લે છે તેમ ચિત્ત પણ એક વ્યવસાયથી મુક્ત થતા બીજો વ્યવસાય શોધી લેશે ત્યારે તેને વિષયોને બદલે પરમાર્થપરક બનાવી દેવાનો પ્રયત્ન કરવો જોઇએ. એવા અભ્યાસના પરિણામે ચિત્તની વૃત્તિમાથી વિષયમાત્રનો નિઃશેષ લય થાય ત્યારે જ તે વિશુદ્ધ બનશે અને ત્યારે એવા વિશુદ્ધ અંતઃકરણમાં મેલવિનાના અરીસામા જેમ આપણું પ્રતિબિંબ નિર્મળ જણાય છે તેમ-ચિત્તમા આત્માનો પ્રકાશ પડશે, આત્મદર્શન થશે

આપણી સાદી ભાષામા આપણે વિચાર કરીએ તો વિષયોનો મનમાથી એકડો કાઢી નાખવો; એનું જ નામ વૈરાગ્ય છે, જ્યારે એકજ વાતનુ સ્મરણ થતુ રહે ત્યારેજ આપણે આગળ જોયું તેમ તેમા ધ્યાન રહે. અને તેમા આસક્તિ ઉત્પન્ન થાય. પણ તેનો વિચારજ ન કરીએ, તેનું સ્મરણ જ ન કરીએ તો તેમા ધ્યાન જવાનો સભવ જ નથી. આ રીતે આપણે વિષયોનુ વિસ્મરણ કરી શકીશુ. આ અર્થે જ્યા જ્યા મન જાય, જે જે વિષયોનો મન વિચાર કે સકલ્પ કરે તે તે વિષયો તરફથી તેને પાછું વાળી લેવાનો અભ્યાસ કરવો જરૂરનો છે. આ તો ખૂબજ સરળ છે. મન જે દિશામા જાય તે દિશામા તેને જતુ અટકાવવુ એ પણ સરળ છે. જે વિચાર આવે તે વિચારથી વિપરીત વિચાર મન આગળ મૂકવો એ પણ સરળ છે. અને એમ કરીતે મનને પ્રતિકૂળ થવાનો પુરુષાર્થ કરવાથી ધીમે ધીમે જેમ હઠીલું બાળક રડી રડીને થાકે છે ત્યારે ઉઘી જાય છે તેમ મન પણ ક્યાન પોતાનો ગજ ખાતો નથી એમ સમજશે ત્યારે થાકે પડશે, અને પોતાના સ્વભાવને ભૂલતુ જશે.

જેમ જેમ મન થાળે પડતું જશે અને ત્યારે અહંકાર તો કશાજ કામનો રહેશે નહીં. પણ એ, અભ્યાસ સતત અને લાંબો સમય હોવો જોઈએ. આજે મનનો સામનો કર્યો અને કાલે પાછા મનને અનુકૂળ બનશો તો મન માની લેશે કે એક દિવસ મારો વારો છે બીજે દિવસે એનો વારો! એટલે અભ્યાસની અખંડિતતામાં ભંગ થાય એ ઈચ્છવા જોગ નથી. સાથે સાથે જ વૈરાગ્યવૃત્તિ કેળવવાનો પણ અભ્યાસ કરવો જરૂરનો છે.

સમસ્ત પ્રકૃતિ કેવળ પાંચ જ વિષયોનો શંભુમેળો છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો છે તેને ગ્રહણ કરવાનાં સ્થૂળ સાધનો તે ઈન્દ્રિઓ છે. એ ઈન્દ્રિઓ દ્વારા આત્મા મનની સહાયતાથી એ વિષયોને 'હુ ભોગવું છું' એમ અજ્ઞાનવશ માને છે.

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ (ગી. ૧૫–૯)

"કાન, આંખ, ચામડી, જીભ, નાક તથા મનમાં રહીને આ જીવાત્મા વિષયોને સેવે છે."

એ વિષયો પ્રત્યે વૈરાગ્યવૃત્તિ કેળવ્યાનો અભ્યાસ કરવો ઘટે. ઉતાવળે ભૂસકો મારશો તો હાથપગ ભાગશો, ધીમે ધીમે ઉતરશો તો હિમાલય જેવો પહાડ પણ શાંતિથી કોઈ પણ જાતની હાનિ વિના ઉતારી શકશો? તો પછી આતો માત્ર પાંચ વિષયોનોજ ત્યાગ કરવાનો છે. એમાં શી વાર લાગશે? મનને એ દિશામાં વાળશો એટલે એ વાત ખૂબજ સરળ બની જશે.

શ્રી રંગ અવધૂત ઘણીવાર કહે છે, 'મને મન થાય એવું કાંઈ કરો?" એનો અર્થ જ એ છે કે એમનું મન જ મરી ગયું છે?? જે જીવતું હોય તે જ સળવળાટ કરે. જે મરી ગયું હોય તે નિશ્ચેષ્ટ જ પડી રહે. તમે પણ વિષયોને જુઓ. મનને તેની નશ્વરતાનો, પ્રાણઘાતકતાનો, ખ્યાલ કરતા શીખવો અને જુઓ તો ખરા! ધીમે ધીમે એજ મન તમને અનુકૂળ બનને; તમારા મિત્રનુ કામ કરશે. પછી તો તમે તેને વિષયાભિમુખ બનાવશો તો પણ તે નહીં બને. જ્યારે એ વિષયો પ્રત્યે મનની ઈતરાજી થઈ જશે ત્યારે શબ્દ થશે પણ તેના કાન તે શ્રવણ નહીં કરે, વાયુ વાતો વાતો તમારી ત્વચાને સ્પર્શ કરશે, કોઈ રૂપરૂપના અંબાર શી રમણી તમારા અંગને સ્પર્શ કરશે પણ તમારી ત્વચાને તેનું

ભાન નહીં રહે કારણ ' મન ત્યાં નથી ઉઘાડી આંખો જગતને જોતી રહેશે. પક્ષિ પણ તેની નજર આગળથી જશે અને કૂવા પણ તેની નજર આગળથી જશે. લગ્નની શોભાયાત્રા પણ તેની નજર આગળથી જશે અને નનામિ લઈને ડાઘુઓ પણ તેની આગળથી નીકળશે પણ તેની આંખો એ દશ્યોનુ દર્શન નહીં કરે કારણ કે તેનુ મન ત્યાં નથી. અમૃતના કૂવા ભર્યાં હશે, ઈન્દ્રની અપ્સરાઓ તમને એ અમૃતપાન કરાવવા સુવર્ણકળશ લઈને ઊભી હશે તોય તમને તે પીવાની વૃત્તિ ન થાય કારણ રસ લોલુપતા જ રહી નથી મિષ્ટાન્નના થાળ પડ્યા હશે પણ તેના મોમા પાણી નહી આવે.

અનેકવિધ પરિમલ પ્રસરતી હશે પણ તેની નાસિકા ભૂલી નહી પડે. પરિમલના અનેક પ્રસાધનો પણ પ્રાપ્ત હશે, તોય તેનો ઉપભોગ કરવાની તેને વૃત્તિજ નહી થાય જ્યારે આમ થશે ત્યારે વૃત્તિજ નહી ઊઠે તો પછી તેનો નિરોધ કરવાનો ક્યાં રહ્યો ! અને ત્યારેજ અંતઃકરણ વિશુદ્ધ બનશે અભેદદૃષ્ટિ થશે તો નથી શત્રુ કે નથી મિત્ર, નથી સગા કે નથી વહાલા અને નથી જગત કે જાગતિક વિચારો. ચિત્તની વૃત્તિઓનો પછી સ્વયં નિરોધ થઈ જશે. તમારી નિશ્ચળ અવસ્થા બનશે, અને તમે જ્યાં હશો ત્યાંથી હાલવાની પણ તમને વૃત્તિ નહી થાય. ત્યારે તમને સર્વ પ્રકારે સર્વ દિશામા અને તમારી રોમરોમ, [તમારા અંતરમા પણ એ આત્માનો પ્રકાશ ઝળકતો જણાશે, આત્માનો એવો અનુભવ તમને થશે.

। જીવને 'હું ભોક્તા છુ' એવુ અજ્ઞાનજનિત અહં છે અને પ્રકૃતિના ગુણો વડેજ સર્વ કર્મો થતા હોવા છતાં—

अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ।

“અહંકારથી અતિમૂઢ થયેલા ચિત્તવાળો 'હું કર્તા છુ' એમ માને છે.” (ગી. ૩-૨૭) અને તેથી જ કર્મબંધનમા પડે છે વાસ્તવિક રીતે જીવાત્મા કર્તા પણ નથી અને નથી ભોક્તા આત્મા તો પરિતૃપ્ત છે તેને તૃપ્તિ પણ નથી અને અતૃપ્તિ પણ નથી છતાં જેને તૃપ્તિનો અસંતોષ રહે છે તે આત્મા પરંતુ આવરણ છે, નિર્ગુણમા ગુણનુ આરોપણ છે, નિરીહમા ઇચ્છાનો આરોપ છે. એ આરોપ અને આવરણ જતા આત્માનુ સ્વરૂપ ઝળકે છે.

વિષયો ઇન્દ્રિઓનો આહાર છે ગુણોનુ એ સરજન છે અને તેથી એ વિષયો પ્રાકૃત છે એ વિષયોનો ભોગ ઇન્દ્રિઓ લે તેમા આત્માને કશું લાગતુ વળગતુ નથી. છતા અહંકારવિમૂઢ જીવ હું વિષયોને

ભોગવું છુ' એમ માને છે. એજ તેનુ બધન છે કારણ કે ભોક્તૃત્વ અને કર્તૃત્વના અહભાવ પાછળ મોહ અને મમત્વ છુપાયેલા છે. ઇન્દ્રિઓ સ્થૂળ ભોગ કરે છે, મન ઇન્દ્રિઓ દ્વારા એ વિષયોનો સૂક્ષ્મ ભોગ કરે છે, પણ જ્યા સુધી મનને અહકારની પ્રેરણા ન મળે ત્યા સુધી મન તો જડ છે એટલે કશુ જ ન કરે ! અહકાર મનને મોખરે કરી ઇન્દ્રિયો દ્વારા વિષયોપભોગ કરીને તેના સુખદુઃખાદિ પરિણામોનો ભોક્તા બને છે. સૂક્ષ્મ શરીરાતરગત એ વિષયો, અત:કરણ, ઇન્દ્રિઓ અને તેના કાર્યને આત્મા સાથે શો સબધ ? આત્મા તો એ બધાયનો કેવળ દ્રષ્ટા છે. આપણે નાટક કે સિનેમા જોવા જઈએ અને કેવળ દ્રષ્ટા બનીને જ ક્ષણિક આનદ માણીએ તેમ જીવ ભલે દ્રષ્ટા બનીને ક્ષણિક આનદ માણે પણ જ્યારે તે તેમાજ તન્મય થઈ જાય ત્યારે જ તેને પોતાના શુદ્ધ સ્વરૂપનુ વિસ્મરણ થાય છે. આત્મા અહકારવિશિષ્ઠ વિકૃત બની જાય છે આત્મા સ્વય વિકૃત થતો નથી પણ એ આત્માનુ જે પ્રતિબિંબ બુદ્ધિ સૂક્ષ્મશરીર–ઉપર પડયુ છે તે પ્રતિબિંબ વિકૃત થઇ જાય છે એ આવરણના કારણે જીવ સુખદુખનો ભોક્તા બને છે. ભોક્તા કહેવાય છે અને કર્મનો કર્તા પણ કહેવાય છે. એ આત્માનુ કિંવા માયાયુક્ત જીવનુ અજ્ઞાન છે પણ જ્યારે વિશુદ્ધ ચિત્તમા પોતાનોજ પ્રકાશ પડે છે ત્યારે તેજ જીવ પોતાના આવરણને ફાડીતોડીને ફેકી દઈ સૂર્ય સમાન પ્રકાશમાન અહમાત્મા ! "હુ આત્મા છુ" એવી બૂમ પાડી ઊઠે છે ? પોતાના શુદ્ધ સ્વરૂપનુ તેને ભાન થાય છે. એ અજ્ઞાનના નિરસન અર્થેજ સાધન પરપરા છે અને તે સાધનની સફળતા અર્થે વિશુદ્ધ ચિત્તની આવશ્યકતા છે. એ અજ્ઞાનના કારણે જ ચિત્ત પણ કર્મજન્ય સસ્કારોના સગ્રહને કારણે મલિન બન્યુ છે તેના ઉપર જન્મ જન્મતારના મળના થર જામેલા પડયા છે. તે થરોને કાઢી નાખી ચિત્તને સ્વચ્છ દર્પણ જેવુ કરવાનેજ જે કઈ કરવાનુ છે તે કરવુ જરૂરનુ છે એ થરને કાઢી નાખ્યા વિના ચિત્ત શુદ્ધ થવાનુ નથી અને આત્મદર્શન પણ થવાનુ નથી તેથી ધોબી જેમ સાબુ અને પાણીવડે વસ્ત્રનુ મર્દન કરી તેને ધોકે ધોકે મારી પથ્થરની શીલા ઉપર પછાડી વસ્ત્રને સ્વચ્છ કરે છે તેમ ચિત્તનો એ મળ સ્વચ્છ કરવાને તપ, સ્વાધ્યાય, શમ, દમ, તિતિક્ષા આદિ સાધનો શાસ્ત્રોએ વર્ણવ્યા છે સાધનોનુ અનુશીલન કરી ચિત્તને વિશુદ્ધ કરો અને આત્માનો ઝળહળતો પ્રકાશ તમે અનુભવી શકશો.

[illegible] આ છે સત્ત્વશુદ્ધિનુ મહત્ત્વ [illegible]

# પ્રકરણ ૧૬

ગુરુનું મહત્ત્વ :—

> परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो-
> निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ।
> तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्
> समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥
> तस्मै स विद्वान् उपसन्नाय सम्यक्-
> प्रशान्तचित्ताय शमान्विताय ।
> येनाक्षरं पुरुषं वेद सत्यं
> प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥

"કર્મ દ્વારા પ્રાપ્ત થતા લોકોની પરીક્ષા કરીને બ્રાહ્મણ નિર્વેદ થઈ જાય છે કારણ કે સંસારમાં અકૃત નિત્ય પદાર્થ નથી અને કૃત—નાશવાન પદાર્થનો શો અર્થ? તેથી એ નિત્ય વસ્તુનું સાક્ષાત્ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે હાથમાં સમિધ લઈને તે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે જાય છે."

"પોતાની પાસે આવેલા તે પૂર્ણ રીતે પ્રશાંતચિત્ત અને જિતેન્દ્રિય શિષ્યને તે વિદ્વાન ગુરુ જેના વડે તે સત્ય અને અક્ષર પુરુષનું જ્ઞાન થાય છે તે બ્રહ્મ વિદ્યાનો તત્ત્વત ઉપદેશ કરે છે."

(મુંડક ૧–૧૨–૧૩)

> तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
> उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ (ગી–૪–૩૪)

"તે જ્ઞાનને તું પ્રણિપાતથી, વારંવાર પ્રશ્નથી તથા સેવાથી જાણ તત્ત્વ જોનારા જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે"

માનવી જ્યાં સુધી અપરાવિદ્યાના ક્ષેત્રમાં ભૂલ્યો ભટકે છે, પ્રકૃતિના પ્રવાહમાં તણાયો જાય છે તેને ત્યાં સુધી સામે પાર નીકળવાનો—અવસર પ્રાપ્ત થતો નથી. જ્યારે તે અપરાવિદ્યાના ઝાંખરામાંથી બહાર નીકળે છે, કર્મના ફળસ્વરૂપ સ્વર્ગાદિલોકોની પ્રાપ્તિની આસક્તિમાંથી

મુક્ત થાય છે અને જે નશ્વર છે તે પ્રકૃતિનો પ્રવાહ તેને અર્થે જ્યારે સુકાઈ જાય છે ત્યારે તે પરાવિદ્યા–બ્રહ્મવિદ્યા–ના એકમેવ ક્ષેત્રમાં પ્રવેશ કરવાને અધિકારી બને છે, અપરાવિદ્યાનું ક્ષેત્ર તો અતિશય વિશાળ છે, પ્રકૃતિએ એ ક્ષેત્રને આવરી લીધું છે બ્રહ્મવિદ્યા–પરાવિદ્યા–નું ક્ષેત્ર તો તેની તુલનાએ નાનકડું છે છતાય અપરાવિદ્યાના પરિબળ કરતાં તેનુ પરિબળ અધિક છે. તે અપરાવિદ્યાને પોતાના પ્રતિબળથી પરાજિત કરી મોખરે આવે છે. વિજયનો ધ્વજ ફરકાવે છે. પ્રકૃતિ અપરાવિદ્યાને પોષે છે જ્યારે પરાવિદ્યા પ્રકૃતિનો કાળ છે, અપરાવિદ્યાના પ્રાકૃત જગતમાં પરાવિદ્યાના મૂલ્યાંકન કરનારા લાખ કરોડે કોક જ મળે છે. શ્રી ભગવાને પણ

> मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
> यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

"હજારો મનુષ્યોમાં કોઈક જ સિદ્ધિ માટે યત્ન કરે છે; અને યત્ન કરતા સિદ્ધોમાં પણ કોઈક જ મને સત્ય સ્વરૂપે જાણે છે" (ગી–૭–૩)

ઉપર પ્રમાણે કહીને પરાવિદ્યાના ઉપાસકોની સંખ્યા ગણનાપાત્ર હોવાનુ જણાવ્યું છે અને તેમાં પણ આત્મદર્શન કરીને તાત્વિક દ્રષ્ટિએ આત્મદર્શન કરનાર તો વિરલ જ મળે એવુ સ્પષ્ટ વિધાન કર્યું છે.

આપણે ગુરુના મહત્ત્વનો વિચાર કરીએ. સદ્ગુરુની પ્રાપ્તિ વાટેઘાટે થતી નથી. સાધકની માનસિક અવસ્થા પરિપક્વ થતી નથી, જ્યા સુધી તેની બ્રહ્મજિજ્ઞાસા પરાકાષ્ટાએ પહોચતી નથી, જ્યાં સુધી તે એકમેવ ધ્યેય સિદ્ધ કરવાનો અફર નિશ્ચય કરતો નથી, ત્યા સુધી તેને સદ્ગુરુની પ્રાપ્તિ થવી દુર્લભ છે જ્યારે તે નિર્મળ અને નિરહંકાર બને છે ત્યારે તેને સદ્ગુરુના દર્શન થવામા વિલંબ પણ થતો નથી.

નચિકેતાએ બ્રહ્મવિદ્યાના દર્શન અર્થે–ઉપદેશ અર્થે યમરાજના દ્વાર ખખડાવ્યા ! યમરાજે તેને કેવુ પ્રલોભન આપ્યુ ?

માનવમાત્ર ધનલોભી હોય, વૈભવ વિલાસનો તેને અભરખો હોય, સ્ત્રીપુત્ર, પરિવાર, સંપત્તિ આદિનો તેને મોહ હોય કીર્તિને માટે તે વલખા મારતો હોય અને આ બધા માટે તે રાતદિવસ સતત મહેનત કરે ! યમરાજે એ માનવ

સ્વભાવનો સંપૂર્ણ અભ્યાસ કરેલો. માનવીઓની નિર્બળતાના જ્ઞાતા એ યમરાજે નચિકેતાને પણ પ્રલોભન આપવામા એજ પોતાના જ્ઞાનનો ઉપયોગ કર્યો યમરાજે કહ્યુ : "નચિકેતા ! તુ સો વર્ષનો થા, સો સો વર્ષના આયુવાળા પુત્રપૌત્રાદિ તને થાય ! ઘણા ઘણા પશુઓ, હાથી, સુવર્ણ અને ઘોડા માગ ! વિશાળ ભૂમડલ પણ માગી લે ! તુ પણ તારે જ્યા સુધી જીવવું હોય ત્યા સુધી જીવી શકે એમ આવરદાવાળુ વરદાન માગ ! એ સિવાય બીજા કોઇ ભોગ તારી સમજમા આવે તો માગ ! ધન માગ !

હે નચિકેતા, આ સસારમા તુ વૃદ્ધિ પામ ! તારી કામનાઓ અને ઈચ્છાઓ અનુસાર ભોગ ભોગવવા યોગ્ય હુ તને બનાવુ છુ !

મનુષ્યલોકમા જે જે ભોગો દુર્લભ છે તે બધાય ભોગ તુ સ્વચ્છદતા પૂર્વક ભોગવી લે ! અહીં રથ છે, વાજાઓ છે, આ રમણીઓ છે આવી સ્ત્રીઓ મનુષ્યને પ્રાપ્ત થવાને યોગ્ય નથી આ મારી દીધી કામિનીઓ દ્વારા તુ તારી સેવા કરાવ !"

યમરાજાએ શું ઓછુ આપવાની ઇચ્છા બતાવી ? આમ જ્યારે નચિકેતાને યમરાજે અનેક પ્રકારના પ્રલોભનો બતાવ્યા, વરદાન આપવાનુ કહ્યુ પણ તુ મરણ સબધી પ્રશ્ન મા કર ! એવુ જ્યારે યમરાજે કહ્યુ ત્યારે નચિકેતાએ પણ પોતાનુ પોત ઝળકાવ્યુ.

જે નચિકેતા ભૌતિક શરીરસહે યમરાજને આગળ આવી ઊભો, જે યમરાજનુ નામ શ્રવણ કરતા જ માનવી ભાન ભૂલ્યો થરથર કપે ! તે યમરાજ સાથે તેને વાર્તાલાપ કરવાનો પ્રસગ મળ્યો ત્યારે તેણે હિમ્મત ધીરજ અને વિનયપૂર્વક યમરાજા સાથે સવાદ કર્યો ! તે નચિકેતાનો અધિકાર કેવો હશે તેની કલ્પના વાચક કરી લે ! જે પિતાએ વિશ્વજીત યાગ કરીને પોતાના સર્વસ્વનુ અર્પણ કર્યું એ પિતાએ પોતાના એક પુરા પુત્રમાં શા શા સસ્કારો નહી રેડયા હોય ? અને ત્યારેજ સર્વાગ નિષ્કલ નચિકેતા આમ યમરાજ આગળ નિર્ભિક ભાવે રહે ને ? નચિકેતાએ કહ્યુ, "યમરાજ, આ ભોગ તો આજે છે અને કાલે જતા પણ રહે, શો ભરોસો એનો ! એ તો ક્ષણિક છે ! એ ભોગ

સંપૂર્ણ ઇન્દ્રિઓના તેજને જીર્ણ કરી દે છે. આ સમસ્ત જીવન પણ અલ્પ છે માટે આપના એ વૈભવ, વાહન, નાચગાન ભલે આપની પાસે રહ્યા ! મને એની નથી અભિલાષા કે નથી જરૂર ! ધન ? માનવી ધનથી ક્યાં તૃપ્ત થાય છે? મેં આપનાં દર્શન કર્યાં છે એટલે એ બધું તો મને આળીજ જશે ! અને જ્યાં સુધી આપનું શાસન છે ત્યાં સુધી હું જીવિત રહીશ એ પણ નિ:શંક છે !"

નચિકેતાના આ નિર્લોભી, અનાસક્ત; નિર્મોહી ઉત્તરો શ્રવણ કરીને યમરાજ પણ આનંદપુલકિતબન્યા ! એક તો બાળક, બીજું નિષ્પાપ અને વળી ધ્યેયમાં અડગ. નચિકેતાના શબ્દોએ યમરાજને તેના ઉપર પરમ પ્રેમ ઉપજાવ્યો ! નચિકેતાએ જ્યારે યમરાજના બધાય પ્રલોભનોને ઠોકરે મારી પોતાની એકમેવ યાચના—આત્મદર્શન—આગળ કરી ત્યારે યમરાજ પણ પ્રસન્ન થયા !

-

આમ યમરાજે નચિકેતાને અનેકવિધ પ્રલોભન આપ્યા છતાં નચિકેતાએ પોતાનો આત્મવિષયક પ્રશ્ન એ પ્રલોભનના પ્રવાહમાં તણાઇને, એ માયિક પદાર્થોની મોહક જાળમાં ન અંજાતા જ્યારે છોડયો નહીં અને તેની તેજ યાચના કરી ત્યારે યમરાજે કહ્યું : "નચિકેતા, સમ્યક્જ્ઞાન દ્વારા શાસ્ત્રજ્ઞ આચાર્યોએ જે બુદ્ધિ કહી છે તે તને પ્રાપ્ત થઇ છે. શુષ્ક તાર્કિકો દ્વારા પ્રાપ્ત થયેલી આ બુદ્ધિ નથી! આ બુદ્ધિ તર્ક દ્વારા પણ પ્રાપ્ત થવા યોગ્ય નથી. તુ મહાન સત્ય ધારણા યુક્ત છે. હે નચિકેતા ? મને તારા જેવા પ્રશ્ન કરનાર જ પ્રાપ્ત થાવ ! " યમરાજ નચિકેતાનો આ સંવાદ તો ઘણો લાંબો છે અને મનનીય છે પણ અહીં અવકાશ ક્યાં છે ? આતો ગુરુની પ્રાપ્તિ માટેની શિષ્યની યોગ્યતાનો ખ્યાલ આપવા માટે જ આટલો વિસ્તાર કર્યો છે.

આમ શિષ્ય જ્યારે યોગ્ય હોય ત્યારે ગુરુદેવ તેને કદી નિરાશ કરતા નથી, તેનુ મનવાંચ્છિત જ્ઞાન આપે છે એટલુજ નહીં પણ તેને આત્મ-દર્શનનો બડભાગી પણ બનાવે છે. યમરાજાએ નચિકેતાનો અધિકાર પારખીને અને શુ દીધું ?

सर्वे वेदा यत्पदमामनन्ति—
तपांसि सर्वाणि च यच्चरन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥

"સઘળા વેદો જે પદનું વર્ણન કરે છે, જેની પ્રાપ્તિને માટે સમસ્ત તપો છે, એમ સાધક કહે છે, જેની ઈચ્છા કરીને મુમુક્ષુજનો બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે પદને હુ તને સંક્ષિપ્તમા કહુ છુ 'ૐ' એજ તે પદ છે" (કઠ ૧-૨-૧૫)

અહીં યમરાજે નચિકેતાને બ્રહ્મના વૈદિક પ્રતિકનો-પ્રણવનો ઉપદેશ આપ્યો. એ પ્રણવમંત્ર જ સર્વ સિદ્ધિદાતા છે અને તેના પરિણામનો પણ યમરાજે નચિકેતાને ખ્યાલ આપ્યો

एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरं परम् ।
एतद्ध्येवाक्षरं ज्ञात्वा यवदिच्छति तस्य तत् ।
एतदालम्बनं श्रेष्ठं एतदालम्बनं परम् ।
एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ।

"આ અક્ષરજ બ્રહ્મ છે, એ અક્ષર જ પર છે, એ અક્ષરને જ જાણીને જે જેની ઈચ્છા કરે છે તે તેનુ થઈ જાય છે"

એજ શ્રેષ્ઠ આલંબન છે એજ પરાલંબન છે, એ આલંબનને જાણીને પુરુષ બ્રહ્મલોકમા મહિમાવાન થઈ જાય છે (કઠ. ૧-૨-૧૬-૧૭)

યમરાજ ભાખ્યો પ્રણવનો આ મહિમા છે. એજ બ્રહ્મવિદ્યા છે અને એજ બ્રહ્મવિદ્યાનુ પરિણામ છે પરાવિદ્યાની વ્યાખ્યા આપતા મુંડકોપનિષદકારે પણ—

अथ परा यया तदक्षरमधिगम्यते । (મું. ૧-૫)

"જેના વડે એ અક્ષર પરમાત્માનું જ્ઞાન થાય છે તે પરાવિદ્યા છે" એ પ્રમાણે કહ્યુ છે.

તમને પણ તમારા ગુરુ તમારો અધિકાર પરખીને એજ આપશે એ નિશ્ચિત માનજો. ગુરુદેવ પાસે બીજું શું આપવાનું છે? આપવાનું તો ઘણું છે પણ સદ્‌ગુરુ તમને અપરાવિદ્યાના અરણ્યમાં અટવાતા નહીં મૂકે! એતો પરાવિદ્યાના અક્ષયલાભનું જ તમને દાન કરશે! પોતે જેવા છે તેવાજ તમને બનાવવા માટે, તમારી સાચી ઓળખ કરવા માટે તમને સાધનરૂપે પોતે જે કર્યું છે અને ભોગવ્યું છે તે તમને આપશે, તમારી પાસે કરાવશે અને પરમપદના તમને ભોક્તા બનાવશે.

પણ તમારો અધિકાર શો છે તે તો ગુરુદેવ જરૂર જોશે જ! બાળકને બળતું લાકડું આપશો તો તે જ્યાં ત્યાં આગજ લગાડશે તેમ તમને અધિકાર નહી હોય અને ગુરુદેવ તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશે તો તમે પણ બ્રહ્મ બનવાને બદલે 'ભ્રમ' બની જશો! ઉતાવળ કરશો તો બહાવરા બની જશો, ધીરજ રાખશો તો ધીરજનાં ફળ મીઠાં છે.

આપણે પ્રારંભિક બે મંત્રોમાં શિષ્યની યોગ્યતાનો અને ગુરુદેવની યોગ્યતાનો મુડકોપનિષદકારે ભાખેલો માપદંડ જોયો તેનું થોડું વિવેચન કરીએ તો અસ્થાને ન ગણાય!

પ્રથમ મંત્રમાં શિષ્યના અધિકારની વાત કરવામાં આવી છે. બ્રહ્મવિદ્યાનો ઉપદેશ વાટે ચાલતા વટેમાર્ગુને કોઈ કરતું નથી. જેમ સુવર્ણકાર સુવર્ણને કસોટી ઉપર ચઢાવીનેજ તેની કિંમતનો અંદાજ કરે છે તેમ ગુરુદેવ પણ બ્રહ્મવિદ્યા માટે આવેલા સાધકનો અધિકાર ચકાસીને જ તેને ઉપદેશ કરે છે.

આપણે આગળ જોયુ તેમ શ્રેય અને પ્રેય એ દશ્યો માનવીની દૃષ્ટિ આગળ ખડાં છે.

अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेय—<br>
स्ते उभे नानार्थे पुरुषं सिनीतः ।<br>
तयोः श्रेय आददानस्य साधु<br>
भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥

"શ્રેય એક છે અને પ્રેય બીજું છે. તે ઉભય ભિન્ન ભિન્ન પ્રયોજનવાળાં છે, છતાં પણ પુરુષને બાંધે છે. તે ઉભયપંથીમાં શ્રેયનું ગ્રહણ કરવાવાળાનું શુભ થાય છે અને જે પ્રેયનું વરણ કરે છે-પ્રેયનો સ્વીકાર કરે છે તે પુરુષાર્થથી પતિત થઈ જાય છે." (કઠ. ૨-૧-૧)

શ્રેયમાર્ગ વિદ્યાવલંબી છે જ્યારે પ્રેયમાર્ગ અવિદ્યા અવલંબી છે. જગત એ ઉભયમાર્ગથી બંધાયેલું છે. તેમાં જે અધિકારીઓ છે તે બહુતેક આત્મકલ્યાણવાળું હોવાથી શ્રેયમાર્ગ-વિદ્યાનો માર્ગ સ્વીકારે છે પણ જેઓ લૌકિક અભ્યુદયની અભિલાષાયુક્ત છે તેઓ તો પ્રેયમાર્ગનો જ અવિદ્યાનો માર્ગ જ સ્વીકારે છે અને કર્મ કરી કર્મના ફળોની આકાંક્ષા રાખે છે.

સાધકોના આ બે વર્ગમાં તમે કયા વર્ગમાં બેસી શકો એમ છો તે ગુરુદેવ પોતાની દિવ્ય દૃષ્ટિ દ્વારા પરખી લે છે. તમે જો શ્રેયમાર્ગના ચોકઠામાં ગોઠવાઈ શકો એવા હો તો પ્રેયમાર્ગના પરિણામથી જાણકાર થઈ તેનાં અનિષ્ટ પરિણામ-જન્મ મરણનાં બન્ધન-ને પરખી તે માર્ગ પ્રતિ તમને અણગમો આવ્યો છે કે કેમ તેનો પણ ગુરુદેવ ખ્યાલ કરી લે છે. નચિકેતાને યમરાજે કંઈ ઓછાં પ્રલોભનો આપ્યાં? છતાંય જ્યારે તે પોતાના ધ્યેયથી ન ડગ્યો ત્યારે જ તેને આત્મતત્ત્વનું જ્ઞાન યમરાજે આપ્યું ને? તમે જો ગુરુદેવની એ ચકાસણીમાં પાર ઉતરો તો ગુરુદેવ તમને પણ તમારા અધિકાર અનુસાર તમારી આધ્યાત્મિક પ્રગતિના ઉત્કર્ષ માટે ઉપદેશ આપશે અને તેથીજ કહ્યું છે.

परीक्ष्य लोकान् कर्मचितान् ।

"કર્મ દ્વારા પ્રાપ્ત થતા લોકોની પરીક્ષા કરીને" એનો અર્થ એ છે કે અવિદ્યામૂલક યજ્ઞયાગ કર્મો કરીને તેના ફળમાં આસક્તિ હોવાથી તે કર્મ સાંગોપાંગ થાય તો તેના પરિણામ રૂપ સ્વર્ગાદિ જે લોકની પ્રાપ્તિ થાય તો તેના ફળમાં આસક્તિ હોવાથી તે કર્મ સાંગોપાંગ થાય તો તેના પરિણામ શ્રી ભગવાને કહ્યું તેમ—

त्रैविद्या मा सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥

"ત્રણે વેદોના જાણનારા તથા સોમરસ પીનારા મનુષ્યો નિષ્પાપ થઇ યજ્ઞો વડે મને પૂજી સ્વર્ગપ્રાપ્તિ ઇચ્છે છે; તેઓ પુણ્યના ફળરૂપ ઇંદ્રલોક પામી સ્વર્ગમાં દેવતાઓના દિવ્ય ભોગો ભોગવે છે.

તે વિશાળ સ્વર્ગલોકને ભોગવી પુણ્ય ખૂટે છે, ત્યારે તેઓ મનુષ્યલોક પામે છે; એમ સકામ વેદધર્મનો આશ્રય કરનારા અને વિષયોને ઇચ્છતા મનુષ્યો અવર-જવર પામે છે." (ગી. ૯-૨૦-૨૧) .

અપરાવિદ્યા દ્વારા યજ્ઞયાગાદિમા પરમતત્ત્વનું યજન કરવાનુ આ પ્રકારનુ ક્ષણિક પરિણામ આવે છે. એ વાતનો પરિચય કરીને, એવા નાશવત પરિણામને પ્રાપ્ત કરવાનો મોહ ન રાખતા જે કેવળ તત્ત્વદર્શન કરવાની જ ઇચ્છા રાખે છે તેને સદ્‌ગુરુદેવ તેની અભિલાષાને અનુરૂપ માર્ગ બતાવે છે.

કેટલાક સકામ કર્મમાર્ગને અનુસરીને તેના અશાશ્વત ફળથી તે માર્ગનો અણગમો બતાવે છે. કેટલાક કેવળ એ માર્ગમાં રહેલી ક્રિયાઓની માથાકૂટ અને અ તે ફળની અનિશ્ચિતતા અને અસારતાનો ખ્યાલ કરીને એ માર્ગનો અણગમો દાખવે છે અને તેવાઓ બ્રહ્મવિદ્યાના અનુસરણ માટે શ્રી સદ્‌ગુરુદેવ સન્મુખ આવે છે. એવા શિષ્ય કિંવા જિજ્ઞાસુઓની યોગ્યતાનો વિચાર કરતા ઉપનિષદકારો કહે છે.

ब्राह्मणो निर्वेदमायात् । "તે બ્રાહ્મણ નિર્વેદ બની જાય છે." અને મનથી વિચાર કરે છે.

नास्त्यकृतः कृतेन । "આતો શાશ્વત નથી, અશાશ્વતનું શુ કામ છે?" અને એમ કરીને તે—

स गुरुमेवाभिगच्छेत् । "તે ગુરુ પાસે જાય છે."

જ્યા સુધી અપરાવિદ્યાના કર્મ-યજ્ઞ આદિના પરિણામ પ્રત્યે અણગમો-વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી, ત્યાં સુધી સ્વર્ગના સુખની કલ્પના કરીને માણસનું અંતઃકરણ પુલકિત બની જાય છે.' કેટલી રોચક અને આકર્ષક કલ્પના છે એ સ્વર્ગની અને સ્વર્ગના સુખોની? રૂપરૂપના અંબાર સમી અપ્સરાઓ! અમૃત શા દિવ્ય પેય, ઇચ્છા વિહારી

વાયુયાન ! અનેકવિધ રાગરાગીણીઓ અને દિવ્ય નાદનું શ્રવણ કરવા માટ ગંધર્વો; વિધ વિધ પ્રકારનાં વાદ્યો વગાડનાર, લાસ્ય, તાંડવાઆદિ અનેક પ્રકારનાં આકર્ષક અભિનયયુક્ત નૃત્ય કરનાર દિવ્ય સુંદરીઓ ! અને બીજું શું શું માણવાનું મળે છે સ્વર્ગમાં ? આ રોચક કલ્પના મનુષ્યને સ્વર્ગના સુખો અને દેવસમા જીવન પ્રત્યે આકર્ષે છે, પણ ક્યાં સુધી? જ્યારે કોક શુભ ઘડીએ તેના કાનમાં કોઈ પાવન મંત્ર મૂકે છે અને પૂછે છે, 'ક્યાં સુધી?' અને સાધક વિચાર કરતો થઈ જાય છે, 'ક્યાં સુધી?' અને તેને શ્રી ભગવાનના શબ્દોનું સ્મરણ થાય છે.

क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।

'પુણ્ય ક્ષીણ થતાં મનુષ્ય લોકમાં આવવાનું નિર્માણ થવાનું છેજ. ફરીથી જન્મ અને ફરીથી મૃત્યુ ! પછી એ યજ્ઞયાગ અને એ સ્વર્ગને શું કરવા ? આવો તેને મન વૈરાગ્યદીપ પ્રગટે છે. એ વૈરાગ્યદીપના પ્રકાશમાં તેમે જણાય છે એ પરમપાવન તારક મંત્ર "ૐ" અને તે દોડે છે એ "ૐ" ને પકડવા. જાણે એ ૐ ચુંબક તેને આકર્ષી રહ્યું છે ! ત્યારે તે જાતને ભૂલે, ભાતને ભૂલે, ઘરબારને ભૂલે અને સ્વર્ગને ભૂલી એ સ્મરણ કરે. એ ૐનું—પરમતત્ત્વનું તે વિચારે છે.

"એ તો બધું અસાર ! આજ છે કાલે નથી, શું કરવું એને ? સારરૂપ શું ? અને તેને મળે છે:

સતરૂપ બ્રહ્મસનાતન—ૐ—એ શાશ્વત છે, તેને જાણવા તો તું સદ્‌ગુરુ પાસે જા ! અને ત્યારે તે દોડે છે ! દોડે છે ગાંડોઘેલો—ક્યાં જાઉં ? શું કરું ? અને કોક કહે છે સદ્‌ગુરુ કને જા ! અને તેના પરિણામે તે

सद्गुरुमेवाभिगच्छेत् । "તે સદ્‌ગુરુ પાસે જાય છે." "ગુરુ પાસે જવાનું પણ એજ મંત્રમાં જણાવ્યું છે. ગુરુ પાસે કેવી રીતે જવું ? તેનો વિચાર થાય છે અને શ્રુતિમાતા કહે છે समित्पाणिः । "હાથમાં સમિધ લઈને જા !" અને તે સમિધ સાથે શ્રી ગુરુદેવને શરણે જાય છે, અને "મને તત્ત્વનો ઉપદેશ કરો !" બે હાથ જોડી ગુરુદેવને પ્રાર્થના કરે છે.

સમિધ જ શા સારુ ? નહીં ધન, નહીં ધાન્ય, નહીં ઉપહાર અને સમિધ જ શા સારુ ? સમિધ પણ પાછી હાથમાં લઈને જવાનું ? હાથમાં સમિધની પણી લઈને ગુરુ પાસે જવામાં વિનયનું દર્શન થાય છે. પોતાના અંતરમાં રહેલી અહંતા, પોતાના જ્ઞાનનો, પોતાની પ્રામિનો અને પોતાનું જે કાંઈ છે તેનો ત્યાગ કરીને ગુરુને શરણાપન્ન થવાનું એ 'સમિધપાણિ' સૂચવે છે. તે સમયના ગુરુ એટલે આજના જેવા ધન લોભી ગુરુ ન્હોય ! તે સમયના ગુરુને તો નિત્યે હવન માટે સમિધની જ આવશ્યકતા અને તેથી જ અહીં 'समित्पाणि' સમિધ હાથમાં લઈને નમ્રતા પુરઃસર ગુરુ સન્મુખ ઉપસ્થિત થવાનું જણાવ્યું છે. અને જ્યારે શિષ્ય જિજ્ઞાસુ कर्मचितान् लोकान् परीक्ष्य કર્મો અને તે દ્વારા પ્રાપ્ત અસાર લોકો પ્રત્યે વૈરાગ્ય અનુભવતો થાય છે ત્યારે તેનું અંતઃકરણ બીજી કોઈ પણ અસાર વસ્તુ પ્રત્યે અનાદર જ અનુભવે છે. અજ્ઞાન વધારે એવાં બધાંય ઉપકરણો પ્રત્યે જ્યારે તેને તીવ્ર વૈરાગ્ય આવે છે ત્યારે જ તે સત્ય વસ્તુની શોધમાં નીકળે છે અને ત્યારે તે વાસ્તવિક અકિંચન હોય છે અને તેથી તે ગુરુ પાસે બીજું શું લઈને જાય ? સમિધમાં એક પ્રકારની સાત્વિકતા અને નિર્દંભ અવસ્થા રહેલી છે. જ્યારે અસાર સર્વસ્વનો ત્યાગ કરી વૈરાગ્યબુદ્ધિ મોખરે આવે છે, અવિદ્યાના સંસ્કારો નષ્ટ થાય છે અને બ્રહ્મવિદ્યાના સંસ્કારો જાગ્રત થાય છે ત્યારે તો આત્મહિતેરત જે હોય તેણે તો ગુરુ પાસે જવું જ આવશ્યક છે. અહીં પણ स गुरुमेवाभिगच्छेत् । એમ કહીને ગુરુ પાસે જવાનો જ આદેશ આપ્યો છે, ગુરુવિના બીજો કોઈ પણ એવા વૈરાગ્યવાનની જિજ્ઞાસા તૃપ્ત કરી, તત્વદર્શનનો ચિલો દાખવી શકે એમ નથી જેણે જાતે અનુભવીને, જેણે વૈરાગ્ય પ્રાપ્ત કર્યો છે તે મામુલી હોઈ પણ ન શકે ! તે તો છે વિદ્વાન અને બ્રાહ્મણ !

એવો વિદ્વાન બ્રાહ્મણ-કારણ કે બ્રહ્મવિદ્યાનું રહસ્ય જાણવાનો અધિકાર મુખ્યત્વે બ્રાહ્મણને જ ગુરુપાસે જ જાય. પણ ગુરુ કેવા ? શ્રુતિમાતા કહે છે.

श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।

"શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ" ગુરુ પાસે જાય પણ ગુરુ પાસે જનાર એ જિજ્ઞાસુ પણ કેવો હોવો જોઈએ ?

तस्मै स विद्वानुपसन्नाय सम्यक्
प्रशान्तचित्ताय शमान्विताय ।

"વિદ્વાન, પ્રશાંત ચિત્ત અને શમાન્વિત"

વિદ્વાન–જે જ્ઞાન આપે છે તે, વિદ્યા જેણે સંપાદન કરી છે તે વિદ્વાન અથવા બીજી રીતે જે વિદ્યા વિવેક આપે છે તે વિદ્યાવાન તે વિદ્વાન પ્રશાંતિચિત્ત એટલે સંસારની અસારતા જાણીને વેદાદિ અવિદ્યા દ્વારા થતા કર્મોના ફળોની અસારતા જાણીને, પ્રકૃતિ અને પ્રાકૃત જીવનની અસારતા જાણીને અને કેવળ બ્રહ્મતત્ત્વ જ સારરૂપ છે એવો નિશ્ચય કરીને પ્રકૃતિ પ્રત્યે સર્વ રીતે વૈરાગ્યવાન બનીને બ્રહ્મતત્ત્વ પ્રત્યે જે એકનિષ્ઠ બન્યો છે તેનું ચિત્ત પ્રશાંત બને છે. ચોમેરથી શાંતચિત્તવાળો પ્રશાંત બને છે. જ્યાં સુધી પ્રકૃતિ, તેના ગુણો અને અવિદ્યા–અપરાવિદ્યાના કર્મોમાં મોહ છે, જ્યાં સુધી માયાના મંડાણમાં મમતા છે ત્યાં સુધી શાંતિનાં સ્વપ્ન પણ આવતાં નથી. જ્યારે એ બધાય પ્રતિ વૈરાગ્ય આવે છે અને કેવળ પરમતત્ત્વ પ્રત્યે જ તે મિટ માંડે છે ત્યારે અંતરનો એ બબડાટ બળબળાટ સમી જાય છે ! અગ્નિ ઉપર મૂકેલુ પાણી જ્યારે પરિતપ્ત થાય છે ત્યારે ખળખળ થાય છે પણ જ્યારે અગ્નિ સમી જાય છે ત્યારે પાણીનો એ ખળખળાટ જેમ આપોઆપ જ સમી જાય છે અને પાણી શાંત બની જાય છે, તેમ. માયાના એ કરતુક જ્યારે અંતરથી સમી જાય છે ત્યારે જ તે પ્રશાંત બની જાય છે. પ્રશાન્તચિત્ત એટલે અતિશય શાંત; જ્યાં અશાંતિ લેશ-માત્ર નથી એવા ચિત્તવાળો. અશાંતિનાં કારણો તો આપણે અન્યત્ર જોયાં છે. જ્યારે ચિત્તમા વિષયોનું ધ્યાન રહે ત્યારે વિષયો પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થાય, પછી વિષયોની કામના, પરિણામે ક્રોધ, સંમોહ, બુદ્ધિનાશ અને વિનાશ ! એવા અયુક્તને બુદ્ધિ નથી અને ભાવના પણ નથી ભાવનાના અભાવના કારણે તેને શાંતિ નથી અને શાંતિના અભાવે તેને સુખ નથી પણ જ્યારે ચિત્તમા એ બધું હોતું નથી ત્યારે તે કામ ક્રોધ વિમુક્ત અને રાગદ્વેષાદિ વિકારોથી મુક્ત બની જાય છે અને તેનું ચિત્ત પ્રશાંત હોય છે. આ એક યોગ્યતા છે. બીજી તેની યોગ્યતા છે. 'शमान्विताय'.

મન અને ઈન્દ્રિઓ પર કાબુ મેળવવા માટે શાસ્ત્રોએ શમ, દમ, તપ, તિતિક્ષા આદિ ઉપાયોની યોજના કરી છે. શમ દ્વારા મનનો

નિગ્રહ કરીને, દમ દ્વારા ઈન્દ્રિઓનો નિગ્રહ દમન કરીને, તપદ્વારા દ્વંદ્વાતીત બનીને, તિતિક્ષાદ્વારા જે જે દુઃખો આવે તે બધાયનો પ્રતિકાર કર્યા વિના સહન કરીને, અને એ રીતે સહનશીલતાનો ગુણ કેળવીને જ્યારે સાધક સુખદુઃખાદિ દ્વંદ્વોથી અતીત બની જાય છે ત્યારે તેનામાં યોગ્યતા આવે છે. આ શાસ્ત્રની આજ્ઞાઓનું અનુશીલન કરવાથી મન, ઈન્દ્રિઓ, શરીર, ચિત્ત, વૃત્તિઓ વિગેરે સર્વ ઉપર સ્વામીત્વ આવે છે ત્યારે તે 'શમાન્વિત' કહેવાય છે.

આવો વિદ્વાન, પ્રશાંતચિત્ત અને શમાન્વિત જ્યારે ગુરુ પાસે જાય ત્યારે તે સમિત્પાણિ સન્મુખ ઊભેલા જિજ્ઞાસુને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ ઉપદેશ આપે છે.

ભગવાન ભાષ્યકાર શ્રી શંકરાચાર્ય મહારાજે 'શ્રોત્રિય' શબ્દની વ્યાખ્યા કરતાં, પોતે જે અધ્યયન કર્યું હોય અને શ્રવણ કર્યું હોય તેનો જે અર્થ તાત્પર્ય તેનું જેણે સ્વગત જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય, એટલે જે જાણ્યુ હોય અને શ્રવણ કર્યું હોય તેનો જેણે પરિચય કર્યો હોય તે" એવા ભાવની વ્યાખ્યા કરી છે અને 'બ્રહ્મનિષ્ઠ' શબ્દની વ્યાખ્યા કરતાં, "સંપૂર્ણ કર્મોનો ત્યાગ કરીને જેણે કેવળ અદ્વિતીય બ્રહ્મમા જ પોતાની નિષ્ઠા અચળ કરી હોય તે" એવો ભાવ વ્યકત કર્યો છે. એવા સમર્થ ગુરુ પાસે જે જાય તેને તે સદ્દગુરુદેવ,

येनाक्षरं पुरुषं वेद सत्यं
प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥

"જેના વડે તે સત્ય અને અક્ષર પુરુષનું તેને જ્ઞાન થાય તે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે."

જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે તેનું મહત્ત્વ કેટલું હશે? બ્રહ્મવિદ્યાનો જ્યારે સદ્દગુરુ ઉપદેશ કરે છે ત્યારે તેના પરિણામનો શિષ્યને પરિચય થાય છે. ઉપદેશ એટલે કેવળ વાણીનો વિલાસ નથી. એ ઉપદેશ તો

અધિકારી શિષ્યના અંતરના ઉંડાણમાં પ્રવેશ કરી રહ્યાંસહ્યાં મળ હોય તેનો ત્યાંને ત્યાંજ નિસ્તાર કરીને એ શિષ્યને પણ બ્રહ્મનિષ્ઠ બનાવે છે જ્ઞાન અગ્નિસ્વરૂપ છે એ જ્યાં જાય ત્યાં બધુંજ ભસ્મ કરી દે છે જેમ લોહને પારસમણિનો સ્પર્શ થતાંજ લોહ સુવર્ણ બને છે તેમ શિષ્ય પણ ગુરુદેવના ઉપદેશનું શ્રવણ કરતાં જ બ્રહ્મદર્શન કરીને કૃતાર્થ થાય છે અને તેથીજ

अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नम ॥

આ છે ગુરુદેવની મહત્તા! અજ્ઞાનરૂપી તિમિરના અંધકારે જે અંધ બનેલો છે તેને જ્ઞાનાંજન આંજીને તેના ચક્ષુ ઉઘાડે છે તેજ સાચો ગુરુ છે

અધિકારી ગુરુ હોય, અધિકારી શિષ્ય હોય તો ભવસાગર પાર કરવો અતિશય સરળ અને ગાયની ખરી ઓળંગવા જેવો બને જ્યાં ધન લોભી ગુરુ હોય, જ્યાં ગુરુ જ માયાના અંધકારમાં ઠોકરો ખાતા હોય, જ્યાં ગુરુને જ ઈર્ષ્યાત્રયીના પાસ જકડી રહ્યા હોય ત્યાં શિષ્યને બ્રહ્મતત્ત્વનું જ્ઞાન મળવું તો બાજુએ રહ્યું પણ શિષ્ય નથી આ ભવનો રહેતો કે નથી પરભવનો! ગુરુના પણ બંને બગડે અને શિષ્યના પણ બંને બગડે છે!!

પરમતત્ત્વનો ઉપદેશ કરવાનો અધિકાર બીજા સાધારણ મનુષ્યને નથી કારણ કે

न नरेणावरेण प्रोक्त एष
सुविज्ञेयो बहुधाचिन्त्यमान ।
अनन्यप्रोक्ते गतिरत्र नास्ति
अणीयान् ह्यतर्क्यमणुप्रमाणात् ॥

" અનેક પ્રકારે કલ્પિત કરેલ આ આત્મતત્ત્વ સાધારણ બુદ્ધિવાળા પુરુષના કહેવાથી સારી રીતે જાણી શકાતું નથી અભેદદર્શી આચાર્ય દ્વારા ઉપદેશિત આ આત્મામાં અસ્તિ નાસ્તિ જેવી કોઈ ગતિ નથી. કારણ કે એ સૂક્ષ્મ પરિણામ વાળાથી પણ સૂક્ષ્મ અને દુર્વિજ્ઞેય છે."

આત્માના એકત્વનું જે વિજ્ઞાન છે તેજ જ્ઞાનની પરાકાષ્ટા છે. સર્વ વસ્તુનો અભાવ થઈ જવાથી બીજી કોઈ ગતિ રહેતી નથી. એ સ્વાત્મભૂત આત્માનો ઉપદેશ મળ્યા પછી સંસારની ગતિ રહેતી નથી. એ ઉપદેશ પ્રાપ્ત થતાંજ આત્મવિજ્ઞાનના ફલસ્વરૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે.

'ગુરુ' શબ્દથી કોઈએ ભય પામવાની જરૂર નથી. ગુરુપરંપરા તો વેદના વારાથી ચાલી આવી છે, શ્રીકૃષ્ણને પણ સાંદિપનિ ગુરુ હતા. શ્રીરામને પણ વશિષ્ઠ જેવા ગુરુ હતા. ગુરુ એટલે આદર્શ. એ આદર્શ જેણે આત્મસાત્ કર્યો હોય તે સાચો ગુરુ.

મનુષ્યમાત્રને જીવનમાં આદર્શ હોવો આવશ્યક છે આદર્શ વિનાનું જીવન ધોબીના કૂતરા જેવું કિંવા માર્ગમાં રઝળતા પ્રાણી જેવું છે. આદર્શ વિનાનો માનવી અસ્થિર અને અશાંત છે. કારણ કે તેને પીઠબળ નથી. આદર્શવાન માનવી સ્થિર છે અને શાંત છે. તેને પોતાના જીવનમાં એ આદર્શ એક અવલંબનરૂપ છે અને તેથી તે તેના પીઠબળનું કામ કરે છે સામાન્ય જીવનમાં પણ જ્યાં જ્યાં સ્વભાવોદ્દગત સદ્દગુણ જોવાના મળે ત્યાં ત્યાં તે પોતાના જીવનમાં ઉતારવાને તેતે-પ્રાણી પદાર્થને-ગુરુ સ્થાન આપવું જોઈએ. દિક્ષા ગુરુ તો એક જ હોય. પણ પોતાના જીવન આદર્શને પ્રોત્સાહન આપે એવા લક્ષણ જેનામાં હોય છે તે બધાજ તેટલે અંશે ગુરુસ્થાને ગણી શકાય. અને તેવા આદર્શ વડે જ જીવન જીવી શકાય, ભવપાર કરી શકાય. અને એજ છે ગુરુનું મહત્ત્વ.

જીવનનૌકા સાંપડી, દુર્લભ જગમોઝાર<br>
હૈવારિ ગુરુદેવ તો, ભવ ફેરા શા ભાર ! !

—(૦)—

## પ્રકરણ ૧૭

### લક્ષ્યવેધનું રામબાણ :—

> भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
> ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥

"હું જેટલો માપવાળો તથા જે સ્વરૂપવાળો છું, તેવા મને ભક્તિ વડે તે બરાબર જાણે છે; પછી મને બરાબર જાણી, લાગલો જ તે મારામાં પ્રવેશ કરે છે. (ગી. ૧૮–૫૫)

આગળ શ્રી ભગવાને અર્જુનને કહ્યું, "હજારો મનુષ્યોમાં સિદ્ધિ માટે આત્મદર્શન માટે તો કોક જ યત્ન કરે છે અને એવા યત્ન કરતા સિદ્ધોમા પણ મને સત્ય સ્વરૂપે તો કોક જ જાણે છે." એવા પરમતત્ત્વને સત્યસ્વરૂપે જાણનાર તો શ્રી ભગવાને કહ્યું તેમ જે ભક્તિવાન છે તેજ છે. ભક્તિવડે ભગવાનને યથાર્થ રીતે જાણીને તે તેમા પ્રવેશ કરે છે પણ ભક્તિ કેવી? એ પ્રશ્ન સાધકને મુઝવે છે.

સપ્રદાય અભિનિવેષયુક્ત ભક્તિ તો સગુણ સાકાર સ્વરૂપની જ સંભવે. વૈષ્ણવો ભગવાન શ્રી કૃષ્ણના વિવિધ સ્વરૂપોનુ પૂજન અર્ચન કરે અને તેનેજ સર્વસ્વ માને શૈવો ભગવાન શ્રી શંકરના લિંગદેહનું જ પૂજન અર્ચન કરે અને તેનેજ સર્વસ્વ માને અને વૈષ્ણવોનો અને ભગવાન શ્રી વિષ્ણુનો પણ અનાદર કરે; શાક્તો શ્રી શક્તિ સિવાય ઇતર સાંપ્રદાયિક દેવદેવીઓનો અનાદર કરે અને શ્રી શક્તિને સર્વસ્વ લેખે; શક્તિના ભિન્ન-ભિન્ન સ્વરૂપોની ઉપાસના કરે. આમ કેવળ સપ્રદાય અભિનિવેષના કારણે અનેક સપ્રદાયોમા ભક્તિને નામે રાગદ્વેષનો સચાર થાય. પણ એ બધાય સપ્રદાયના અનુયાયીઓ જો પરમતત્ત્વનુ સાંપ્રદાયિક અભિનિવેષથી મુક્ત વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત કરે તો એમાંનુ કશુ જ ન રહે. પણ તે કેમ બને? સપ્રદાયના ઇજારદારો એ કેમ બનવા દે?

सर्वं खल्विदं ब्रह्म । ની ઘોષણા કરનાર;

एकमेवाद्वितीयम् ब्रह्म । ની અવ્યકતરૂપે ઉપાસના કરનાર, ઉપાસકો પણ કાંઈ જૂદાજ સૂર કાઢે છે. તેમને પણ, સગુણ સાકારની ઉપાસના, પોતાની અવ્યકતની ઉપાસના જેવી શ્રેષ્ઠ નથી એવો અંતરમાં ઊંડો ઊંડો પણ ભાવ છે.

ઉભય પ્રકારના એ ઉપાસકોની વૃત્તિ સંકુચિત છે. સગુણ સાકાર સ્વરૂપના ઉપાસકો જે તત્ત્વની ઉપાસના કરે છે તેજ તત્ત્વની ઉપાસના નિર્ગુણ નિરાકાર પરમ તત્ત્વની-અવ્યકતની-ઉપાસના કરે છે. અંતે તે સગુણ સાકારની ઉપાસના કરીને પણ ઉપાસકે આનંદ બ્રહ્મને પ્રાપ્ત કરવાને અવ્યકતની જ પ્રાપ્તિ કરવાની છે. સગુણ સાકાર ઉપાસનાનાં પ્રતિક શ્રીકૃષ્ણ, શ્રીરામ આદિ અવતારો તો એ અવ્યકત પરમતત્ત્વનાં જ સ્વરૂપો છે, અને અવતાર કાર્ય અર્થે જ સગુણ સાકાર સ્વરૂપ ધારણ કરે છે. એ અવતાર કાર્ય પુરું થતા જ એ પોતાના અવ્યકત, સ્વરૂપમા પોતાના એ સગુણ સાકાર સ્વરૂપનો વિલય કરે છે આમ છે છતા પણ એ બે પ્રકારના ઉપાસકોએ પરસ્પર ઉપેક્ષા ભાવ રાખવો એ કેવળ સંકુચિત દૃષ્ટિ મર્યાદાનુ પરિણામ છે.

પરમાત્માએ પ્રકૃતિનુ સર્જન કર્યું અને પછી તેમા પ્રવેશ કર્યો;

तत्सृष्ट्वा तदेवानुप्राविशत् ॥ — (તૈ. ૨-૬-૧)

એટલે પ્રકૃતિના કણરજકણમા પણ પરમતત્ત્વનુ અસ્તિત્વ છે. પ્રકૃતિ પ્રત્યક્ષ છે અને પરમતત્ત્વ અવ્યકત છે પણ પ્રત્યક્ષ પ્રકૃતિ પરમતત્ત્વની શકિત અને સત્તા સંપાદન કરીને, ઉધા જેમ સૂર્યની સત્તાવડે અનેક રંગોનુ દર્શન કરાવે છે પુષ્પ અને પરિમલ જેમ ઓતપ્રોત છે તેમ પ્રકૃતિ અને પુરુષ પણ પરસ્પર ઓતપ્રોત છે. ભેંસ જેમ ખીલાના બળ પર કૂદે છે તેમ પ્રકૃતિ પણ પોતાના અધિષ્ઠાનના બળ વડેજ આમ ફાલીફૂલી જગતને નચાવી રહી છે. પ્રકૃતિ નાચે છે પણ પુરુષ નચાવે તેમ ! એ પ્રકૃતિમા રહેલા પુરુષને આપણે શોધવાનો છે અને તેને માટે જ્યા જુઓ ત્યાથી પ્રકૃતિનો નિષેધ કરવાનો છે, વેદોએ પણ 'नेतिनेति' કહીને એવી નિષેધ પરંપરાનોજ આશ્રય લીધો છે અને અંતે થાકીને મૂગા બન્યા છે. જ્યારે નિષેધની એ ક્રિયા પૂરી થશે ત્યારે પુરુષની ઝાંખી થશે શ્રી ભગવાને તો ઉદ્ધવને સ્પષ્ટ શબ્દોમા કહ્યુ છે કે:

स एष जीवो विवरप्रसूतिः
प्राणेन घोषेण गुहां प्रविष्टः ।
मनोमयं सूक्ष्ममुपेत्य रूपं
मात्रास्वरोवर्ण इति स्थविष्ठः ॥

"જે પરમાત્માનું પરોક્ષરૂપે વર્ણન કરવામાં આવ્યું છે તે સાક્ષાત્ અપરોક્ષ-પ્રત્યક્ષ જ છે. કારણ કે તેજ સર્વ વસ્તુઓને સત્તા સ્ફૂર્તિ આપે છે-જીવનદાન કરનાર છે. તેજ પ્રથમ અનાહતનાદ સ્વરૂપે પરાવાણી નામક પ્રાણ સાથે મૂળાધાર ચક્રમાં પ્રવેશ કરે છે. તે પછી મણિપૂરક ચક્રનાભિસ્થાનમાં જઈને પશ્યંતિવાણીનું મનોમય સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરે છે. તે પછી કંઠ દેશમાં સ્થિત વિશુદ્ધ નામક ચક્રમાં આવે છે અને ત્યાં મધ્યમા વાણીના સ્વરૂપે વ્યક્ત થાય છે પછી ક્રમશઃ મુખમાં આવીને હ્રસ્વ, દીર્ઘાદિ માત્રા, ઉદાત્ત અનુદાત્ત આદિ સ્વર તથા કકારાદિ વર્ણરૂપે સ્થૂળ વૈખરી વાણીનું રૂપ ધારણ કરી લે છે." (ભા. ૧૧-૧૨-૧૭)
વળી તૈત્તિરીયોપનિષદકારે પણ—

तदनुप्रविश्य सच्चत्यच्चा भवत् । निरुक्तं चा
निरुक्तं च निलयनं चानिलयनं च विज्ञानं
चाविज्ञानंचा सत्यं चानृतंच सत्यममवत् ॥

"એમાં પ્રવેશ કરીને સત્યસ્વરૂપ પરમાત્મા મૂર્ત અમૂર્ત દેશકાલાદિ પરિચ્છિન્નરૂપથી કહી શકાય એવા અને ન કહી શકાય એવા, આશ્રય, અનાશ્રય, ચેતન અચેતન અર્થાત્ વ્યવહારિક સત્ય અસત્યરૂપ બની ગયું." (તૈ. ૨-૬-૧) અને શ્રી ભગવાને ભાગવતમાં પણ—

भूतं प्रसिद्धं च परेण यद्यत्—
तदेव तत् स्यादिति मे मनीषा । (ભા. ૧૧-૨૮-૨૧)

"જે પદાર્થ જેનાથી બને છે અને જેના વડે પ્રકાશિત થાય છે તેજ તેનું વાસ્તવિક સ્વરૂપ છે, તેજ તેની પરમાર્થ સત્તા છે એ નિશ્ચિત સત્ય છે એવો મારો દૃઢ નિશ્ચય છે."

એમ કહીને પ્રકૃતિ ક્રિયાશીલ છે અને તેથી પ્રકૃતિ એજ પરમતત્ત્વનું સ્વરૂપ છે એમ કહ્યું છે. પ્રકૃતિનો આપણે નિષેધ કરવાનો છે તે તેના પરમતત્ત્વથી ભિન્ન પ્રાકૃત સ્વરૂપનો નિષેધ કરવાનો છે. જે તત્ત્વ પ્રકૃતિથી અભિન્ન છે એવો આપણો નિશ્ચય બને, એજ આપણો દૃષ્ટિકોણ બને તો પ્રકૃતિ જેવું તત્ત્વથી ભિન્ન કશુંજ રહેતું નથી પણ અજ્ઞાનના અંધકારમાં આપણે એ સત્યને જોઈ શકતા નથી અને તેથીજ પ્રકૃતિ અને પુરુષને ભિન્ન માની તેને શોધવા આકાશપાતાળ એક કરીએ છીએ. શ્રી ભગવાને કહ્યું છે તેમ,

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।

"જે મને સર્વમાં જુએ છે અને સર્વને મારામાં જુએ છે તેનાથી હું છુપો રહી શકતો નથી અને તે મારાથી છુપો રહી શકતો નથી." પણ આપણી દૃષ્ટિ દ્વૈતદૃષ્ટિ છે, અદ્વૈતદૃષ્ટિ થાય તો આ બધીજ ભાંજગડ મટી જાય. અસ્તુ.

આ પ્રમાણે શ્રી ભગવાનના વચનાનુસાર એ પરમતત્ત્વ પ્રાણીમાત્રમાં સત્તા અને સ્ફૂર્તિરૂપે પ્રત્યક્ષ છેજ પણ તેને જોવાની આપણી પાસે દૃષ્ટિ નથી. તેથી આપણે પરમતત્ત્વને શોધવાનાં ફાંફાં મારીએ છીએ અને પરમતત્ત્વ પરોક્ષ છે એમ ગણીને તેને અપરોક્ષ કરવાનો પુરુષાર્થ કરીએ છીએ. શ્રી ભગવાને ગીતામાં—

सर्वस्य चाहं हृदि सन्निविष्टः ।

'હું સર્વના હૃદયમાં અંતર્યામી રૂપે રહેલો છું." (ગી. ૧૫-૧૫) કહ્યું જ છે; ઉપનિષદકારોએ પણ એ પરમતત્ત્વનું સ્થાન હૃદય જ સ્વીકાર્યું છે; અને જેની સર્વત્ર વ્યાપ્તિ છે તેની અભિવ્યક્તિ માટે 'હૃદય' નિશ્ચિત કર્યું છે. જો સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ થઈ જાય, તો પછી એ હૃદય-ગુહામાં જ છે એમ શા સારૂ માનવું ઘટે ? પણ ચંચળવૃત્તિના પરિણામે અંતર્બુદ્ધિ દ્વારા ધ્યાન યોગને અનુસરીને તેનું પ્રથમ હૃદયમાં દર્શન કરીને તેજ દર્શન સર્જન માત્રમાં કરવાની વિશાળ બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત કરીએ તો જ અર્થસિદ્ધિ સરળ થાય અને તેથી જ અનુભવીઓએ હૃદયને જ આત્મતત્ત્વની અભિવ્યક્તિનું સ્થાન સૂચવ્યું છે.

એવા પ્રત્યક્ષ અને પરોક્ષ પરમતત્ત્વને આપણે શોધવા નીકળ્યા છીએ, જે પ્રત્યક્ષ છે તેને પરોક્ષ માનીને આપણે તેની શોધ કરીએ છીએ માયાના આવરણનુ, મોહ, મમતા અને અહંતાનુ એ પરિણામ છે તેથી જ **શ્રી ભગવાને કહ્યુ.**

**भक्त्या मामभिजानाति ।**

**"મને ભક્તિ વડે જાણી શકાશે." "મારૂં વાસ્તવિક સ્વરૂપ કેવુ છે, મારૂં તાત્ત્વિક સ્વરૂપ કેવુ છે, તે કેવળ ભક્તિદ્વારા જાણી શકાશે"**

પણ એ ભક્તિ ક્યા પ્રકારની ? આપણે સામાન્ય રીતે "ભક્તિ' શબ્દથી જે પ્રક્રિયા સમજીએ છીએ તેજ એ ભક્તિ છે કે આ 'ભક્તિ' નો પ્રકાર કોઈ બીજો જ છે તે આપણે નક્કી કરવુ જોઈએ

પરમતત્ત્વને સગુણ સાકાર સ્વરૂપે ભજતા ભક્તો માટે તો નવધા ભક્તિનુ નિયોજન શાસ્ત્રમા કર્યું છે શ્રવણ કીર્તન વગેરે નવ પ્રકારે પ્રભુને પૂજવાનો વિધિ છે એ નવધા ભક્તિ અંતે આત્મનિવેદનમા પર્યવસાન પામે છે પણ એ બધાય પ્રકારોમા દ્વૈતભાવ રહેલો છે ભક્ત અને ભગવાન એવા દ્વૈતભાવ સાથે ભક્ત ભગવાનની ભક્તિ કરે છે અહી શ્રી ભગવાને જે ભક્તિનો ઉલ્લેખ કર્યો છે તે ભક્તિ એ સાપ્રદાયિક વેવલાપણાની ભક્તિ નથી અહી જે ભક્તિનોઉલ્લેખ કર્યો છે તે ભક્તિ અવ્યક્તના ઉપાસકો અદ્વૈત તત્ત્વની જે ઉપાસના કરે છે તે અતરના ઉન્નત ભાવ સાથેની તત્ત્વભક્તિ છે સાપ્રદાયિક ભક્તિનો ભક્ત દ્વૈતમાથી ઊચો આવી જ શકતો નથી તેના દ્વૈતભાવનુ નિરસન થતુ જ નથી અને દ્વૈતભાવના નિરસન વિના આત્મદર્શનનો સભવ જ નથી એ ભક્તિમા દીનતા છે, પામરતા છે, હીનતા છે અને કનિષ્ટ ભાવ છે વાસ્તવિક રીતે માનવી તેવો નથી દીનહીન બનીને ભગવાન આગળ કરગરવુ એ ભગવાનને પણ પ્રિય નથી ભગવાન આગળ તો નચિકેતા જેવો, નિષ્પાપ, ઉન્નતભાવથી ભાવિત અને એકમેવ પરમતત્ત્વના જ દર્શનની અભિલાષાયુક્ત ભક્ત જ ભગવાનને ગમે છે ગીતાના બારમા અધ્યાયમા ભક્તના જે લક્ષણો શ્રી ભગવાને વર્ણવ્યા છે તેમા એવી દીનતા, હીનતા કે કૃપણતા ક્યાય જોવામા આવતી નથી ત્યા તો કામનારહિત થવુ એ જ એક એ ભક્તિનુ આવશ્યક અગ છે

સાંપ્રદાયિક ભક્તિમાં તો "ભગવાન, હું આવો છું, હું તેવો છું, મને તાર, હું પાપી છું, હું ગરીબ છું, મારો ઉદ્ધાર કર!" વિગેરે પોતે પોતાની જાતને ભગવાન આગળ અધમાધમ તરીકે જ રજૂ કરે છે અને ભગવાન તેવા આક્રંદ પ્રત્યે ભાગ્યે જ લક્ષ પણ આપે! ભગવાનને એ ગમતું નથી. ભગવાન તો કહે છે, "તું મારો અંશ છે, મારી શક્તિનો માલિક છે, હું અને તું ભિન્ન નથી, પણ તું ભૂલો પડયો છે, જીવ બન્યો છે. શિવ થઈને શિવને ભજ ત્યારે જ તારો ઉદ્ધાર થશે." અને ભગવાનના એ શબ્દો અક્ષરશઃ સાચા હોવા છતાં માયાવિશિષ્ઠ જીવ તે સાંભળતો નથી, તેવો આચાર કરતો નથી અને પોતાની દીનતા પરજ અશ્રુપાત કરે છે, તેવાને જ ભગવાન કહે છે.

"ઉઠ, જાગ અને તારું સ્વરૂપ જો!"

શ્રી ભગવાન ભાખ્યો ભક્ત કેવો હોય તે ગીતાના બારમાં અધ્યાયમાં શ્રી ભગવાને વર્ણવ્યું છે, વાચક ભલે જુએ.

એ ચકલના, અદ્વૈતના ઉપાસક અર્થે ભગવાને જે ભક્તિનો પ્રકાર અર્જુનને કહ્યો છે તે કાંઈક જૂદો છે.

ब्रह्मभूत प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥

"એમ બ્રહ્મરૂપ થઇ પ્રસન્નચિત્તવાળો થયેલો તે મનુષ્ય શોક કરતો નથી કે કાંઈ ઈચ્છા રાખતો નથી. તે સર્વ ભૂતોમાં સમાન ભાવવાળો હોઈ મારી શ્રેષ્ઠભક્તિવાળો છે."

અને "બ્રહ્મભૂત"—બ્રહ્મસ્વરૂપ થવાની યોગ્યતાનું વર્ણન કરતા પણ શ્રી ભગવાને અર્જુનને કહ્યું.

बुद्धया विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥

(ગી. ૧૮-૫૧-૫૨-૫૩)

"અતિશય શુદ્ધબુદ્ધિથી યુક્ત થઈ ધૈર્ય વડે ઇન્દ્રિય વર્ગને વશ કરી અને શબ્દાદિ વિષયોને છોડીને, રાગ તથા દ્વેષનો ત્યાગ કરી એકાંત સેવનારો, થોડું ખાનારો, વાણી, શરીર અને મનને જીતનારો, નિત્ય ધ્યાનયોગમાં તત્પર, વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરનારો અને અહંકાર, બળ, ગર્વ, કામ, ક્રોધ તથા દરેક જાતનો સંગ્રહ છોડી મમતારહિત અને શાંત થયેલો મનુષ્ય બ્રહ્મસ્વરૂપે થવાને સમર્થ થાય છે.'

"બ્રહ્મસ્વરૂપ થવાની આ શ્રી ભગવાન ભાખી યોગ્યતા છે, એમાં ક્યાં છે સાંપ્રદાયિક ભક્તિનું વેવલાપણું ? અને છતાંય એ શ્રેષ્ઠ ભક્તિનો અધિકારી બને છે. આત્મા ઉન્નત છે, શ્રેષ્ઠ છે પણ પોતાનું સ્વરૂપ ભૂલ્યો છે. પણ તેથી તે કોઈ રીતે ઉતરતો નથી. લઘુગ્રંથીની ભાવના જ માનવીને બીજાનાં કરતાં પોતે ઉતરતી શ્રેણીનો છે એવી ભાવના જાગ્રત કરે છે અને એ ભાવના જેમ જેમ ઘનિષ્ટ બનતી જાય છે તેમતેમ પોતાને બીજાના કરતાં કનિષ્ટ માનતો થાય છે અને એ ભાવના જ્યારે અંતઃકરણ ઉપર આધિપત્ય ભોગવે છે. "હું નાનો છું, હીણો છું. "એવી ભાવનાથી જ્યારે માનવી ગ્રસ્ત બને છે ત્યારે તે ભાગ્યે જ ઊંચો આવી શકે છે. અસ્તુ. એ યોગ્યતા પ્રાપ્ત કરનાર જ્યારે બ્રહ્મસ્વરૂપ બની જાય છે ત્યારે તેને પરાભક્તિ પ્રાપ્ત થાય છે. બ્રહ્મભૂત થયા પછી પણ તેણે તો પરાભક્તિનું અનુસરણ કરવાનું રહે છે અને તે ભક્તિનું અનુસરણ કરીને તે સ્વયંબ્રહ્મ બની જાય છે અને ત્યારે તે બ્રહ્મમાં ભળીને, બ્રહ્મ બનેલાને પરાભક્તિનું અનુસરણ રહેતું નથી. કારણ કે અંતે સ્વરૂપૈક્ય થાય છે ત્યારે દ્વૈતનો નિઃશેષ ક્ષય થાય છે અને અંતે કેવળ અદ્વૈત જ રહે છે. અદ્વૈત ભાવે કોની ભક્તિ કરવાની હોય ? જ્યાં સુધી શ્રેષ્ઠ ભક્તિ કરવાની છે ત્યાં સુધી પણ ભિન્નતાનો આભાસ રહે છે, દ્રષ્ટિમાં 'હું અને તુ" એવો ભાવ રહે છે. ભલે બ્રહ્મભાવ હોય પણ તે દ્વૈતને કારણે જ છે. જ્યારે પરાભક્તિ પ્રાપ્ત થાય છે ત્યારે તેની નજરે જે જે સ્વરૂપો પડે તે સ્વરૂપમાં બ્રહ્મભાવ જાગ્રત થાય છે. જ્યાં જ્યાં તેની નજર જાય ત્યાં ત્યાં તેને બ્રહ્મના જ દર્શન થાય છે અને તેની આગળ પાછળ, તેની પૂર્વપશ્ચિમ, ઉત્તરદક્ષિણ, ઉપરનીચે બધે જ બ્રહ્મનો ભાવ થાય છે અને બ્રહ્મનો અનુભવ થાય છે. એ અનુભવ જેમ જેમ દ્રઢ થતો જાય તેમ તેમ તેનું દેહમાન લુપ્ત થતું જાય છે_અને પોતાને ,પણ તે બ્રહ્મ જ અનુભવતો થાય છે ત્યારે તેની

દેહબુદ્ધિનો લોપ થાય છે અને સર્વત્ર બ્રહ્મબુદ્ધિ થાય છે. પછી તો બ્રહ્મબુદ્ધિનો પણ લોપ થાય છે. અંતિમ વિસ્મરણ અવસ્થા પ્રાપ્ત કરે છે. પછી તેમાં અને બ્રહ્મમાં ભેદ રહેતો નથી. પછી તો જેમ સરિતા સાગરમાં મળી પોતે સાગર બને તેમ તે પણ બ્રહ્મમાં ભળી બ્રહ્મ સ્વરૂપ થઈ જાય. બ્રહ્મ બનવા જેવું કશું જ નથી, વ્યક્તિત્વનો લોપ થાય છે. સમષ્ટિમાં ભળી સમષ્ટિ બની જાય છે અને સમષ્ટિસહિત તે બ્રહ્મ છે. શ્રી ભગવાને ઉદ્ધવને સમગ્ર એકાદશમ સ્કંધનું જ્ઞાન આપ્યું. જ્ઞાન આપીને પોતાના જેવો બનાવ્યો છતાં ય જ્યારે બદરિકાશ્રમ જવાનો તેને શ્રી ભગવાને આદેશ કર્યો, શિખામણના બે બોલ કહ્યા અને

अतिव्रज्यगतीस्तिस्रो मामेष्यसि ततःपरम् ॥

"અંતમાં તું ત્રણ ગુણ અને તેની સાથે સંબંધ રાખવા વાળી ગતિઓને પાર કરી તેનાથી પર મારા પરમાર્થ સ્વરૂપમાં મળી જશે."

(ભા-૧૧-૩૧-૪૪)

એ પ્રમાણે કહીને સ્વરૂપની પ્રાપ્તિ થશે એવું સૂચવ્યું છે.

પરાભક્તિ કિંવા જ્ઞાનોત્તરભક્તિ એ સાધકની અંતિમ અવસ્થા છે. સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી જ્ઞાની થવા છતાં તે સાધક બ્રહ્મસ્વરૂપ થતો નથી. બ્રહ્મસ્વરૂપ થવાને જે લક્ષણોની આવશ્યકતા છે તે ઉપર આલેખ્યાં છે. એ લક્ષણોયુક્ત સાધક સિદ્ધ બની સાધ્ય વસ્તુ આત્માનો અનુભવ કરે છે, મેળવે છે, એમા સંશય નથી. કારણ કે બ્રહ્મત્વ એજ જ્ઞાનની સર્વશ્રેષ્ઠ નિષ્ઠા છે, જ્ઞાનની પરાકાષ્ઠા છે. એ જ્ઞાનમાં જ સર્વની સમાપ્તિ છે. શ્રી ભગવાન ભાખી જે ભક્તિ છે તેનું આ સ્વરૂપ છે. જ્યાં અન્ય જ નથી ત્યાં અનન્ય થવાપણું રહેતું નથી. પરાભક્તિ કોઈ પણ સંપ્રદાયના અભિનિવેશરહિત છે. ભક્તિ કરતાં કરતાં જ સાધકને એકત્વનુ ભાન આવે છે, એકત્વનો અનુભવ થાય છે અને ત્યારે તે દ્વૈત ભાનથી મુક્ત થાય છે. પછી તો 'अहं ब्रह्मास्मि। सर्वं खल्विदं ब्रह्म।' એ ભાવના પણ રહેતી નથી.

એ જ્ઞાનોત્તર ભક્તિનું અનુશિલન એજ આત્મદર્શન માટે અમોઘ સાધન છે.

પ્રકૃતિને જોવાની તમારી દ્રષ્ટિ અને તેની દ્રષ્ટિમાં આકાશ પાતાળ જેટલું અંતર છે. તમે પ્રકૃતિને બ્રહ્મથી ભિન્ન પ્રકૃતિ જુઓ છો. તમારું એ પ્રકૃતિદર્શન વિપરીત દર્શન છે પણ જ્યા સુધી અદ્વૈતમાં તમારી પ્રતિષ્ઠા ન થાય ત્યા સુધીનું તમારું એ દર્શન કરતા કરતા અને બ્રહ્મ અને પ્રકૃતિમાં અભેદભાવ કેળવતા કેળવતા જ્યારે એ પ્રકૃતિ પણ બ્રહ્મ જ છે એવો ભાવ સ્થિર થાય ત્યારે જ તમે પ્રકૃતિને પણ બ્રહ્મભાવે જોતા થશો. એ બ્રહ્મભૂત બનેલો પ્રકૃતિને જૂએ છે પણ તેની દ્રષ્ટિમા એ પ્રકૃતિ નથી, તેની દ્રષ્ટિમા એ બ્રહ્મ છે. કારણકે બ્રહ્મ સિવાય અન્યનુ અસ્તિત્વ જ નથી અને તેથી તેનુ પ્રકૃતિદર્શન પણ સમ્યક્ છે : શ્રી ભગવાને કહ્યુ :

नासतो विद्यते भावो नाभावो विद्यते सत ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्वदर्शिभि' ॥

"અસતનો ભાવ અસ્તિત્વ નથી અને સતનો અભાવ નથી તત્ત્વ દ્રષ્ટાઓએ તો એ બ નેનો આખરી નિર્ણય જોયો છે."

એ પ્રમાણે પ્રકૃતિ જે નાશવત છે અને પરમતત્ત્વ જે શાશ્વત છે તે ઉભયનો ભેદ ભાગી જતા જે કાંઈ છે તે બધું જ બ્રહ્મ છે એવો ભાવ થઈ જાય છે ત્યારે તત્ત્વદર્શન થાય છે. એ મહાનુભાવનુ દર્શનજ વાસ્તવિક દર્શન છે. પ્રકૃતિમાં છુપાયેલા એ પુરુષને એની જ આખો જુએ છે જ્યારે તમારી આખો પ્રકૃતિના સ્થૂળ–જડ–માળખાને જોઈને જ રાચે છે. એનો આનંદ દિવ્ય છે, તમારો આનંદ પાર્થિવ છે. એટલો જ તમારામા અને એનામા ભેદ છે બાકી નામ, રૂપ અને આકાર તો તમારાં પણ છે અને એના પણ છે પ્રાકૃત દ્રષ્ટિ અને બ્રહ્મદ્રષ્ટિમાં આટલોજ ભેદ છે અને તેથી જ સમદર્શન એજ વાસ્તવિક દર્શન છે.

शुनिचैवश्वपाके च पंडिताः समदर्शिनः ।

એવુ શ્રી ભગવાને અર્જુનને કહ્યુ છે.

શ્રી ભગવાને બ્રહ્મપદની પ્રાપ્તિને પાત્ર કહેલા છે તેનુ અર્જુન આગળ બ્યાન કરતા

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥

"માન અને મોહ વિનાના, સંગદોષને જીતનારા, સારી રીતે દૂર થયેલી કામનાઓવાળા; સદા આત્મામાં સ્થિતિ કરતા અને સુખદુઃખાદિ નામવાળાં જોડકાંથી છૂટી ગયેલા-જ્ઞાનીઓ તે અવિનાશી પદને પામે છે." (ગી. ૧૫-૫)

શ્રી ભગવાન ભાખ્યા આત્મદર્શન અર્થેની યોગ્યતાના લક્ષણોનો આપણે અહીં પણ થોડો વિચાર કરીએ તો જણાશે કે "निर्मानमोहाः" જેને માન અને અપમાન જેવું કશું જ નથી. અને જેને મોહ નથી તે. માન અને અપમાનની ભાવના માનવીને જ્યાં સુધી દેહબુદ્ધિ છે ત્યાં સુધી જ રહે છે. બ્રહ્મબુદ્ધિ થતાંજ એ દેહબુદ્ધિનો લય થાય છે. દેહબુદ્ધિથી પર માનવી દેહને પડછાયા જેવો જ લેખતો હોવાથી તેને દેહની લેશ માત્ર સ્પૃહા હોતી નથી અને તે માન અને અપમાનનો સમભાવે-સમદ્રષ્ટિએ જ અનુભવ કરે છે. જ્યાં સુધી મનુષ્યની બુદ્ધિમાં વિષયો પ્રત્યે વૈરાગ્ય બુદ્ધિ ન થાય ત્યાં સુધી વિષયોનો મોહ તો રહેવાનો જ. જ્યારે વૈરાગ્યબુદ્ધિ સ્થિર થાય છે ત્યારે એ વિષયોનો મોહ હોતો નથી. પ્રપંચનો, પરિવારનો, ઘરબારનો, ઐહિક સંપત્તિનો કશાનો જ મોહ રહેતો નથી. વૈરાગ્ય એજ મોહનો મહાન શત્રુ છે. આ નિર્મોહીને મમત્વ શાનું હોય? એટલે જગત અને જાગતિક સંબંધીઓ પ્રત્યે મમત્વ રહેતું નથી. એટલે જ તેનો મોહ ઓસરી જાય છે ત્યારે તે માયાના બંધનથી મુક્ત થાય છે. અને ત્યારે તે 'जितसंगदोषाः' આસક્તિથી મુક્ત બની જાય છે. જ્યાં સુધી પ્રકૃતિ અને પ્રાકૃત પદાર્થોમાં આસક્તિ છે ત્યાં સુધી માનવી પરમતત્ત્વનું ચિંતન કરી શકતો નથી. ચિત્તનો ધર્મ ચિંતન કરવાનો છે પણ ચિત્ત એકી વખતે તત્ત્વચિંતન અને પ્રકૃતિચિંતન કરી શકતું નથી. કારણ કે તેની દ્રષ્ટિ સમક્ષ પરમતત્ત્વ નથી, પણ પ્રપંચ અને પ્રાકૃતિક પદાર્થો જ છે. જ્યારે તેની દ્રષ્ટિ પરમતત્ત્વ પ્રત્યે આકર્ષાય છે ત્યારે ક્રમશઃ પ્રકૃતિનું આકર્ષણ, વિષયોનું આકર્ષણ ઓછું થાય છે, અને એક દિવસ એવો ઊગે છે જ્યારે તે પ્રકૃતિને પણ એજ પરમતત્ત્વના પડછાયા જેવી લેખી તેની કોડીની પણ કિંમત આંકતો નથી, અને ત્યારે તે સંગદોષ, આસક્તિથી મુક્ત થાય છે, આસક્તિમાં ઓટ આવી

જાય છે અને ત્યારે જ તે 'अध्यात्मनित्य' સતત આત્મામાંજ રમણુ કરતો બનીને પરમપદની પ્રાપ્તિ માટે યોગ્ય બનતો જાય છે. વિષયો અને પરમતત્ત્વનો સંગ હોઈ શકતો નથી. વિષયો જ્યારે મનમાંથી સમૂળ નષ્ટ થાય છે ત્યારે જ પરમતત્ત્વ પ્રત્યે માનવીને આકર્ષણ થાય છે અને ત્યારે જ તે અભ્યાસ દ્વારા અધ્યાત્મનિત્ય બની શકે છે.

આમ જ્યારે મનુષ્યની દેહબુદ્ધિનું નિરસન થાય છે, નિર્માનમોહ બની જાય છે, જ્યારે વૃત્તિ અનાસક્ત બને છે ને પરમતત્ત્વમાં જ જેનું સતત રટણ રહે છે ત્યારે તે અધ્યાત્મનિત્ય બને છે, અધ્યાત્મમાં જ તેનું ધ્યાન રહે છે.

જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ છે. જાગ્રત અવસ્થામાં તે તેના જેવાઓ સાથે પરમતત્ત્વની જ વાત કરે છે. એકલો પડે છે ત્યારે પરમતત્ત્વનું જ ચિંતન કરે છે, અને એ રીતે પોતાની જાગ્રત અવસ્થામાં કાળ નિર્ગમન કરે છે તે અન્ય કંઈ જ જોતો નથી કે અનુભવતો નથી. એવા અધ્યાત્મનિત્યને સ્વપ્ન પણ આવે જ. છે પણ તેમાં પણ તે પરમાત્માનાં જ દર્શન કરે છે, કોક સમે પોતાના ઈષ્ટનાં દર્શન કરે, કોક સમે તે પ્રકાશભાવે પરમાત્મા સાથે જ જાણે વિહાર કરે, પરમાત્માના શ્રીવિગ્રહનું જ જાણે પૂજન કરે અને તેની સ્વપ્નમાં પણ જાગ્રત પ્રમાણે તમામ ચેષ્ટાઓ પરમાત્મા પરક જ હોય છે. સુષુપ્તિમાં તેનું મન પરમાત્મામાંજ લીન બની જાય છે ત્યારે તે સ્વરૂપાનંદનો આસ્વાદ લે છે. આમ એ ત્રણે મનની અવસ્થાઓમાં વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞરૂપે જે આત્મા કાર્યામાં કાર્ય કરે છે તે આત્મા સાથે જ તે રમણ કરે છે અને તેથી જ તે 'अध्यात्मनित्य' કહેવાય છે

એવી વ્યક્તિની બધીજ કામનાઓ સમૂળ નષ્ટ થયેલી હોય છે. ત્યારે તે विनिवृत्तकामाः નું બિરુદ પ્રાપ્ત કરે છે. અને કામનાઓથી નિવૃત્ત બને છે ત્યારે તેના સૂક્ષ્મ શરીરની બધી જ ગ્રંથીઓ છિન્નભિન્ન થઈ જાય છે. કામના એજ હૃદયની ગ્રંથી છે. એ કામનાઓના લોપ સાથે જ્યારે સૂક્ષ્મ શરીર વિશુદ્ધ બને છે ત્યારે તેનું અંતઃકરણ કાચ કીગળ જેવું સ્વચ્છ બને છે અને કામનાઓ-વાસનાઓનો સમૂળ નાશ થઈ જાય છે. જ્યાં સુધી કામનાઓ અંતરને કોરતી રહે છે, જ્યાં સુધી વાસનાઓ મનુષ્યને સતત સતાવતી રહે છે, તેનો સમૂળ નાશ ન થાય,

ત્યાં સુધી માનવી તે કામનાઓ અને વાસનાઓની પરિતૃપ્તિ અર્થે વિષયોની પાછળ હડકાયા કૂતરા પેરે દોડતો હોય છે. હડકાયું કૂતરું એક ક્ષણ પણ ઠરીને બેસી શકતું નથી, તે દોડતું જ જાય છે અને જેને તેને બાચકાં ભરતું જ જાય છે, તેમ કામના અને વાસનાગ્રસ્ત માનવી પણ એ કામના અને વાસનાના હડકવાને કારણે તેની પૂર્તિ અર્થે ઈતસ્તતઃ અટવાતો જ હોય છે. જાગ્રત અવસ્થામાં તો ભટકતો જ હોય છે પણ તેને સ્વપ્ન આવે છે તે પણ એજ કામનાના હોય છે અને નિદ્રા તો તેને ભાગ્યે જ આવતી હોય. હા, દિવસભરના પરિશ્રમને કારણે પરિશ્રમ પરિહારાર્થે તેની કાયા તે ઢાળે છે પણ તેનું મન તો ભટકતું જ હોય છે. સદ્‌ભાગ્યે મન જ્યારે પ્રાણમાં લીન બની જાય ત્યારે તેને થોડી નિદ્રા આવતી હશે. અસ્તુ, એવી એ કામનાઓનો જ્યારે પડછાયો પણ રહેતો નથી ત્યારે જ તે કામનાથી મુક્ત થાય છે અને ત્યારે જ તેની બુદ્ધિ ત્રણે ગુણોથી પર બનીને શ્રી ભગવાને અર્જુનને કહ્યું તેમ 'નિસ્ત્રૈગુણ્ય' બની જાય છે આવી નિસ્ત્રૈગુણ્ય પરિસ્થિતિમાં તે કોઈપણ કાર્યનો આરંભ કરતો નથી અને 'सर्वारंभपरित्यागी' બનીને નિશ્ચેષ્ટ નિષ્ક્રિય બની જાય છે.

આમ જ્યારે માનવી કામનાઓથી મુક્ત થાય છે, જ્યારે તેની દેહબુદ્ધિ પણ નિવૃત્ત થાય છે ત્યારે શરીર સાથે સંબંધ રાખતા દ્વંદ્વોનું તેને જ્ઞાન કે ભાન રહેતું નથી. સુખદુઃખ વિષયોની કામનાના અનુગામી છે. જ્યારે વૃત્તિમાંથી વિષયોનો જ લોપ થઈ જાય છે, જ્યારે કામના પણ નિઃશેષ લુપ્ત થાય છે, બીજાં દેહનાં દ્વંદ્વો પ્રતિ પણ તેનું ચિત્ત જતું નથી કારણ કે તે અધ્યાત્મનિત્ય હોવાથી તેના ચિત્તને પરમતત્ત્વ સિવાય અન્યનું ચિંતન કરવાને અવકાશ જ નથી અને જ્યાં સુધી સુખદુઃખ, ટાઢતડકો, આદિ વિચારમાં આવતા નથી ત્યાં સુધી તેની અસર અંતઃકરણ ઉપર અને તે દ્વારા શરીર ઉપર થતી નથી. જેનો વિચાર નથી હોતો તેનું અસ્તિત્વ જ નથી અને તેથી તે દ્વંદ્વોથી મુક્ત હોય છે.

એવો જે 'अमूढ' છે તે અવ્યય પદને પ્રાપ્ત કરે છે. એ પદને 'अव्यय' કહેવાનું પણ એજ કારણ છે.

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥

"ત્યા–એ આત્મલોકમા–એ પરમધામમા સૂર્ય પ્રકાશિત થતો નથી, નહી ચમકે ચદ્ર, તારા કે આ વિજળી પણ ઝળકારા મારતી નથી તો પછી આ અગ્નિની તો વાતજ શી? તેના પ્રકાશમાન થવાથી જ આ બધુ પ્રકાશિત થાય છે અને તેના પ્રકાશથીજ આ સર્વ ભાસમાન બને છે"

(ક ૨-૨-૧૫)

શ્રી ભગવાને પણ—

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥

"તેને સૂર્ય, ચદ્ર કે અગ્નિ પ્રકાશિત કરી શકતા નથી જ્યા જઈ જ્ઞાનીઓ સસારમા પાછા આવતા નથી, તે મારુ શ્રેષ્ઠ ધામ છે'

(ગી ૧૫-૬)

એજ આત્મદર્શનની અવસ્થા છે જેણે આ પદની યોગ્યતા પ્રાપ્ત કરી છે તે અકલ્પનીય રીતે મુક્ત છે, તેજ પરમતત્ત્વ સ્વરૂપ છે અથવા પરમતત્ત્વ છે. જે કલ્પના–સૂક્ષ્માતિસૂક્ષ્મ કલ્પના–ના ક્ષેત્રમા આવી શકે છે તે અધૂરો છે સાધકે પૂર્ણ થવુ હોય તો જેમ પરમતત્ત્વ અકલ્પનીય છે તેમ તેણે પણ કલ્પનાતીત બનવુ જોઈએ

આમ આપણે જોયું કે પરાભક્તિ કિંવા જ્ઞાનોત્તર ભક્તિ આત્મ-દર્શનનું–લક્ષ્યવેધનુ–રામબાણ છે અને સાધક તે પ્રાપ્ત કરીને કૃતકૃત્યતા અનુભવે ।

—(૦)—

# પ્રકરણ ૧૮

નિષ્કાયુગ્મ :—

साङ्ख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥

"અજ્ઞાનીઓ સાખ્યયોગ અને કર્મયોગને જુદા ગણે છે, પંડિતો કહેતા નથી, કેમકે બનેમાના એકને પણ ઉત્તમ રીતે આચરનારો બનેનુ ફળ પામે છે" (ગી ૫-૪)

પરમતત્ત્વની પ્રાપ્તિના અર્થાત્ તત્ત્વદર્શનના બે રાજમાર્ગ–જ્ઞાનયોગ દ્વારા કર્મસન્યાસ કરીને પરમતત્ત્વની પ્રાપ્તિ કરી શકાય કિંવા કર્મયોગ દ્વારા તત્ત્વદર્શન કરી શકાય જેની જેવી અભિરુચિ ! ગન્તવ્ય સ્થાન તો એકજ છે ઉભય માર્ગના પથિક પહોચવાના તો ત્યાજ છે પણ પ્રણાલિકા ભેદને કારણે બે માર્ગ ભિન્ન જણાય છે અને તેથીજ શ્રી ભગવાને કહ્યુ

यत्साङ्ख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं साङ्ख्यं च योगं च यः पश्यति स पश्यति ॥

"જે સ્થાન સાખ્યયોગીઓ મેળવે છે, તેને કર્મયોગીઓ પણ પામે છે સાખ્યયોગ અને કર્મયોગને જે એક જુએ છે તેજ સાચુ જુએ છે" (ગી. ૫-૫)

શ્રી જ્ઞાનેશ્વર મહારાજે એ ઉભય માર્ગોના સંદર્ભમા થોડુ વિવેચન કર્યું છે અને કર્મત્યાગ કરતા કર્મમાર્ગ તરફ પોતાનુ વલણ બતાવ્યુ છે તે શ્રેયસ્કર છે શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે, "કર્મત્યાગ અને કર્મયોગ ઉભય મોક્ષદાતા છે તો પણ જ્ઞાની અજ્ઞાની એ ઉભય વર્ગના સાધકે આ કર્મયોગ જ નિશ્ચયપૂર્વક આચરવો ઘટે જેમ સ્ત્રીઓ અને બાળકો માટે સમુદ્ર પાર કરવાને નૌકા છે તેવાજ આ બે માર્ગ છે તેથી સારાસારનો વિવેક કરી, વિચાર કરતા કર્મયોગ જ સુલભ છે એના વડે–કર્મસન્યાસ જ્ઞાનયોગનું ફળ અનાયાસ જ પ્રાપ્ત થાય છે એટલે જ હવે કર્મસન્યાસ જ્ઞાનયોગના લક્ષણ કહું છુ અને ત્યારેજ તને એ 'ઉભય એકજ છે' એમ

સાગમે વીતી વાતોનું જેને વિસ્મરણ થયુ છે એટલે જે ગઈ ગુજરીને યાદ કરતો નથી તેને કશુ જ ન મળે તો પણ તે કશાની ઈચ્છા કરતો નથી તે સદા મેરુ પર્વત સમાન અતરમા પ્રશાંત-નિશ્ચળ છે, જેના અતકરણમા 'હું અને મારુ' એવા સ્મરણનું વિસ્મરણ થયુ છે તે એકલોજ નિરતર નિત્ય સન્યાસી છે, એમ હે પાર્થ! તુ જાણ આ પ્રકારની જેની મનોવૃત્તિ છે તે વિષયાસક્તિનો ત્યાગ કરે છે અને તેથી તેને સહજસુખ પ્રાપ્ત થાય છે અને તે સુખપ્રાપ્તિ અખડિત રહે છે જ્યારે આ પ્રમાણે માનસિક અવસ્થા થાય ત્યાર ગૃહાદિ કશાયનોજ ત્યાગ કરવાનો રહેતો નથી પોતાનો અને તેનો માનસિક રીતે કશો જ સબધ નથી અગ્નિ બુઝાઈ જાય છે અને કેવળ રાખજ રહી જાય છે ત્યારે તે રાખને રૂ ઉપર પાથરીએ-રૂને તે રાખવડે ઢાંકીએ તો પણ તે રાખ રૂને બાળી શકતી નથી તેજ પ્રમાણે પ્રાપ્ત ઉપાધિ સ્વીકાર કરીને પણ જે કર્તૃત્વાભિમાની નથી તે કર્મબધનથી જકડાતો નથી તેથી જે ક્ષણે કલ્પનાનો નાશ નિર્માણ તેજ ક્ષણે તેને 'સન્યાસ' પ્રાપ્ત થાય છે આ કારણે તુલનાત્મક દૃષ્ટિએ કર્મયોગ અને કર્મસન્યાસ સમાન છે સાધારણ રીતે જે સર્વથા મૂર્ખ છે તે જ્ઞાનયોગ કર્મયોગ શુ છે તે શુ જાણે? સ્વાભાવિક રીતેજ તેઓ અજ્ઞાની હોવાથી જ્ઞાનયોગ અને કર્મયોગ ભિન્ન છે એમ કહે છે દીપક ભિન્ન ભિન્ન હોય છે પણ પ્રકાશ જેમ ભિન્ન ભિન્ન હોતા નથી તેમ એમજ તત્ત્વનો અનુભવ કરીને જેના અતરમા સપૂર્ણ પ્રતીતિ થઈ છે તેજ 'એ ઉભય નિષ્ઠાઓને એકજ માને છે જ્ઞાનયોગીને જે પ્રાપ્ત થાય છે તેજ કર્મયોગીને પણ થાય છે એટલે ઉભયમા ઐક્ય છે એ સહજ છે"

આમ જ્ઞાન અને કર્મ એ ઉભય નિષ્ઠાઓનું શ્રી જ્ઞાનેશ્વર મહારાજે ઐક્ય સિદ્ધ કર્યું છે સાધકની અભિરુચિ અનુસાર તે ગમે તે નિષ્ઠાને અનુસરે અને તેનેજ વળગી રહેતો ગન્તવ્ય સ્થાન પ્રાપ્ત કરવાને તે સફળ થાય છે

આત્મદર્શનના અતરાયરૂપ સાધકના અતરમા ઘર કરી બેઠેલા મળ, વિક્ષેપ અને આવરણ આત્માના શુદ્ધ સ્વરૂપ ઉપર વજ્રલેપ સમા જામેલા છે એ આવરણ અતિશય મલિન છે જન્મજન્માતરના અભ્યાસના કારણે એ આવરણ ઉપરાઉપરી ઘનિષ્ટ થતા જાય છે તેથી શુદ્ધ આત્માની દૃષ્ટિએ એ આવરણજ જણાય છે એ આવરણના નિસ્તાર

અર્થે જ કર્મ, ઉપાસના અને જ્ઞાનની પ્રણાલિકાઓ છે. કર્મ કરવું જ આવશ્યક અને હિતાવહ છે, જો અજ્ઞાન દૃષ્ટિએ એટલે ફળમાં આસક્તિ રાખીને ફળના ભોક્તા બનવાની દૃષ્ટિએ એ સકામ કર્મ કરશો તો થર કપાવાને બદલે અધિક ઘનિષ્ટ થતા જશે. એ કર્મ જો નિષ્કામ ભાવે, સંકલ્પરહિત અને કર્તૃત્વના અભિમાનરહિત કરશો તો મળ કપાશે, કાળે કરીને અંતર સ્વચ્છ થશે. વિક્ષેપ દૂર કરવા માટે ઉપાસના કરવી જરૂરની છે. પણ તેમાંય નિઃસ્વાર્થ ભાવજ આવશ્યક છે. ઉપાસના કરવા માટેજ ઉપાસના કરવી જરૂરની છે: ઉપાસનાની પાછળ કોઈપણ હેતુનો અભાવ હોય તોજ તે ઉપાસના વિક્ષેપનું આવરણ દૂર કરી શકશે. તેથી 'ઈષ્ટ પરિણામની પ્રાપ્તિ અર્થે' એ ઉપાસના પણ કેવળ ધર્મ સમજીનેજ કરવી ઘટે! અને તોજ તેનાં ધાર્યાં પરિણામ પણ ભોગવી શકાય! આવરણને દૂર કરવા માટે છે જ્ઞાન માર્ગ. 'હું અને મારું' એ 'અહં'; અને 'મમત્વ' એ અજ્ઞાનનું પરિણામ છે. એના પરિણામે દેહાધ્યાસ વજ્રલેપ બન્યો છે. અને 'મારો દેહ' અથવા 'હું દેહ' એવી અજ્ઞાનજનિત મિથ્યા ભ્રાન્તિને કારણે આત્મા પોતાનું સ્વરૂપ ભૂલ્યો અને જીવભાવયુક્ત બન્યો. માયા અને મમતાની બેડીએ એ જકડાયો. એ માયા અને મમતાના નિસ્તાર અર્થેજ આ જ્ઞાનમાર્ગ છે. સત્યને સત્યસ્વરૂપે જોવું એ જ્ઞાનમાર્ગ છે. અસત્યને સત્યસ્વરૂપે જોવું એ અજ્ઞાનનું આવરણ છે. અંધકારના નિવારણ અર્થે માત્ર દીપક પ્રગટાવવાની જ જરૂર છે તેમ એ અજ્ઞાનનું આવરણ ટાળવા માટે માત્ર જ્ઞાનદીપક જ પ્રગટાવવાની જરૂર છે. જ્યારે મળ અને વિક્ષેપ દૂર થાય છે ત્યારે નિષ્કામવૃત્તિના કારણે કર્મમાં મોહ કે મમત્વ રહેશે નહીં. નવુંકર્મ કરવા તરફ ભલે વૃત્તિ ન રહે પણ આવી મળેલું કર્મ તો અનાસક્ત ભાવે થશે. અને તે કર્મ કેવળ વૈરાગ્યવૃત્તિ યુક્તજ હશે. અનાસક્ત ભાવે થયેલાં કર્મ બંધન સરજાવતા નથી. કારણ કર્મ કરનારો કર્મને શોધવા જતો નથી, તેમ આવી પડેલું કર્મ કરવામાં પાછી પાની કરતો નથી. કર્મ કરે છે છતાં ય તેના ફળની તેને અભિલાષા નથી તેથી તે કર્મ કરીને પણ અકર્તા જ રહે છે. ફળાસક્તિનો અભાવ એજ કર્મમાર્ગમાં જ્ઞાનમાર્ગનો પ્રવેશ છે. જ્ઞાનમાર્ગ પ્રપંચની નશ્વરતાનો ઉપદેશ આપે છે. અને ત્યાગ અને વૈરાગ્ય દ્વારા એ પ્રપંચથી મુક્ત થવાની સૂચના કરે છે. કર્મમાર્ગ કર્મ કરવાનો આદેશ આપે છે પણ તે કર્મ કરતાં તેનું પરિણામ આવે તેમાં મોહ, મમત્વ કે આસક્તિ નહીં રાખવાનો અને પરિણામના ભોક્તા નહીં બનવાનો ઉપદેશ કરે છે. એ

રીતે કર્મ કરનારો પણ જ્ઞાન માર્ગનેજ અનુસરે છે એક છે સક્રિય જ્ઞાનમાર્ગ અને બીજો છે નિષ્ક્રિય જ્ઞાનમાર્ગ. અનાસક્ત ભાવે જે કર્મ થશે તે અંતઃકરણ ઉપર જામેલા જૂના થરોને–આવરણ દૂર કરતા જશે. પોતાના શુદ્ધ સ્વરૂપનુ અજ્ઞાન એજ આવરણ છે અને જ્યારે જ્ઞાન થાય છે ત્યારે તે આવરણ દૂર થાય છે. અહીં પણ ઉપાસના સહાયક બને છે

મળ, વિક્ષેપ અને આવરણ જ્યારે પુરુષાર્થ કરતા કરતા દૂર થતા જાય છે ત્યારે અતરમા જ્ઞાન દીપકનો પ્રકાશ ઝળકતો થાય છે એ પ્રકાશમા આત્માનોપ્રકાશ અનુભવાય છે પણ એ જ્ઞાન કેવુ હોવુ જોઇએ ?

પરમાર્થ પથનો પથિક જેમ જેમ પ્રગતિ કરતો જાય છે તેમ તેમ તેના ચિત્તની શુદ્ધિ થતી જાય છે જેમ જેમ ચિત્ત વિશુદ્ધ થતુ જાય છે તેમ તેમ તેના આવરણો પણ દૂર થતા જાય છે, માયાના પડદાનો વિસ્તાર ઘટતો જાય છે અને નશ્વર જગતનો મોહ ઓસરતો જાય છે તેના પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થતો જાય છે આ ક્રમે ઉત્પન્ન થાય છે, એવુ ચિત્ત સદોદિત અધ્યાત્મનાજ વિચાર–ચિંતન કરતુ થાય છે જગત અસાર છે, સારવસ્તુ તો કેવળ બ્રહ્મ જ છે, એવુ તેને પરાક્ષ જ્ઞાન લાધ્યુ હોય છે તેનો અપરોક્ષ અનુભવ કરવાની તેની જિજ્ઞાસા અને ઉત્સુકતા દિન પ્રતિદિન તીવ્ર બનતી જાય છે, પરિણામે તેને અધ્યાત્મનો–આત્માનો જ અભ્યાસ થઈ જાય છે અને દેહનો અધ્યાસ ખૂબજ ઝાંખો, આછો અને નહીવત થઇ જાય છે દેહાધ્યાસ ભૂંસાતો જાય છે તેની સાથે દેહનો સબધીઓ, પુત્રપરિવાર આદિ પ્રત્યેની મમતા પણ ઓસરતી જાય છે રાજસ તામસ ગુણોનુ આવરણ પણ નિસત્વ બનતુ જાય છે અને સત્ત્વગુણનુ પ્રાબલ્ય અધિકતર થતા તેને સત્યનો પ્રકાશ મળે છે અને ત્યારે તેને પોતાની ચોપાસ કેવળ પ્રકાશ જ પ્રકાશનો અનુભવ થાય છે એ પ્રકાશમા તેને આત્મા સિવાય ઈતર કશાનુ અસ્તિત્વ–તાત્વિક દ્રષ્ટિએ જણાતુ નથી જે કાંઇ છે તે તાત્વિક દ્રષ્ટિએ કેવળ આત્મા જ છે એવો ઊડે ઊડે અનુભવ થતો જાય છે અંતઃકરણ ઉપરથી માયાના અજ્ઞાનનો શ્યામ વર્ણનો પડદો–અનાત્મમા આત્મભાવ–દૂર થતા એ જ્ઞાનના પ્રકાશનુ પરિણામ એ અનુભવે છે એ જ્ઞાન પરોક્ષ છે

પરોક્ષ જ્ઞાન થયા પછી અપરોક્ષ અનુભવ લેવા માટે સાધકે આગળ ચાલવાનું હોય છે. પરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ અર્થે સાધકે જે કષ્ટ સહન કર્યું હોય તેના ફળસ્વરૂપે અપરોક્ષ અનુભવ માટે ભગવાને સાધકને ભક્તિ જેવું બીજું એકે સુલભ સાધન આપ્યું નથી. ભક્તિ વિના અપરોક્ષ અનુભવ થવાનો સંભવ નથી. પ્રેમસભર ભક્તિ જ ભગવાનનો–બ્રહ્મસ્વરૂપનો સાચો અનુભવ કરાવવાને સમર્થ છે. સગુણ સાકાર સ્વરૂપના સાધકને દર્શન થાય એ સાક્ષાત્કાર નથી. સગુણ સાકાર સ્વરૂપ એ તો ભક્તની ભાવનાનું પ્રતિક છે. ભગવત્‌તત્ત્વ તો તેથી વિલક્ષણ છે. સગુણ સાકાર સ્વરૂપ શાશ્વત નથી. એ સ્વરૂપનો વિલય થાય છે. પણ પરમતત્ત્વનો કદિ વિલય થતો નથી. સાધકે કેવળ સગુણ સાકાર સ્વરૂપના જ દર્શન કરીને થંભી જવાનું નથી તેનાથી આગળ ચાલવાનું છે સગુણ સાકાર સ્વરૂપના તો વસુદેવ દેવકીને પણ દર્શન થયા, દશરથ કૌશલ્યાને પણ થયા, પણ તેનો મોહ ન ઓસર્યો નિર્ગુણ નિરાકારનો જેને અનુભવ થાય છે તે સર્વ પ્રકારના વિકારોથી મુક્ત બની જાય છે અસ્તુ.

આપણે જેને જ્ઞાન કહીએ છીએ તે વાસ્તવિક જ્ઞાન નથી, એ તો કેવળ જાણકારી છે જાણકારી અને અનુભવ એ ઉભયમાં આકાશ પાતાળનું અંતર છે, જ્ઞાન એટલે જાણકારી મળે પણ અંતઃકરણ શુદ્ધ હોય તો જ મેધા–ધારણા શક્તિ આવે છે જ્યાંસુધી દર્પણ શુદ્ધ ન હોય ત્યાં સુધી તેના પર સ્પષ્ટ પ્રતિબિંબ દેખાતું નથી; તેમ જ્યાં સુધી અંતઃકરણ એટલે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર શુદ્ધ નથી ત્યાં સુધી તેની ઉપર સમ્યક્ જ્ઞાનના સંસ્કારો રેખાતા નથી મલિન દર્પણ ઉપર જેમ મલિન ધુંધળું–પ્રતિબિંબ પડે છે તેવું એ જાણકારી જ્ઞાન એ ધુંધાળા જ્ઞાનનું ચિત્ર છે શાસ્ત્રો વાંચીને, શબ્દોના અર્થો જાણીને આપણે જે જાણકારી મેળવીએ છીએ તે જાણકારી અનુભવ અર્થે ઉપયોગી છે એ ખરું, પણ જો એવા શબ્દજ્ઞાનનું અભિમાન વધી જાય તો વૈખરીનો પ્રલાપ આત્મદર્શનમાં આડે આવે છે, શબ્દજ્ઞાન અને વાણી વિલાસ ભુક્તિ માટે છે પણ મુક્તિ માટે નથી. ડગલેને પગલે વેદના વાક્યો ભણતો હોય હાલતા ચાલતા ઉપનિષદના આવરણો ટાંકતો હોય, તેથી તે તત્ત્વદર્શી છે એમ માનવાને ભૂલ કરવી નહી. બ્રહ્મર્ષિ નારદ પેરે બધાય શાસ્ત્રોનું જ્ઞાન હોય, બધીય વિદ્યામાં પારંગત હોય પણ જો

અશાંત છે તે તત્ત્વદર્શી નથી. તત્ત્વદર્શી તો શાંતિનો પ્રશાંત સાગર છે, તેમાં નાની સરખી લહેર પણ આવતી નથી અને તેની શાંતિને ક્ષુભિત કરતી નથી. પ્રકૃતિનો પવન અપવાદરૂપે કોઈવાર કદાચ એ શાંતિને ક્ષુબ્ધ કરે તો પણ તે ક્ષણિક જ હોય. તેથી સાધકે ખૂબજ સાવચેત રહેવાની જરૂર છે. લોભિયો જેમ ધનઘેલો હોય છે તેમ સાચો જિજ્ઞાસુ પણ 'તત્ત્વઘેલો હોય છે.' જ્યાં એવું કંઈક તેને જણાય ત્યાં તે ચોંટી પડે છે 'પણ' તે તેની ઘેલછાને કારણે છેતરાય છે. ભગવાં ધારણ કરનાર કે ટીલાટપકાં કરનાર, મહાધીશ કે જમાતનો સરદાર તત્ત્વદર્શી છે એમ માનવાની જરૂર નથી. તત્ત્વદર્શી તો એ બધાયની પર છે, તેને ભગવાં ય નથી, તેનું તો અંતર ભગવું છે. તેને બાહ્ય ચિહ્નો પણ નથી કારણ કે તે વર્ણ, આશ્રમ, આદિ બધાય ચિહ્નોથી પર છે. મોક્ષઅર્થે તો મૌનમાંથી જે વાણી સ્ફૂરે છે તે જ મહત્ત્વની છે, તેની વાણી જ અનુભવની વાણી છે અને તેજ સાધકને સાધ્ય વસ્તુ પ્રાપ્ત કરાવી પાર ઉતારે છે.

આપણે આગળ જ્ઞાનનિષ્ઠા અને યોગ—કર્મનિષ્ઠાનો વિચાર કર્યો. આત્મદર્શન અર્થે જે જે પ્રણાલિકાઓનું નિર્માણ થયું છે તે બધી જ પ્રણાલિકાઓ આ બે નિષ્ઠાઓ પૈકી ગમે તે એક નિષ્ઠાને અવલંબીને જ હોય છે. સાધક જેમ જેમ આગળ પ્રગતિ કરતો જાય છે તેમ તેમ તેનો આત્મા જ તેને પોતાનું સ્વરૂપ દર્શન કરાવવાને તેનો માર્ગ મોકળો કરતો જાય છે. જ્ઞાનમાં સર્વનો સમાવેશ થયેલો છે.

આત્મા પ્રવચનથી પ્રાપ્ત થાય ? પ્રવચન, વેદ વેદાંતનું શ્રવણ, અધ્યયન વગેરે શ્રુતિમાતા કહે છે ના—

नायमात्मा प्रवचनेन लभ्यः ।

ત્યારે શું આ આત્મા, મેધા-પરમાર્થવિષયક વિચાર કરવાની બુદ્ધિ-ધારણાશક્તિ દ્વારા પ્રાપ્ત થાય છે? ના શ્રુતિમાતા કહે છે 'न मेधया ।'

ત્યારે શુ આ આત્મા ઘણુ શ્રવણુ કરવાથી પ્રાપ્ત થાય છે? શ્રુતિમાતા કહે છે ના, 'ન બહુના શ્રુતેન।'

ત્યારે એ આત્માનુ દર્શન કેમ થાય? શ્રુતિમાતા કહે—'यमेवैषवृणुते तेन लभ्यः।'

"જે એને પોતાનું વરણુ કરે છે તેને જ એ પ્રાપ્ત થાય છે." કેવળ આત્મદર્શન અર્થે જ જે પ્રાર્થના કરતા હોય તે નિષ્કામ પુરૂષને આત્મા દ્વારા જ આત્માની ઉપલબ્ધિ થાય છે. "વરણુ"માં સમર્પણની પણ ભાવના રહેલી છે. તમારામાં સમર્પણ કરવાની ભાવના હોય, તમે એકમેવ આત્મદર્શનની અભિલાષાએ આત્માને તમારી જાત સમર્પણ કરો, તમે જે એ અર્થે તમારૂં બલિદાન કરો, તમારૂં વરણુ કરો એ આત્માને અને એ આત્મા—

तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥

તમને પણ પોતાનું વરણ કરશે. તમને પોતાનુ સમર્પણ કરશે! એક તો આત્મદર્શનની ઈચ્છા પ્રબળ હોવી જોઈએ. એ ઇચ્છા પૂરણ કરવાને ગમે તે કરી છૂટવાની તૈયારી હોવી જાઇએ. એ ઇચ્છા પૂર્ણ કરવાને તમારા આત્માએ એ આત્માને જ પરમતત્ત્વના જેના તમે અંશ છો તેને પ્રાર્થના કરવી જોઈએ અને તમારી પ્રાર્થના જો એકમેવ ઇચ્છાને પૂર્ણ કરવા માટે જ હશે તો અવશ્ય અંશી અંશને પોતાના દર્શન કરાવશે, પોતાનામા સમાવી, પોતાનામય બનાવશે પણ પ્રબળ હોવી જોઈએ એ ઇચ્છા! અને બીજી એક પણ ઇચ્છાનો અભાવ હોવો જોઇએ!

તો શુ એ પ્રવચન, મેધા, શ્રવણ આદિ નિરર્થક છે? ના. નિરર્થક નથી. એના વડે ક્ષેત્ર તૈયાર થશે. તમારૂ અંતઃકરણ આત્માનુ મંદિર તૈયાર થાય છે એ આત્મા જ્યારે તમારુ વરણુ કરવાનો હોય ત્યારે તેને તમારા અંતઃકરણમા બેસવા માટે સ્થાન જોઇએ છે તે એ પ્રવચન આદિ વડે તૈયાર થાય છે વૈરાગ્ય આદિ સંપત્તિ તમને એના વડે પ્રાપ્ત થાય છે અને તેથી જ એ તૈયાર થયેલા ક્ષેત્રમા આત્મા પ્રવેશ કરે છે. જે ક્ષેત્રમા કચરો પૂંજો હોય છે તે ક્ષેત્રમાં તુલ પાકતુ નથી. તેમ જે

અંતઃકરણમાં મલિન વાસનાઓ, અનેકવિધ કામનાઓ અને વિષયોના સંસ્કારો ભર્યા હોય છે તે અંતઃકરણ–હૃદયમાં–એ આત્મા વિરાજતો નથી અને તેથી જ આત્મદર્શન ઇચ્છા ઉપર ભાર મૂકયો છે.

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्य–
स्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥

"આ આત્મા વેદાધ્યયન દ્વારા પ્રાપ્ત થવાને યોગ્ય નથી. ધારણા શકિત અથવા અધિક શ્રવણથી પણ પ્રાપ્ત થઇ શકતો નથી. આ સાધક જે આત્માનું વરણ કરે છે તેજ આત્મા વડે એ પ્રાપ્ત થાય છે. તેને આ આત્મા પોતાના સ્વરૂપની અભિવ્યકિત કરે છે"

(કઠ. ૧–૨–૨૩)

આત્મદર્શન આત્મકૃપા ઉપર જ નિર્ભર છે. આત્મા જો પ્રસન્ન થાય તો જ આત્મદર્શન થાય, તોજ દ્રષ્ટિ પરિવર્તન થાય, તોજ દેહ દ્રષ્ટિ જાય અને દેવદ્રષ્ટિ આવે અને ત્યારે જ સમસ્ત વિશ્વ બ્રહ્મ બને ! આત્મકૃપા પ્રાપ્ત કરવાને તો શ્રી ભગવાને—

न साधयति मा योगो न सांख्यं धर्म उद्धव
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममार्जिता ॥

"હે ઉદ્ધવ ! યોગસાધન, જ્ઞાનવિજ્ઞાન, ધર્માનુષ્ઠાન, જપ, પાઠ, તપ અને ત્યાગ મને પ્રાપ્ત કરી શકતાં નથી પણ દિન પ્રતિદિન વૃદ્ધિંગત થતી. અનન્ય પ્રેમમયી ભકિત મને પ્રાપ્ત કરી શકે છે."

(ભા. ૧૧—૧૪—૨૦)

એ પ્રમાણે શ્રી ભગવાને પણ અનન્ય પ્રેમસભર ભકિતનો મહિમા ગાયો છે. આપણે એ ભગવાન આપી અનન્ય ભકિતનુ પણ સ્વરૂપ જોઇએ.

—(૦)—

# પ્રકરણ ૧૯

અનન્ય ભક્તિ :-

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ॥

"હે શત્રુને તપાવનાર અર્જુન ! કેવળ અનન્ય–મારા સિવાય બીજે નહી હોનારી–મારામાં જ એક નિષ્ઠાવાળી ભક્તિ વડે એ પ્રકારે તત્ત્વથી જાણવા, જોવા તથા પ્રવેશ કરવા હું શક્ય છું." (ગી. ૧૧–૫૪)

તાત્પર્ય એ છે કે જે અનન્યભાવયુક્ત છે તેજ પરમતત્ત્વને જાણવાને, તેનો અનુભવ કરવાને અને તેમાં પ્રવેશ કરવાને અધિકારી છે. અનન્ય ભાવ એ મહત્વનું અંગ છે.

શ્રી ભગવાને અર્જુનને વિશ્વરૂપનું દર્શન કરાવ્યું અને તે દર્શનમાં અર્જુન, તેનું સૈન્ય, સ્વયં ભગવાન, અર્જુનના પ્રતિપક્ષીઓ અને તેનું સૈન્ય, આબ્રહ્મસ્તંભ પર્યંતનું સમગ્ર સરજન પોતાના એ વિરાટ દેહમા દાખવ્યું અને અર્જુન તે દર્શનથી—

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनञ्जयः ।
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥

"પછી વિસ્મયથી વ્યાપ્ત તથા રોમાંચિત થયેલો તે અર્જુન એ દેવને મસ્તક વડે પ્રણામ કરી, હાથ જોડી કહેવા લાગ્યો. આશ્ચર્યચકિત બન્યો, તેનું શરીર પુલકિત થયુ અને તેણે ભગવાનને પ્રણામ કર્યા, પ્રાર્થના કરી !

ભગવાનના એ વિશ્વરૂપ દર્શન–સમસ્ત સરજન સ્વરૂપ પરમાત્માના દર્શન કરવાને કોણ યોગ્ય છે ? એ પ્રશ્નનોજ જાણે શ્રી ભગવાન ઉત્તર આપતા હોય તેમ અહીં શ્રી ભગવાને 'અનન્ય ભક્તિ' એજ એનો એક ઉપાય છે એમ અર્જુનને કહ્યું. આપણે હવે એ અનન્ય ભક્તિનું થોડું વિવેચન કરીએ.

આપણે આગળ પરાભક્તિનો વિચાર કર્યો છે પણ તે તો જ્ઞાનોત્તર ભક્તિ છે. એ જ્ઞાનોત્તર ભક્તિ પ્રાપ્ત કરવાની યોગ્યતાનો પણ આપણે તેજ પ્રકરણમાં વિચાર કર્યો છે. શ્રી ભગવાને 'ब्रह्मभूयाय कल्पते' બ્રહ્મ થવાને યોગ્ય છે. એમ કહીને તેની યોગ્યતાના ગીતા અધ્યાય ૧૮ ના શ્લોક ૫૧-૫૨-૫૩ માં લક્ષણો આપ્યાં છે. એ પ્રમાણેની સ્થિતિ સંપાદન કરી, બ્રહ્મભૂત બનેલાને પરાભક્તિ પ્રાપ્ત થાય છે. અહીં શ્રી ભગવાને અનન્ય ભક્તિની વાત કરી છે. અનન્ય ભક્તિ અને જ્ઞાનોત્તર-પરાભક્તિમાં ભેદ છે. સંપૂર્ણ જ્ઞાની હોય, શ્રી ભગવાન ભાખ્યા વિશેષણોથી યુક્ત હોય, તેજ જ્ઞાનોત્તર ભક્તિનો આચાર કરવાને યોગ્ય લેખાય. પણ 'અનન્ય ભક્તિ' તો સર્વસામાન્ય વ્યક્તિને માટે છે. તેમાં પાત્રાપાત્રનો ભેદ નથી. ભગવાનને ભજવાનો કોને અધિકાર નથી! શ્રી ભગવાને કહ્યું:

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥
मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

"અતિશય દુરાચારી પણ બીજાને નહિ ભજતો જો મને ભજે છે, તો તેને ઉત્તમ જ માનવો; કારણ કે તે ઉત્તમ નિશ્ચયવાળો થયો છે.

તે જલ્દી ધર્માત્મા થાય છે અને શાંતિ પામે છે; હે કુંતીપુત્ર! તું નિશ્ચય જાણ, કે 'મારો ભક્ત નાશ પામતો નથી'.

કારણ કે હે પાર્થ! જેઓ પાપયોનિવાળા હોય કે સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો છે, તેઓ પણ મારો આશ્રય કરી પરમગતિ પામે છે." તો પછી (ગી. ૯-૨૦-૩૧-૩૨)

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

પવિત્ર બ્રાહ્મણો, ભક્તો તથા રાજર્ષિઓ પરમગતિ પામે

એમાં કહેવું જ શું ? માટે અનિત્ય અને સુખરહિત આ લોકને પામી તું મને ભજ.''                                    (ગી. ૯–૩૩)

પણ શ્રી ભગવાને અહીં બધે જ 'અનન્ય ભાવ' 'અનન્ય ભક્તિ' એ એકજ શરત મૂકી છે. તેથી અનન્ય ભાવ અને અનન્ય ભક્તિ હોવી જરૂરી છે.

મહર્ષિ નારદે 'અનન્યતા'નો ભાવાર્થ સમજાવતાં 'નારદ ભક્તિસૂત્ર' માં કહ્યું:

अन्याश्रयणात्यागोऽनन्यता ॥

''બીજા આશ્રયોના ત્યાગનું નામ અનન્યતા છે.'' ભક્તનો ભગવાન તો એક જ હોય. સતિ નારને પતિ તો એક જ હોય. ચકોરને ચંદ્ર તો એક જ હોય! જેમ માછલીને કેવળ જળનો જ આધાર છે, તેની આગળ પાછળ, ઉપર નીચે, ચોપાસ પાણી જ છે; તેમ જે અનન્ય ભક્ત છે તેને તેના ભગવાન તેની ચોપાસ જણાય છે. તેને કેવળ ભગવાનનો જ એક આશ્રય હોય છે બાળકનું સર્વસ્વ તેની માતા જ છે. બાળક પાસેથી તેની માતાને લઇ લો–દૂર કરી દો અને તેને સ્વર્ગના રાજ્યનો વૈભવ આપો, ભોજન અર્થે અનેક સર્વોત્તમ પદાર્થો આપો, તેની રમત માટે અનેકવિધ પ્રસાધનો ગોઠવો, પણ બાળક તેમાંથી કશાનોજ સ્વીકાર નહીં કરે, તેને તો તેની ''મા'' જ જોઇએ! ''મા'' વિના તે એક ક્ષણ પણ શાંત નહીં રહે! ભક્તનું પણ આવું જ છે. જે અનન્ય ભક્ત છે તેને તેના પ્રભુ એજ કેવળ શાંતિ છે. ભક્તની સામે અનેક પ્રસાધનો મૂકો તો તે તેની સામે દૃષ્ટિ સરખી પણ નહીં રાખે! તેને તો તેના પ્રભુનોજ આશ્રય છે! તુલસીદાસે કહ્યું:

एक भरोसो एक बल, एक आश विश्वास ।

एक राम घनश्यामहित, चातक तुलसीदास ॥

જ્યાં સુધી અધિષ્ઠાન એક છે ત્યાં સુધી અન્યાશ્રય થવાનો સંભવ નથી. અનન્યતામાં આકારનું મહત્ત્વ નથી; અધિષ્ઠાનનું મહત્ત્વ છે. પરાભક્તિ કેવળ જ્ઞાનીજનો–અવ્યક્તના ઉપાસકો માટે–તેને ઉદ્દેશીનેજ હોવાથી તેમાં તો એકમેવાદ્વિતીય બ્રહ્મનેજ અધિષ્ઠાન લેખવાનું હોવાથી અન્યા-

શ્રય થવાનો સંભવ જ નથી." પણ સગુણસાકાર–સર્વસાધારણ સુલક્ષ-ભક્તિમા અનન્યતાનો આગ્રહ રાખવાનું એક જ પ્રયોજન છે અને તે એકે ભક્તમાત્ર એક જ અધિષ્ઠાનને અનુલક્ષીને પોતાના ભાવોની તીવ્રતા વધારી શકે, પોતાના ભાવોનો વેગ વધારી શકે અને એમ કરીને જ્યારે એ ભાવ પરાકાષ્ઠાએ પહોચે ત્યારે તે પોતાના અધિષ્ઠાનરૂપે પરમતત્ત્વની પ્રાપ્તિ કરી કૃતકૃત્ય થાય. સગુણ સાકાર ઉપાસનામા ભક્ત જે આકારની ભગવાન તરીકે ઉપાસના કરે તેજ તેનુ અધિષ્ઠાન બની રહે. પછી તે ઉપાસકની દૃષ્ટિ જ્યા જ્યા જાય ત્યા ત્યા ભલે આકાર ભિન્ન હોય પણ સ્વરૂપમા ભિન્નતા નથી અને તેથી તે આકારોમા પણ તે પોતાના અધિષ્ઠાનરૂપે જ ભગવાનને ભાળે, તે આકારને જ પોતાના ઉપાસ્ય તરીકે લેખી તેજ સ્વરૂપનો અધિષ્ઠાનની દૃષ્ટિ સાથે આદર કરે તો તેથી અન્યા-શ્રય થવાનો સંભવ નથી અને તેથી અનન્યતામા ઉણપ આવતી નથી. ઉપાસકે માત્ર અધિષ્ઠાન બદલવું ન જોઇએ. કીડાનું અધિષ્ઠાન ભ્રમરી છે. કીડો ભ્રમરીને જ જુએ છે, ભ્રમરીને જ અનુભવે છે, તેની જ પ્રતિક્ષા કરે છે અને અતે તે તેજ બની રહે છે; તેમ ઉપાસક સર્વત્ર ઉપાસ્યનેજ–નામ, રૂપ, આકારના ભેદથી મુક્ત બનીને, એ ભિન્ન નામ રૂપ અને આકારમા રહેલા તત્ત્વને પોતાના અધિષ્ઠાનરૂપે અનુભવીને, તેને જ જોઇને અને તેની જ પ્રતિક્ષા કરીને અતે તેમા જ ભળી જાય છે. એવી અનન્ય ભક્તિ કરનારોજ ભગવાનને, શ્રી ભગવાનના શબ્દોમા કહીએ તો—

ज्ञातुं द्रष्टु च तत्त्वेन प्रवेष्टु च परंतप ।

"જાણી શકે છે, જોઈ શકે છે તાત્ત્વિક દૃષ્ટિએ ઉપાસ્યમા પ્રવેશ પણ કરી શકે છે."

આમ આપણે અનન્યતાનો આછો વિચાર કર્યો હવે આપણે ભક્તિ શું ? તેનો પણ થોડો વિચાર કરીએ

સાધારણ રીતે 'જેને પ્રાપ્ત કરવાની આપણને ઇચ્છા હોય તેનામા જ ચિત્તને સર્વ બાજુથી આવરી લઇ તદ્રુપ, તલ્લીન બનાવવુ' એ ભક્તિ છે. કોઇપણ પ્રાકૃત પદાર્થની પ્રાપ્તિ કરવા માટે આપણે કેટલી એકાગ્રતાપૂર્વક તેની વાછા કરીએ છીએ ! તેજ રીતે જ્યા સુધી પરમ-

તત્ત્વને પ્રાપ્ત કરવા માટે તેની એકાગ્રતાપૂર્વક મન, બુદ્ધિ. ચિત્ત અને અહંકારને તદ્રૂપ બનાવ્યા વિના આપણે તેની પ્રાપ્તિ કરી શકતા નથી.

ભક્તિ એટલે શું? એ પ્રશ્નનો ઉત્તર ભિન્ન ભિન્ન આચાર્યોએ પોતપોતાના મતાનુસાર લક્ષણો વ્યક્ત કરી તેને જ ભક્તિ કહી છે.

'पूजादिष्वनुराग इति पाराशर्यः ।" (ના. ભ. ૧૬)

"પરાશરનંદન શ્રી વ્યાસજીના મતાનુસાર ભગવાનની પૂજા આદિમાં અનુરાગ થવો એજ ભક્તિ છે."

कथादिष्विति गर्गः । (ના. ભ. ૧૭)

"શ્રી ભગવાનની કથા આદિમા અનુરાગ હોવો એજ ભક્તિ છે." એવો ગર્ગમુનિનો મત છે. એ સૂત્રની પુષ્ટિમા ટીકાકારે

इदं हि पुंसस्तपसः श्रुतस्य वा
स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः ।
अविच्युतोऽर्थः कविभिर्निरूपितो
यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥ (ભા. ૧-૫-૨૨)

"શ્રી ભગવાનના ગુણાનુવાદ, કીર્તન એજ તપ, વેદાધ્યયન, સારી રીતે સાંગોપાંગ કરેલા યજ્ઞ, મંત્ર, જ્ઞાન આદિ સર્વનું અવિનાશી ફળ છે, એવું વિદ્વાનોએ નિરૂપિત કર્યું છે."

શ્રી શાંડિલ્ય ઋષિના મતાનુસાર

आत्मरत्यविरोधेनेति शाण्डिल्यः ॥ (ના. ભ. ૧૮)

"આત્મરતિના અવરોધી વિષયોમા અનુરાગ થવો એજ ભક્તિ છે."

"અવિચ્છિન્નરૂપથી શુદ્ધ આત્મસ્વરૂપમા રત રહેવું એજ આત્મરતિ છે. એ આત્મરતિમા નિત્ય સ્થિત રહેવુ એનેજ અવ્યક્તોપાસક મહાનુભાવ ભક્તિ કહે છે." શ્રી શંકરાચાર્ય મહારાજે પણ

मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी ।
स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ॥

"આત્માકયે પ્રત્યેક પ્રાણીમા શ્રી ભગવાન જ વિરાજમાન છે તેથી તે સર્વાત્મામા રતિ થાય એ વસ્તુત: ભગવાનની ભક્તિ છે અને એવી ભક્તિ કરનારને મુક્તિ પ્રાપ્ત થાય એમા કાઈ સદેહ નથી. દેવર્ષિ નારદ પોતાનો મત વ્યક્ત કરતાં

नारदस्तु तदर्पिताखिलाचारिता तद्विस्मरणे परमव्याकुलतति ॥

"પોતાના સર્વ કર્મો શ્રી ભગવાનને અર્પણ કરવા અને ભગવાનનું થોડું સરખુ પણ વિસ્મરણ થાય તો પરમ વ્યાકુળ થવુ એજ ભક્તિ છે."

શ્રી ભગવાને પણ અર્જુનને,

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।

यत्तपस्यसि कौन्तय तत्कुरुष्व मदर्पणम् ॥

'હે કુંતીપુત્ર! તુ જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે આપે છે, જે તપ કરે છે, તે મને અર્પણ કર" (ગી. ૯—૨૭) એમ કહીને ભક્તના બધા જ કર્મો શ્રી ભગવાનને અર્પણ કરવાની આજ્ઞા કરી છે એવી સમર્પણ-બુદ્ધિથીજ ભક્ત અનાસક્ત બની જાય છે. ભગવાને વળી

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।

मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥

"એ અભ્યાસમા પણ જો તુ અસમર્થ છે, તો મારા માટે કર્મ કરવા તત્પર થા; મારા માટે કર્મ કરતો પણ તુ સિદ્ધિ પામીશ-આત્મ પ્રાપ્તિ કરી શકીશ." (ગી. ૧૨-૧૦)

આ પ્રયોગ પણ કરવા જેવો ખરો! કર્મ કરવુ તો ખરુ પણ તે ભગવાનને માટે, ભગવાનનુ કામ સમજીને કર્મ કરવુ એમ કરવાથી તેમા આસક્તિ કે મમત્વ નહી રહે અને તેથી આસક્તિ કે મમત્વના અભાવે સાધક ફળની લાલસાથી મુક્ત રહેશે અને પરમતત્ત્વને પામશે આપણે કોક શેઠને ત્યા નોકરી કરીએ ત્યારે શેઠ સોપે તે કામ કરીએ પણ તે શેઠનું છે એમ સમજીનેજ કરીએ એટલે તે કામ તો થશેજ કારણ કે ભૂલચૂક થાય તો શેઠના ઠપકાનો ભય રહે છે એટલે મન દઈને કર્મ

કરીશુ પણ તેના પરિણામની–ફળની ઇચ્છા આપણને રહેશે નહી પરિણામ તો જે આવશે તેના ભોકતા શેઠ છે. અનાસકત ભાવે કર્મ કરવાનુ શ્રી ભગવાને કહ્યુ છે તે આજ છે જે ભગવાન અર્થે કર્મ કરે છે તે ભગવાનનેજ પામે છે ભગવાન માટે જે કર્મ કરે છે તેનુ ફળ પણ શ્રી ભગવાને કહ્યુ જ છે

मत्कर्मकृन्मत्परमो मद्भक्त. सगवर्जित ।

निर्वैर. सर्वभूतेषु य. स मामेति पाण्डव ॥ ५५ ॥

'હે પાડવ ! જે મારો ભક્ત મારા માટે કર્મ કરનારો, મને જ શ્રેષ્ઠ માનનારો, આસક્તિવિનાનો અને સર્વ ભૂતોમા વૈરરહિત હોય છે, તે મને પામે છે" (ગી ૧૧–૫૫)

આનુ પરિણામ એ આવશે કે સાધકનુ ચિત્ત અખડ ભગવાનમાજ રહેશે અને સતત સ્મરણ પણ ભગવાનનુ જ થશે. પરિણામે વિષયો અને કામના તેની દષ્ટિમાથી દૂર થશે; નિષ્કામ અને વિષય પ્રત્યે અનાસકત બનીને જીવન ગાળશે

ભક્તિની આ વ્યાખ્યાઓ દ્વારા ભક્તિના લક્ષણ કહીને દેવર્ષિએ પોતાનો મત આપ્યો તેના સમર્થનમા તે ઉદાહરણ અર્થે 'यथाव्रजगोपि नाम ।" (ના ભ ૨૧)

"જેવી વ્રજ ગોપીઓની ભક્તિ" એમ કહીને વ્રજગોપીઓ તરફ આગળી ચિ ધી છે

એ ઉદાહરણમા નારદજીએ પ્રેમભક્તિ શિરોમણી વ્રજગોપીઓનુ દષ્ટાત આપ્યુ છે

અહી વ્રજગોપીની પ્રેમવિરહ ભક્તિની વાતો લખવા બેસીશુ તો ભરાશે પાના અને થશે એક સ્વતત્ર પુસ્તક ! એટલે કેવળ સ કેતરૂપેજ શ્રી ભગવાને એ ગોપીકાઓની પ્રસશા કરી છે તે જોઇએ !

ता मन्मनस्का मत्प्राणा मदर्थे त्यक्तदैहिका ।

य त्यक्तलोकधर्माश्च मदर्थे तान् विभर्म्यहम् ॥

"હે ઉદ્ધવ! ગોપીઓએ પોતાનુ મન મને સમર્પણ કર્યું છે હુ જ તેનો પ્રાણ છુ. મારે માટે તેણે પોતાના દેહના સઘળા વ્યાપારોનો ત્યાગ કર્યો છે જે લોકો મારે માટે સમસ્ત લૌકિક ધર્મોનો ત્યાગ કરે છે તેને હુ સુખ આપુ છુ (ભા. ૧૦-૪૬-૪)

या दोहनेऽवहनने मथनोपलेप
प्रेङ्खेङ्खनार्भरुदितोक्षणमार्जनादौ ।
गायन्ति चैनमनुरक्तधियोऽश्रुकण्ठ्यो
धन्या व्रजस्त्रिय उरुक्रमचित्तयाना ॥

"જે ગોપીઓ ગાયનુ દૂધ દોહતી વેળાએ ધાન્ય આદિ ખાડતી વેળાએ, દહી વલોવતી વેળાએ, આગણુ લીપતી વેળાએ, બાળકોને છાના રાખતી વેળાએ, ઘરમા છટકાવ કરતી વેળાએ, કચરો કાઢતી વેળાએ પ્રેમપૂર્ણ ચિત્તથી આસુ ભરી આખે ગદ્ગદ કંઠે શ્રીકૃષ્ણના ગુણગાન કર્યા કરે છે તે શ્રી કૃષ્ણમા ચિત્ત નિવેશિત કરવાવાળી ગોપીઓને ધન્ય છે" (ભા ૧૦-૪૪-૧૫)

ગોપીઓની અનન્ય શરણાગતિનો જોટો જગતમા ગોત્યો જડે એમ નથી ગોપી કોના જેવી? સરખામણી માટે ઉપમા જ નથી! ગોપી તો ગોપીના જેવી જ! જેણે નખ શિખાત પોતાનુ સ્થૂળ શરીર સૂક્ષ્મ શરીર અને કારણ શરીર શ્રી કૃષ્ણનાં જ ચરણોમા અક્ષરસ અર્પણ કર્યું છે, જે શ્રીકૃષ્ણના સુખે સુખી અને શ્રીકૃષ્ણના દુખે દુખી એ વ્રજ-ગોપીઓ ઘરબાર, પુત્રપરિવાર આદિનુ શ્રીકૃષ્ણ પ્રેમમા બલિદાન કરનાર તે વ્રજની ઘેલી નારની જોડે કોણ આવી શકે! અને ત્યારેજ એ અભણ વ્રજવનિતાઓનો શ્રીકૃષ્ણે ઉદ્ધાર કર્યો ને? વરસો વિત્યા એ વાતને, છતા આજેય વ્રજગોપીઓના પ્રેમનુ વિસ્મરણ થતુ નથી! અસ્તુ

ભગવત્ પ્રેમમા—ભક્તિમા—જ્ઞાન કરતા ત્યાગ—બલિદાનનુ મહત્ત્વ અધિક છે જ્ઞાનયોગમા પણ ત્યાગ અને બલિદાન તો આવશ્યક છે પણ તે સમજપૂર્વક છે અને ભક્તિમા ત્યાગ—બલિદાન—સ્વય છે પ્રભુને કાજે જે કોઈ પણ છોડવા તત્પર નથી, તે સમગ્ર જગતમા એકમેવ જ્ઞાની હોય પણ તેનુ એ જ્ઞાન શુષ્ક છે આચારવિહોણુ એ જ્ઞાન ભારરૂપ છે ભક્તિમા જ્ઞાન આવશ્યક છે, અને તો ભક્તિ ઝળકી ઊઠે છે! પણ અજ્ઞાનીઓને

પણ શ્રી ભગવાન તેના ત્યાગ અને બલિદાનનું તોલ કરીને અપનાવ્યા વિના રહેતા નથી! જ્ઞાની તો ભગવાનનો આત્મા છે પણ શુષ્કજ્ઞાની નહીં. જેનામાં જ્ઞાન છે, જ્ઞાનપુરઃસર ત્યાગ અને બલિદાન છે, જે વિશ્વસમસ્તને પ્રેમસ્વરૂપ પરમાત્મા લેખે છે અને જે સ્વયં પ્રેમસભર છે, ભક્તિસભર છે તેજ સાચો જ્ઞાની ભક્ત છે. ભક્તિ અને જ્ઞાન પરસ્પર પૂરક છે. દેવર્ષિ નારદે પણ

'अन्योन्याश्रयमित्यन्ये ।' (ના. ભ. ૨૯)

"બીજા આચાર્યોનો એવો મત છે કે ભક્તિ અને જ્ઞાન પરસ્પર એકબીજાના આશ્રિત છે." કેટલાકનું એમ પણ માનવું છે કે

'तस्याज्ञानमेवसाधनमित्येके ।(ના. ભ. ૨૮)

'ભક્તિનું સાધન છે.'

અને તેથીજ દેવર્ષિ નારદ અને સનત્કુમારોનું માનવું છે કે

स्वयंफलरूपेति सनत्कुमार. । (ભ. ૩૦)

"પોતેજ ફલરૂપા છે એવું સનત્કુમારનું કહેવું છે. ભક્તિ કર્મ, જ્ઞાન અને યોગથી પણ શ્રેષ્ઠ છે. એવો શ્રી નારદજીનો મત છે.

सातुकर्मज्ञानयोगेभ्योतस्यधिकतरा ।

આ વિવેચનનું તાત્પર્ય એટલુંજ છે કે ભક્તિ બીજા સાધનોની અપેક્ષાએ સરળ છે અને તેથી તે મુમુક્ષુજનોએ આચરવાયોગ્ય છે એવું દેવર્ષિ નારદજીએ સ્પષ્ટ શબ્દોમા કહ્યું છે

तस्मात्सैवग्राह्या मुमुक्षुभि ।

કેવળ જ્ઞાન થવાથી જ મુક્તિ નથી મળતી. એ મુક્તિ તો ભક્તિની દાસી છે. ભક્તિ અને જ્ઞાન ભેળા મળે ત્યારે જ સાધકનો બેડો પાર ઉતરે! અસ્તુ.

આમ 'અનન્ય ભક્તિ'નું રહસ્ય જાણ્યા પછી હવે આપણે એ અન્ય શું છે તેનો પણ થોડો વિચાર કરીએ.

અનન્યતામાં અંતરાયરૂપ છે માનવીના અંતરમાં ભંડારેલી અગણિત કામનાઓ, નિરપેક્ષ ભાવનો અભાવ અને ભૌતિક પદાર્થોની અભિલાષા! અને તેની પૂર્ણતા માટે અધિર બનેલો ઉપાસક આજે એક અધિષ્ઠાનને શરણે જાય છે અને કાલે બીજાને! આમ જ્યાં સુધી પોતાની અભિપ્સિત કામના પૂર્ણ ન થાય ત્યાં સુધી તે પોતાનું અધિષ્ઠાન, ઉપાસ્યદેવ બદલતો જ જાય છે! પરિણામ એ આવે છે કે તેનો હાથ કોઈજ ઝાલતું નથી. એક ઉપાસ્યદેવ તેની અભિલાષાઓ પૂર્ણ કરી શકતા નથી અને અંતે ઉપાસક ક્યાંય પણ સ્થિર થઈ શકતો નથી! હડકાયું કૂતરું જેમ પાણીમાં પડીને પ્રાણાર્પણ કરે છે તેમ એ એક દિવસ વલખાં મારતો મારતો કાળનો કોળિયો થાય છે શ્રી ભગવાને કહ્યું.

यान्ति देवव्रतादेवान् पितृन्यान्ति पितृव्रता ।

भूतानि यान्ति भूतज्या यान्तिमद्याजिनोपिमाम् ॥

"દેવોનું વ્રત કરનારા દેવોને પામે છે, પિતૃઓનું વ્રત કરનારાઓ પિતૃઓને પામે છે, ભૂતોને પૂજનારાઓ ભૂતોને પામે છે અને મને પૂજનારાઓ મને પામે છે." (ગી ૯–૨૫)

શ્રી ભગવાનના આ શબ્દોમાં એક અધ્યાહાર છે અને તે એ છે કે એકજ અધિષ્ઠાનને પકડી રાખીને જે દેવને, ભજે તે દેવને, પિતૃઓને ભજે તે પિતૃઓને, ભૂતોને ભજે તે ભૂતોને પામે છે અને જે ભગવાનને ભજે તે ભગવાનને પામે છે. આજે દેવને, કાલે પિતૃઓને, પરમદિ ભૂતોને અને વળતે દિને ભગવાનને ભજનારો એ ચારેમાંથી એકેને પ્રાપ્ત કરી શકતો નથી. અહીં તો અખૂટ ધીરજ અને અભંગ શાંતિની આવશ્યકતા છે અને તે ઇષ્ટસિદ્ધિનો લાભ લઈ શકે છે. ભિન્નભિન્ન અધિષ્ઠાનોનો આશ્રય લેનાર પરિણામે આત્મદર્શનથી વંચિત રહે છે. અને તેથી શ્રી ભગવાને भक्त्यात्वनन्यया ।

એમ કહીને અનન્ય ભક્તિ તરફ સંકેત કર્યો છે.

अनन्याश्चिन्तयन्तो मां ये जना पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

"એકપણાના ભાવે મારું ચિંતન કરતા જે લોકો મને નિષ્કામ

ભાવથી ઉપાસે છે, તે નિત્ય મારામા જોડાયેલાઓના યોગ-અપ્રાપ્તિની પ્રાપ્તિ-તથા ક્ષેમ-પ્રાપ્તિની રક્ષા-ને હું કરું છું."

એ પ્રમાણે કહીને અનન્યભક્તિથી અનન્યાશ્રયરત ઉપાસકોનો સઘળો ભાર પોતેજ વેઠે છે એમ શ્રી ભગવાને કહ્યું છે. તેમા પણ "નિત્યાભિયુક્તા" એ વાત મૂકી છે. એટલે અધિષ્ઠાન તો એક જ હોવું જરૂરનું છે અને તે અધિષ્ઠાનમા-ઉપાસ્યમા-નિત્ય અનુસંધાન પણ હોવું જરૂરનું છે. ભક્તિયોગનું વર્ણન કરતા ભગવાને

> ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
> अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥
> तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
> भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥

"પણ હે પાર્થ ! જેઓ સર્વ કર્મો મારામા સમર્પી મારે પરાયણ થઈ અનન્ય યોગથી મારું જ ધ્યાન કરતા મને ઉપાસે છે, તે મારામા સ્થાપેલ ચિત્તવાળાઓનો, મૃત્યુરૂપ સંસાર સાગરથી હું જલદી ઉદ્ધાર કરું છું". (ગી. ૧૨-૬-૭)

એમ કહીને અનન્ય ભાવે જે ભગવાનને ઉપાસે છે તેના જન્મ મૃત્યુના સર્વ બંધનો ભગવાન સ્વયં તોડી નાખે છે, તેને મૃત્યુરૂપ સંસારમાથી ઉગારે છે એવું અભય વચન આપ્યું છે આ મૃત્યુલોક એજ મૃત્યુરૂપ સંસારસાગર છે. તેમાથી મુક્ત થવું એટલે જ તત્ત્વને પામીને તત્ત્વમા ભળી જવું અને તે પરિણામ પરમાત્માની અનન્યભાવે ભક્તિ કરવાથી પ્રાપ્ત થાય છે અને તેથીજ 'અનન્યતા' એ ઉપાસનામા એક મહત્ત્વનું જ નહી પણ આવશ્યક અંગ છે. ભગવાનની ભક્તિમા જ અનન્ય ભાવ જોઈએ છે એવું નથી. એ અનન્ય ભાવ તો જીવનના પ્રત્યેક કાર્યમાજ આવશ્યક છે. જ્યાં સુધી એક વાતને તમે તમારી તમામ શક્તિઓ તેમા કેન્દ્રિત કરીને ચીવટાઈથી વળગી ન રહો ત્યા સુધી તમારું કાર્ય સાંગોપાંગ પાર ઉતરતુ નથી. જો ઐહિક વ્યવહારમા પણ અનન્યતાની આવશ્યકતા છે તો પછી પારમાર્થિક પરમાત્મપ્રાપ્તિ-જેવા કાર્યમા અનન્યતા જોઈએ એમા શી નવાઈ ? અને છતાય ભગવાન કેટલો દયાળુ છે ? તમે એકજ ક્ષણ અનન્યતા બતાવો અને તે તમારો

પાલવ પકડશે એ નિશ્ચિત છે! પણ એક ક્ષણ પણ ક્યા છે? તમે તો જીવનની એકેએક ક્ષણ અન્યમા જ રાચો છો, અન્યનીજ ઉપાસના કરો છો અને ભગવાનને ભેટવાની વાતો કરો છો, એ શી રીતે બનશે?

વળી ઉપાસકો સામાન્ય રીતે ગુણોની પકડમા હોવાથી પણ તેની ઉપાસનામા વિઘ્ન આવે છે. જ્યા સુધી તે ગુણોના બંધનમાથી મુક્ત થતો નથી ત્યાં સુધી તેનું ચિત્ત શુદ્ધ નથી. તેના અશુદ્ધ ચિત્તમા કામનાઓ તો રહેવાની જ છે અને તેથી ગુણ મુક્ત થવાનો એક સરળ માર્ગ પણ શ્રી ભગવાને ચિંધ્યો છે.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।

स गुणान्समतीत्यैतान् ब्रह्मभुयाय कल्पते ॥ (ગી. ૧૪–૨૬)

"અને જે અસ્ખલિત ભક્તિયોગ વડે મને સેવે છે, તે આ ગુણોને ઓળગી બ્રહ્મરૂપ થવા માટે સમર્થ હોય છે."

એ પ્રમાણે કહીને અહી પણ શ્રી ભગવાને અવ્યભિચારિણી ભક્તિનોજ ઉલ્લેખ કર્યો છે જે નારના અનેક યાર હોય તે વ્યભિચારિણી કહેવાય. જે નારને એકજ પતિ હોય તે અવ્યભિચારિણી કહેવાય. જે ભક્ત કેવળ એકજ દેવને કોઇ પણ પ્રકારનો બીજા ઉપર ભાવ રાખ્યા વિના ભજતો હોય જેને માટે

एको देवो केशवोवाशिवोवा ।

એવુ જ જીવનસૂત્ર બની ગયું હોય તે અનન્ય ભાવે ઉપાસના કરતા ઉપાસકની ઉપાસના–ભક્તિ અવ્યભિચારિણી લેખાય. ભલે એવો ભક્ત અનેક દેવદેવીઓની ઉપાના કરતો હોય તો પણ તે એ બધામાં પોતાના એકજ ઉપાસ્યનું અનુસધાન કરે તો તે અવ્યભિચાર લેખાય. કારણ કે જ્યા 'એકજ' ભાવ છે ત્યા અન્યાશ્રય નથી. જે ઉપાસક અનેક દેવદેવીઓની પૃથક પૃથક ભાવે–આતો વિષ્ણુ, આતો શંકર, આતો ભવાની વગેરે ભાવે–ઉપાસના કરતો હોય, તેના અતરમાં એકત્વનો ભાવ ન હોય તો તે ઉપાસકની એ ઉપામના વ્યભિચારિણી ભક્તિ લેખાય! અને તેથી જ ઘણા ઉપાસકો વાસ્તવિક સત્ય, સર્વત્ર એકજ પરમતત્ત્વ રહેલું છે, ભેદ કેવળ દ્રષ્ટિનોજ છે અને તેથી એ ભેદમા પણ અભેદ ભાવે

પરમતત્ત્વ જ રહેતું છે એવી સાદી સમજને કોરે મૂકી પૃથક પૃથક ભાવે ભિન્નભિન્ન અધિષ્ઠાનને ઉપાસે છે તેના પરિણામે તે કયાયનો રહેતો નથી.

વિષયની વારીમા જીવ ભૂલો પડયો,
વિષયપુષ્પે ભમે મૂઢ થૈયો;
રૂપને રગમા મોહી ખળસગમા,
આયુ એળે ખુએ રાડઘેલો।

x x x x x x x x x

વાસનાવસ્ત્ર મેલા ત્યજી નાથને
રગના પ્રેમથી નિત્ય ગાએ ।
સાર નરદેહનો એજ શાસ્ત્રે કથ્યો,
સુરિજનો એહમા મોજ માણે.

(રગ અવધૂત)

એ પ્રમાણે વિષયોના ધ્યાનમા સતત રહેતો માનવી પરમાત્માનુ ધ્યાન ધરી શકતો નથી વિષયોની પ્રાપ્તિ અર્થે જપ, તપ, ધ્યાન, અનુષ્ઠાન આદિ આચાર કરતો માનવી પરમાત્માની ઉપાસના કરતો નથી, તો પછી અનન્ય ભાવે ભગવાનને શી રીતે ભજી શકે ? જ્યા સુધી એ વિષયોની જાળમાથી મુક્ત નથી ત્યા સુધી તે પ્રભુથી દૂર છે. ચિત્તમા અન્ય ન હોય, તેવુ અન્ય સિવાયનુ ચિત્તજ કેવળ પરમ તત્ત્વમા જ રત રહે અને ત્યારેજ તે અનન્ય ભક્તિ અનન્ય ચિતન-અવ્યભિચારિણી ભક્તિ કહી શકાય । એવી ચિત્તની અનન્ય અવસ્થા થાય ત્યારે તે અનન્ય ચિતન કહી શકાય। અન્ય ભાવ છે ત્યા ભગવાનની અભિવ્યક્તિ કેમ સભવે ?

અનન્યભાવમા અતરાયરૂપ અપેક્ષાવૃત્તિ છે જે ઉપાસક નિરપેક્ષ બની જાય છે, તેને સસારની કોઈ પણ વસ્તુમા મમત્વ કે આસક્તિ રહેતી નથી આસક્તિ-સગ-એજ મહાન અતરાય છે આસક્તિનો અભાવ થતાજ તેને માટે ભગવાનના દ્વાર સદા મોકળા બને છે. તેથી જ જે

અનાસક્ત છે તે સદા નિરપેક્ષ છે. એ નિઃશંક છે. શ્રી ભગવાને ઉદ્ધવને કહ્યું:

> निष्किंचया मय्यनुरक्तचेतसः
>
> शान्ता महान्तोऽखिल जीववत्सलाः ।
>
> कामैरनालब्धधियाजुषन्ति यत्
>
> तन्नैरपेक्ष्यं न विदुः सुखम् मम ॥

"જે બધાય પ્રકારના સંગ્રહ પરિગ્રહથી રહિત છે તે એટલે સુધી કે શરીર આદિમાં પણ માયા મમતા કે અહંતા રાખતો નથી. જેનું ચિત્ત મારાજ પ્રેમના રંગે રંગાયેલું છે, જે સંસારની વાસનાઓથી શાંત, ઉપરત થઈ ગયા છે–જેને સંસારની વાસનાઓ પ્રત્યે વૈરાગ્યવૃત્તિ સ્થિર થઈ છે–અને જે પોતાની મહત્તા–ઉદારતાને કારણે સમસ્ત પ્રાણીઓ પ્રતિ દયા અને પ્રેમનો ભાવ રાખે છે, જેની બુદ્ધિને કોઈપણ પ્રકારની કામના સ્પર્શ કરી શકતી નથી–તેને મારા જે પરમાનંદ સ્વરૂપનો અનુભવ થાય છે તેને બીજો કોઈ જાણી શકતો નથી. કારણ કે એ પરમાનંદ–ભાવ તો કેવળ નિરપેક્ષ ભાવથી જ પ્રાપ્ત થાય છે. (ભા. ૧૧–૧૪–૧૭) અને એવા નિરપેક્ષને માટે તો

> न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यम्
>
> न सार्वभौमं न रसाधिपत्यम् ।
>
> न योगसिद्धिर्नपुनर्भवं च
>
> मय्यर्पितात्मेच्छति मद् विनान्यत् ॥

"જેણે પોતાને મને સ્વાધીન કર્યો છે, જે કેવળ મારા પર જ નિર્ભર છે, તે મને છોડીને બ્રહ્માના કે ઇન્દ્રના પદને પણ ચાહતો નથી, તેના મનમા સમ્રાટ બનવાની પણ ઈચ્છા નથી અને સ્વર્ગથી પણ શ્રેષ્ઠ રસાતળના સ્વામી બનવાની પણ તેને ઈચ્છા નથી. તે યોગની મહાન સિદ્ધિઓની અને મોક્ષની પણ અભિલાષા સેવતો નથી." (ભા. ૧૧–૧૪–૧૪) અને ત્યારેજ પ્રભુ પણ તેનો પાલવ પકડેને?

> निरपेक्षं मुनिं शान्तं निर्वैरं समदर्शिनम्
>
> अनुव्रजाम्यहम् नित्यं पूयेयेत्यङ्घ्रिरेणुभिः ॥ ભા. (૧૧–૧૪–૧૬)

"જેને કશાયની અપેક્ષા નથી, જે જગતના ચિંતનથી સર્વથા ઉપરત બની મારાજ મનન, ચિંતનમાં તલ્લીન રહે છે અને રાગદ્વેષ રહિત બનીને જે સર્વ પ્રત્યે સમાન દૃષ્ટિ રાખે છે તે મહાત્માની પાછળ હુ નિરંતર ફરું છુ તે એ કારણે કે તેના ચરણની રજકણ ઉડીને મારી ઉપર પડે અને તે વડે હુ પાવન થઈ જાઉ !" (ભા. ૧૧-૧૪-૧૬)

એ રીતે અનન્ય ચિંતનમા નિરપેક્ષવૃત્તિ કેટલે અંશે મહત્ત્વની છે તે આપણે જોયું-આ બધાય વિવેચનનો સાર માત્ર એટલો જ છે.

नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।
नाशान्त मानसो वापि प्रज्ञाने नैनमाप्नुयात् ॥

"જે પાપકર્મોથી નિવૃત્ત થયો નથી, જેની ઈન્દ્રિઓ શાત નથી, જેનુ, ચિત્ત અસમાહિત છે અથવા અશાંત છે તે આત્માને આત્મજ્ઞાન દ્વારા પ્રાપ્ત કરી શકતો નથી. (કઠ. ૧-૨-૨૪)

તાત્પર્ય એ છે કે જેને આત્મદર્શન કરવું છે. તેને માટે અનન્ય ભક્તિ આવશ્યક છે અને અનન્ય ભક્તિમાં જે જે અવરોધક તત્ત્વો હોય તેનો નિસ્તાર કરીને જ અનન્ય ભક્તિ થઈ શકે છે. અનન્ય ભક્તિને અંતે જ પરાભક્તિનુ દર્શન થાય છે.

પ્રાકૃત માનવીને શાનો મોહ નથી? લોભ નથી? તેને શેના ઉપ અનુરાગ નથી? તેને શેની ઇચ્છા થતી નથી? માનવી માત્રને દ્રવ્યને લોભ છે, દ્રવ્યની કામના છે. પશુ, ધન ઘરબાર, સપત્તિ આદિ સુખન ભૌતિક સાધનો વિના તેને ચાલતુ નથી. તેને દારેષણા છે, પુત્રેષણા છે તેને વિષયો પ્રત્યે પ્રીતિ છે. તે માનનો ભૂખ્યો છે. તેનું અપમાન થત તે કોપે લાલપીળો બની જાય છે. તે કીર્તિનો ભૂખ્યો છે, તેને બીજુ શું નથી જોઈતું? અપેક્ષાની તો લાંબી યાદી થાય! જેને આ બધું જ જોઈએ છે તેને ભગવાન નથી જોઈતા; જેને ભગવાન જોઈએ છે તેને આ બધુ નથી જોઈતું- જ્યાં સુધી મનમાં પ્રપંચ છે ત્યા સુધી એ બધાની જરૂર છે એ હકીકત છે પણ એમા જે આસક્તિ છે, લાલસા છે, મન એમાં ને એમાં જ રચ્યુંપચ્યુ રહે છે તેનો જ ત્યાગ થવો આવશ્યક છે. હોડી ભલે પાણીમા હોય પણ પાણી હોડીમા ન આવવુ જોઈએ. જો પાણી હોડીમા આવશે તોજ હોડી ડૂબશે. પાણી ઉપર રહેની હોડી તે. તારશે પ્રપચમા રહીને પણ જો મન પરમાત્મામા હશે

તો એ પ્રપંચ તમને આડે નહીં આવે. અને તેથી વિવેક અને વૈરાગ્ય પુર્વક પાર્થિવ પદાર્થોની ઉપર રહેલી આસક્તિનો લોપ કરશો તો અંતઃકરણની અશુદ્ધતા સત્વર ટળી જશે, અને ત્યારે એ શુદ્ધ અંતઃ-કરણમાં વિશ્વંભર, વિશ્વવ્યાપી ભગવાન સ્થાન લેશે. આમ નિષ્કલ અંતઃકરણમાં-હૃદયમાં ઉપાસકને ઉપાસ્યનાં દર્શન થશે. આત્માને આત્માનાં દર્શન થશે. ઉપાસ્યને બદલે ઉપાસક જ્યાં સુધી અન્યને જુએ છે-અન્ય પ્રકૃતિ-ત્યાં સુધી અન્યનો અનુભવ કરે છે, જ્યાં સુધી અન્યની વાસના કામના રાખે છે ત્યાં સુધી તે અનન્ય નથી, અને અનન્યતા એ તો આત્મ દર્શન માટે ભગવાનની શરત છે! તમે અનન્ય બનશો તો પ્રભુ તો તમારા અંતરમાં જ વિરાજે છે, દર્શન દેવાને તત્પર છે પણ તમારે તો માયાનાં પણ દર્શન કરવાં છે અને માયાપતિનાં પણ? માયા કહેશે, "મારી સાથે રહેવું હોય તો માયાપતિનો સંગ છોડ!" માયા-પતિ કહેશે, મારી સાથે રહેવું હોય તો માયાનો ત્યાગ કર!" મા બાપનો ત્યાગ કરવાનું કહે, બાપ માનો ત્યાગ કરવાનું કહે છોકરાએ શું કરવું? માના સંગમા પાર્થિવ વૈભવવિલાસ છે પણ અશાશ્વત આકળના જળબિંદુ જેવાં છે. પિતાના સંગમા આનંદ જ આનંદ છે, જે આનંદ કેવળ અનુભવગમ્ય છે. તે આનંદમા એવા પાર્થિવ અનેક-ગણા વૈભવ વિલાસની કોડીની પણ કિંમત નથી. એ આનંદ શાશ્વત છે. એ આનંદ જ પરમધામ છે એ આનંદથી અધિક બીજો આનંદ નથી. આત્મદર્શનની પરિતૃપ્તિનું વર્ણન જ થઈ શકતું નથી, તે પરિતૃપ્તિ આનંદ અને નિરાનંદથી પર છે પણ આનંદ એ પરમતત્ત્વનું એક ઉપલક્ષણ કહેવામાં આવ્યું છે. તેથી આપણે આનંદ કહીએ છીએ બાકી વાસ્તવિક રીતે એ અવસ્થાનું તો વર્ણન જ થઈ શકતું નથી.

શું કરવું તે તમે જાણો! શ્રી ભગવાને તો તમારી આગળ વાત મૂકી છે. ઉભય પ્રકારના લાભાલાભ પણ વર્ણવ્યા છે. હવે તમારામા બુદ્ધિ હોય તો તે નિર્મળ બુદ્ધિનો-નિષ્કલ બુદ્ધિનો સદુપયોગ કરો અને આત્મદર્શન નો માર્ગ-અનન્ય ભક્તિનો-સ્વીકાર કરો, ઉદ્ધાર થશે. પ્રકૃતિદર્શનનો માર્ગ ગ્રહણ કરો, અધોગતિ થશે. પ્રાકૃત દર્શનનો માર્ગ ગ્રહણ કરો, અધોગતિ વ્હોરશો! શ્રી ભગવાને અર્જુનને કહ્યું.

યથેચ્છસિ તથા કુરુ ॥

તમે પણ "જે ચાહો તે કરો."

-

# પ્રકરણ ૨૦

## સ્વરૂપ દર્શનનું સરળ સાધન :—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश્वतम् ॥

"હે અર્જુન ! સંસારરૂપ યંત્ર પર ચઢેલા સર્વ પ્રાણીઓને માયા વડે ભમાવતો ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદય પ્રદેશમાં રહે છે

હે ભરતવંશી ! સર્વ ભાવથી તે પરમેશ્વરને જ શરણે જા; તેની કૃપાથી તું પરમ શાંતિ અને સનાતન સ્થાન મોક્ષપદ પામીશ–"

(ગી ૧૮–૬૧–૬૨)

શ્રી ભગવાને અર્જુનને કહ્યું તમેવ શરણં ગચ્છ સર્વભાવેન । સર્વ ભાવથી તેને જ શરણે જા

કોને શરણે? ભ્રામયન્સર્વભૂતાનિ યન્ત્રારૂઢાનિ માયયા । જે પોતાની માયા વડે યંત્રારૂઢ થયેલા પ્રાણી માત્રને ભમાવી રહ્યો છે, તેને શરણે જા ।

એ કોણ ભમાવી રહ્યો છે આ સમસ્ત સરજનને? પ્રકૃતિને કોણ નચાવી રહ્યો છે?

"જે પ્રકૃતિમાં છે પણ પ્રકૃતિની પર છે તે" તેજ એ પ્રકૃતિને આંગળીના ટેરવે નચાવી રહ્યો છે, અને નાચે છે એ પ્રકૃતિ જાણે એક નર્તિકા સમી ! અને છતાંય જગત જોતું નથી એ નચાવનારને? પ્રકૃતિ જોતી નથી એને ! અને એ બધાયને ભાળે છે આવો ઊભો કેવળ દ્રષ્ટા જેવો નિર્લેપ અને નિઃસંગ !

"તેને જ શરણે જા સર્વભાવે !" અર્જુનને શ્રી ભગવાને આજ્ઞા કરી ! અને પરિણામ?

तत्प्रसादात् परां शान्तिस्थानं प्राप्स्यसि शाश्वतम् ॥

તેના જ પ્રસાદથી પરા શ્રેષ્ઠ શાંતિ અને શાશ્વત સ્થાન પ્રાપ્ત કરીશ !

આ છે બ્રાહ્મિસ્થિતિ, અર્જુન ! એ પ્રાપ્ત કરવાવાળો પછી ચલિત થતો નથી, મોહ પામતો નથી, નિર્વાણ પદ પામે છે

આ આદેશ કેવળ અર્જુનને જ નથી જેને પરમ શાંતિ પ્રાપ્ત કરવી હોય, જેને શાશ્વત સ્થાન પ્રાપ્ત કરવુ હોય, જેણે બ્રાહ્મિ સ્થિતિનો આનંદ લૂંટવો હોય, તેને બધાને જ આ આદેશ છે ભગવાનનો !

શ્રી ભગવાને અર્જુનને અને સમગ્ર આત્મહિતવાછુ જગતને સમગ્ર ગીતાનું જ્ઞાન આપ્યુ અને અંતે તો "તમેવ શરણં ગચ્છ । તેને જ શરણે જા." એમ કહીને અનન્ય શરણાગતિનો જ ઉપદેશ કર્યો છે.

શરણાગતિમા અહં નો સમૂળ ક્ષય થાય છે. 'હુ' નો 'તુ' મા લય થાય છે. જે માણસ શરણે આવે છે તે પોતાના સર્વસ્વનો બીજાને માટે ત્યાગ કરીને જ શરણે આવે છે. આપણે યુદ્ધનો વિચાર કરીએ તો જ્યારે પ્રતિપક્ષી વિજેતાને શરણે આવે છે ત્યારે તે પોતાની જાતને પણ વિજેતાની દયા ઉપર છોડે છે. અહી પણ જ્યારે શ્રી ભગવાનની શરણાગતિ સ્વીકારવાની છે ત્યારે 'મારુ' એમ કહેવાતુ જે જે હોય તે સર્વસ્વ તેને ચરણે અર્પણ કરીને જ એ શરણાગતિનો સ્વીકાર કરવાનો હોય છે. શરણાગતિ બિનશરતી હોય છે બલિરાજા જ્યારે ભગવાનને શરણે ગયા ત્યારે જ્યારે તેણે ભગવાનની શરણાગતિનો સ્વીકાર કર્યો ત્યારે પોતાનું સર્વસ્વ ભગવાનના ચરણોમા સમર્પણ કરી પોતાની જાતનુ પણ સમર્પણ કર્યું. જ્યા સુધી સપૂર્ણ સમર્પણ થતું નથી ત્યા સુધી શરણાગતિ અધૂરી છે અંશમાત્ર પણ 'મારુ છે,' એવી ભાવના જ્યા સુધી રહે ત્યા સુધી એ સમર્પણ અને શરણાગતિ અપૂર્ણ છે. આત્મ નિવેદન કિવા સર્વસ્વાર્પણ સાથે સાથે જ જાય છે. એ બધાયનો ભાવ પોતાને 'અકિંચન' બનાવવાનો છે. "મારુ કશુ જ નથી, જે છે તે હે પ્રભો તારુ જ છે અને હુ પણ તારો જ છુ " એવા ભાવ સાથે જ એ સમર્પણ કિવા શરણાગતિ પૂરી થાય છે અને ત્યારે જ અર્પણ કરનાર અનન્ય ભાવે શરણે રહીને પ્રભુનો બની રહે છે. નવધા ભક્તિમા પણ ક્રમશઃ સાધક ઉપર ચઢતો જાય છે સખ્ય પછી દાસ્ય ભાવ આવે છે ત્યારે એ સેવ્ય સેવકનો ભાવ સ્થાપિત થાય છે. સેવ્યની આજ્ઞાનુ અક્ષરસઃ પાલન કરનારો જ સાચો સેવક લેખાય ! સેવ્યને માટે સર્વસ્વનું બલિદાન દેનાર જ સાચો સેવક લેખાય પણ જ્યારે સાચા અર્થમા સેવકભાવ સ્વીકારવામા આવે છે ત્યારે તેમા પણ 'અહં'નો લય થાય છે. "નિરહં અને નિર્મમ' અવસ્થા એ સેવક ભાવમા પ્રસ્થાપિત થાય

છે અને ત્યારે જ માણસ નિરાભિમાનપણે સેવક બની શકે છે. સેવક થયા પછી આત્મનિવેદન થાય છે. ત્યારે સેવકત્વનો સમૂળ લોપ થાય છે. સેવ્ય સેવકનો ભાવ છે ત્યા સુધી "હું સેવક સરકારનો એવી ભાવનામાં પણ ક્યાંક 'અહં,' ડોકિયુ કરી જાય છે. પોતાને દેહનુ 'અહં' ભલે ન હોય પણ સેવકત્વનું અહં તો આત્મવિસર્જન ન થાય ત્યાં સુધી આછુ આછુ પણ રહેવાનું જ અને તેના નિસ્તાર અર્થે જ આત્મનિવેદન કરવામા આવે છે. આત્મનિવેદન થાય છે ત્યારે સેવકત્વ રહેતું નથી. પછી તો તે ભગવાનનો જ બની જાય છે. જેમ કઠપૂતળીનો નચાવનાર કઠપૂતળીને સંકેત કરે તેમ જ તે નાચે છે તેમ જેણે આત્મનિવેદન કર્યું છે, પોતાની જાતનુ સેવ્યમા વિસર્જન કર્યું છે તે પણ જેમ ભગવાન નચાવે તેમજ નાચે છે. ભગવાનનો સંકેત એજ તેને માટે એકમેવ છે. ભગવાન ચાહે તે કરે. જેણે આત્મનિવેદન કર્યું છે તેને ઊંચો સાદ કાઢવાનો અધિકાર નથી અને જો તે ઊંચો સાદ કાઢે તો તેનું આત્મનિવેદન માત્ર નામનુ જ છે, અહીં શ્રી ભગવાને અર્જુનને શરણાગતિનો જ પાઠ આપ્યો છે શ્રી ભગવાને અંતે તો

"सर्वधर्मान् परित्यज्य मामेकं शरण व्रज ।

એમ કહીને સર્વ ધર્મોનો પણ ત્યાગ (ગી. ૧૮–૬૬) કરીને પોતાને જ શરણે મામેક' આવવાનો આદેશ જ નહી, આજ્ઞા આપી છે. એ છે અનન્ય શરણાગતિ. યોગ સૂત્રકાર મહર્ષિ પતંજલિએ પણ

"इश्वर प्रणिधानाद ।" (યો. સૂ. ૧–૨૩)

ઇશ્વર ભક્તિમા શરણાગતિને જ ઈશ્વર પ્રણિધાન કહ્યુ છે. ઇશ્વરને શરણે જવુ, તેનુ સ્વામીત્વ સ્વીકારવુ. તેના નામ, રૂપ, લીલા, ગુણ, પ્રભાવ આદિનુ શ્રવણ કરી મનન કરવુ, સમસ્ત કર્મો શ્રી ભગવાનને અર્પણ કરવા, પોતાને પ્રભુના હાથનુ રમકડુ માનીને જે પ્રકારે પ્રભુ રાખે તે પ્રકારે રહેવુ, તેની આજ્ઞાનું પાલન કરવુ, તેનામા જ અનન્ય પ્રેમ રાખવો વિગેરે ઈશ્વર પ્રણિધાનાંતરગત છે એવું યોગ દર્શનની ઈશ્વરપ્રણિધાનની ટીકામા ટીકાકારે જણાવ્યુ છે. શરણાગતિ એ ક્રિયાયોગ છે. કેવળ ભાવજ વ્યક્ત કરીને તેને આચારયુક્ત બનાવવાનો છે. મનથી પ્રભુનું શરણ સ્વીકારવાનુ છે. તનથી જે ક્રિયાઓ થાય છે તે પ્રભુના આદેશથી જ

થાય છે એમ માનવાનું છે અને એમ કરીને 'અહં' અને 'મમ'નો લોપ કરવાનો છે. આમ થવાથી મન સતત પ્રભુમાં જ પરોવાયેલું રહેશે. એક વખત મન તલ્લીન બન્યું કે પછી જીવે ચિંતા કરવાની રહેતી જ નથી. પછી તો એ મન પ્રભુના પાદપદ્મોથી વિખુટું નહીં પડે ! પ્રભુ સિવાય અન્ય કોઈ જ નથી એવો અનન્ય ભાવ પણ ઈશ્વરપ્રણિધાનમાં નીતરે છે. જેણે ઈશ્વરની શરણાગતિ સ્વીકારી તે ઈશ્વરનો જ બન્યો છે પણ એ શરણાગતિ શ્રી ભગવાને કહ્યું તેમ 'तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।' હોવી જરૂરની છે. માત્ર વાણી વિલાસ નથી પણ તન, મન, ધન અને સર્વસ્વ સાથે એ શરણાગતિ અંતરના સર્વ ભાવો સાથે સ્વીકારવાની છે. એમ જ્યારે ભગવાનનું અનન્ય શરણ સ્વીકારાય છે ત્યારે તેનો યોગક્ષેમ વિગેરે ચલાવવાનો સમગ્રભાર ભગવાનના ઉપર છે.

પણ શ્રી ભગવાને માત્ર શરણાગતિની જ વાત નથી કરી. સાથે સાથે 'સર્વભાવેન' એવું પણ કહ્યું છે. એ સર્વભાવ શું છે તેનો પણ આપણે વિચાર કરવો ઘટે !

મનુષ્યના અંતરમાં જ્યાં સુધી વિષયસંચાર છે, જ્યાં સુધી તેનું મન વિષયોમાં લપટાયેલું રહે છે, જ્યાં સુધી તેને વિષયોની લાલસા છે, ત્યાં સુધી તે વિષયો પ્રત્યે જ આકર્ષાય છે. તેની ઈન્દ્રિઓ પણ વિષયોપભોગ માટે લાલચુ હોય છે, અને તે પણ પ્રસંગોપાત મનને વિષયો તરફ ઘસડી જાય છે. તેથી તે વિષયોની પ્રાપ્તિ અર્થે અને તેનાજ ભોગ અર્થે તેના અંતરમાં અનેક ભાવો ઉત્પન્ન થાય છે. ઇચ્છા, કામના, રાગદ્વેષ, સુખઃદુખની ભાવના, મમતા, અહંતા આદિ અંતઃકરણના અનેક વિકારો માનવીને ચોપાસથી ઘેરી વળે છે. વળી જીવને કર્મના ફળ ભોગવવાની પણ તીવ્ર અભિલાષા હોય છે અને તે વિકારો જ્યાં સુધી અંતરને સંદોહિત કરતા રહે ત્યાં સુધી જીવ–માનવી–અનન્ય ભાવે પ્રભુને શરણે જઈ શકતો નથી. શ્રી ભગવાને કેવળ શરણાગતિનીજ વાત નથી કરી પણ આ બધાય ભાવો સાથે શરણાગત થવાની વાત કરી છે. અને તેથી એ બધાય વિકારોથી અંતઃકરણને મુક્ત કરીને શુદ્ધ અંતઃકરણયુક્ત બનીને સાધકે શ્રી હરિને શરણે જવું જોઈએ અને પ્રભુના ચરણોમાં સમર્પિત થવું જોઈએ. જ્યાં 'મારું' એમ કહેવાને કશું જ ન રહે ત્યાં જ ઈશ્વર-પ્રણિધાન સર્વભાવે કરી શકાય ! અંશમાત્ર પણ અહંતા, મમતા કે

અંતરના અન્ય વિકારો જો ડોકિયું કરતા હોય તો તે શરણાગતિમાં ઉણપ લેખાય. પ્રભુ તેનો સ્વીકાર પણ કરતા નથી. આમ તો પ્રભુ ખૂબજ દયાળુ છે. તમારું અંશમાત્ર સંકટ પણ તે સહન કરી શકતા નથી પણ જો તેની શરતનું પાલન કરે છે તેનીજ વ્હારે તે ધાય છે. જુઓને, દુર્યોધનના દરબારમાં દ્રૌપદી! જ્યાં સુધી નગ્ન થવાનો અવસર ન આવ્યો ત્યાં સુધી ભગવાન ત્યાં અભિવ્યક્ત ન થયા! જ્યારે દ્રૌપદી પોતાના પતિ, બીજા ગુરુજનોને વિનવીને થાકી અને કેવળ પ્રભુ પર નિર્ભર બની ત્યારેજ, જ્યારે સર્વભાવે તે ભગવાન શ્રી કૃષ્ણને શરણાપન્ન થઈ ત્યારેજ, શ્રી હરિએ ભોજનના થાળને ઠોકરે માર્યો, ગરૂડની પણ વાટ ન જોઈ અને દોડયા અડવણે પગે! ચીરાવતાર રૂપે અભિવ્યક્ત થયા અને લાજ રાખી એ દ્રૌપદીની! આ છે सर्वभावेन નું રહસ્ય! પ્રભુ તો તમે જ્યારે પણ સર્વભાવે શરણે જાવ ત્યારે જ તે તમારો સ્વીકાર કરે. તેણે પછી બીજે ક્યાંય દૃષ્ટિ ફેરવવાની રહેતી જ નથી.

જ્યારે સાધક એ પ્રમાણે સર્વભાવે શ્રીહરિને શરણે જાન છે ત્યારે તેવા અનન્યભાવે શરણાપન્ન થયેલા ભક્ત તરફ પ્રભુ જુએ છે! તેને પોતાની ગોદમા લે છે બાળકને માતાનોજ સહારોને! રોતુ બાળક માતાનેજ શરણે જાયને? અને ત્યારે માતા એ ગમે તેવું મેલુંઘેલું હોય તો પણ વહાલથી તેને ઉંચકી ખોળામા બેસાડે, તેને પંપાળે, તેના મલિન દેહને સ્વચ્છ કરે અને તેને શાંતિ આપે! પ્રભુને શરણાપન્ન થયેલા સાધકની પણ પ્રભુને ત્યાં એજ ગતિ છે. પ્રભુ પણ માતાજ છેને! પ્રભુ પણ તેને ગોદમા લે, તેને પંપાળે અને—

यथाग्निः सुसमृद्धार्चिः करोत्येधांसि भस्मसात्
तथा मद्विषया भक्ति रुद्धवैनांसि कृत्स्नशः ।

"જેમ ભડભડ બળતો અગ્નિ લાકડાઓના ઢગને બાળીને ભસ્મ કરે છે તેજ પ્રમાણે મારી ભક્તિ પણ સમસ્ત પાપરાશીને સંપૂર્ણ રીતે ભસ્મ કરે છે" (ભા. ૧૧–૧૪–૧૯) અને પછી—

यथाग्निना हेममलं जहाति
ध्मातः पुनः स्वं भजते च रूपम् ।
आत्मा च कर्मानुशयं विधूय
मद्भक्तियोगेन भजत्यथो माम् ॥

(ભા. ૧૧–૧૪–૨૫)

"જેમ અગ્નિમાં તપાવ્યાથી સુવર્ણ મેલ છોડી દે છે અને પોતાના શુદ્ધ સ્વરૂપમાં રહે છે તેમ મારા ભક્તિયોગ દ્વારા આત્મા કર્મવાસનાઓથી મુક્ત બનીને મનેજ પ્રાપ્ત થાય છે, કારણ કે તેનું વાસ્તવિક સ્વરૂપ જ હું છું."

આ રીતે ભગવાન જ્યારે શરણાપન્નનો સ્વીકાર કરે છે ત્યારે તે જેવો હોય તેવો પણ અગ્નિમાં સુવર્ણ પેરે શુદ્ધ બની જાય છે, તેના ત્રિવિધ તાપ ભસ્મ થઈ જાય છે અને અંતે પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરે છે–આત્મદર્શન કરે છે. આ છે પ્રભુની પ્રસન્નતાનું પરિણામ! શ્રી ભગવાને કહ્યું ને?

तत्प्रसादात् परांशाति स्थानं प्राप्स्यसि शाश्वतम् ।

"તેના પ્રસાદથી પરમશાંતિ અને શાશ્વત સ્થાન પ્રાપ્ત કરશે." આથી અધિક શાંતિ કયાં મળશે? આ કરતાં બીજું શાશ્વત સ્થાન ક્યાં મળશે? ભગવાન શરણાપન્નને પોતાનું જ સ્વરૂપ બનાવે છે એટલે ભગવાનમાં જે પરમશાંતિ છે તે પરમશાંતિ તેને પણ અનાયાસજ મળે છે. ભગવાનનું જે શાશ્વત સ્થાન છે તે પણ તેને અનાયાસજ મળે છે, અને એ બને છે જ્યારે ભગવાનનો પ્રસાદ પ્રાપ્ત થાય છે ત્યારે! પરમશાંતિ એજ પ્રસાદ છે ને! પરમાત્માના પ્રસાદનું પરિણામ—

प्रसादे सर्वदुःखाना हानिरस्योप जायते ।

પ્રસાદ-પ્રસન્નતા પ્રાપ્ત થતાં જ તેનાં બધાં દુઃખોનો નાશ થાય છે અને શાશ્વત સ્થાન પણ મળે છે. શાશ્વત સ્થાન કયુ?

यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ।

"જ્યાં જઇને પાછા આવતા નથી તે મારું પરમ ધામ છે." અને એ આત્મલોકની ઓળખ આપતા કઠોપનિષદકારે પણ—

न तत्र सूर्यो भाति न चन्द्रतारकम्-
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेवभान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥

"આ આત્મલોકમાં—એ પરમધામમાં સૂર્ય પ્રકાશિત થતો નથી, ચંદ્રમા અને તારા ચમકતા નથી અને આ વિજળીના ચમકારા પણ થતા નથી, આ અગ્નિની તો શી ગતિ? તેના પ્રકાશમાન થવાથીજ સઘળું પ્રકાશિત થાય છે, અને તેના પ્રકાશવડેજ આ બધું પ્રકાશે છે."
(કઠો. ૨-૨-૧૫)

શ્રી ભગવાને પણ કહ્યું છે.

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।

"તેને સૂર્ય, ચન્દ્ર કે અગ્નિ પ્રકાશિત કરી શકતા નથી."
(ગી. ૧૫-૬)

એવું છે એ પરમધામ, એવું છે એ આત્મદર્શન! અને એ આત્મદર્શન પરમાત્માની પ્રસન્નતાના ફલસ્વરૂપજ હોઈ શકે!

यमेवैष वृणुते तेन लभ्यः ।
तस्यैष आत्मा विवृणुते तनुस्वाम् ।

"જે એ આત્માવડે આત્માનું વરણ કરે છે તે આત્માજ તેનું વરણ પણ કરે છે. તે આત્મા તેનો આત્મા બને છે." (મુણ્ડક. ૩-૨-૭)
અને તેથીજ ગીતાના ઉપદેશને અંતે શ્રી ભગવાને અર્જુનને—

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहंत्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥

"સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને તું મને એકલાનેજ શરણે આવ! હુ તને સર્વ પાપોથી મુક્ત કરીશ! તું શોક મા કર! (ગી. ૧૬-૧૮)

અહી શરણાગતિની પરાકાષ્ટા છે. જ્યાં સુધી માનવી-સાધક-આત્મહિતવાછુ ધર્મના ઓઠા હેઠળ મનસઝ્યા આચરણ કરે છે ત્યાં સુધી તેને આત્મદર્શન કરવાનો પત્તો લાગતો નથી. પણ તે જ્યારે બધાય ધર્મોનો ત્યાગ કરી-સર્વ રીતે ત્યાગ કરીને એટલે મનસા, વાચા, કર્મણા જ્યારે સર્વ ધર્મનો ત્યાગ કરીને સર્વભાવે એકમેવ પરમાત્માનેજ શરણે જાય છે ત્યારે તેવા અનન્યભાવે શરણે આવેલાનેજ પ્રભુ અપનાવે છે, તેનાં પાપ, તાપ, સંતાપનો નાશ કરે છે અને તેને આત્મદર્શનનું

દાન દઈ કૃતાર્થ કરે છે. પણ શરણે જવું તે મામેકમ્ 'મને એકનેજ' અન્યને નહીં'. આત્માને શરણે જનારનેજ આત્મા પ્રસન્ન થાય છે. તેની આગળ આ આત્મા પોતાનું સ્વરૂપ વ્યક્ત કરે છે.

આ કારણે આત્મદર્શન–તત્ત્વદર્શન–સાક્ષાત્કાર અર્થે શરણાગતિ એજ સર્વસુલભ સાધન છે. નથી લેવું કે નથી દેવું. જે જ્યાં છે તે ત્યાંજ રહેશે પણ તમે તેમાંથી નીકળી જાવ. મમતા અને અહંતા જશે, સ્વામીત્વ બુદ્ધિની પૂર્ણાહુતિ થશે ત્યારે આત્મભાવે આત્મા તમને આલિંગન કરશે, "આવ, મારા બાળ!" કહીને।

—(૦)—

# પ્રકરણ ૨૧

**તત્ત્વદર્શનનું પરિણામ :—**

यंलब्ध्वा चापरंलाभं मन्यतेनाधिकं ततः ।
यस्मिन्स्थितो न दु:खेन गुरुणापि विचाल्यते ॥

"જેને પ્રાપ્ત કરીને બીજા લાભને તેથી અધિક માનતો નથી જેમાં રહીને મોટામાં મોટા દુઃખથી પણ તે ચલિત થતો નથી."

(ગી. ૬–૨૨)

આ છે તત્ત્વદર્શનનું શ્રી ભગવાન ભાખ્યુ પરિણામ સાધક જ્યારે સાધન કરતાં કરતાં સાધનની પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે તે સિદ્ધાવસ્થા પ્રાપ્ત કરે છે. આત્મદર્શન કરી કૃતકૃત્ય થાય છે ત્યારે તે બ્રહ્મદ્રષ્ટિયુક્ત થવાના કારણે સર્વત્ર પોતાને જ આત્માને જ જોતો થાય છે, અને તેથી તે પોતાના કરતા બીજું કોઈ શ્રેષ્ઠ છે એમ માનતો નથી. માનવાને કારણ પણ નથી કારણ કે પોતે એક જ છે. જે છે તે સર્વ છે એવી અદ્વૈતદ્રષ્ટિ–અદ્વૈતભાવનું આ પરિણામ છે. પોતાના સિવાય–આત્માના સિવાય–બીજું કાંઈ હોય તો તુલનાત્મક દ્રષ્ટિએ જોવાની આવશ્યકતા રહે પણ જો એક જ હોય તો કોની સાથે તુલના કરે? અને પોતાને કોના કરતા શ્રેષ્ઠ માને? પ્રકૃતિમાં અને પ્રાકૃત પદાર્થોમાં પણ તાત્ત્વિક દ્રષ્ટિએ તે આત્માને–પોતાને જ જુએ છે. તેને નામ, રૂપ કે આકારનો ભેદ જણાતો જ નથી. અને તેથી તે સમદ્રષ્ટિવાનને કોઇ અધિક નથી કે કોઇ ઉણું નથી.

આત્મદર્શન થાય તે પહેલા જ મનનો તો લય થઇ ગયો હોય છે. અને વાસનાનો ક્ષય થઈ ગયો હોય છે કારણ કે—

भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्यकर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

"તે પરાવર-કાર્યકારણરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરી લેવાથી આ જીવની હૃદયગ્રન્થિ તૂટી જાય છે, બધાય સંશયો નષ્ટ થઈ જાય છે અને તેના સર્વ કર્મો ક્ષીણ થઇ જાય છે" (મુ-૨-૨-૮)

મનોલય અને વાસનાક્ષયના કારણે તત્ત્વદર્શીનું અંતઃકરણ નિર્મળ હોય છે એટલે તેમાં બીજા કોઈ પણ ભાવને પ્રવેશ કરવાને સ્થાન જ રહેતુ નથી જે કારણે આ શરીર પ્રાપ્ત થયું છે તે કારણ-આત્મદર્શન પૂર્ણ થયા પછી કારણનું જ અસ્તિત્વ રહેતું નથી તો પછી કર્મનું અસ્તિત્વ તો ક્યાંથી જ રહે ? એટલે આત્મા કરતા બીજી વસ્તુ અધિક શ્રેષ્ઠ છે એમ તુલના કરવાની જે બુદ્ધિ તે બુદ્ધિનો તો આત્મમાં લય થઈ ગયો હોય છે એટલે અધિક, ઓછું, શ્રેષ્ઠ કે કનિષ્ઠ એ વિવેક કરવાનો અવકાશ જ રહેતા નથી જ્યાં સુધી બુદ્ધિ પ્રપંચના ક્ષેત્રમાં રમણ કરતી હોય, પ્રાપંચિક વિષયો તેની આગળ હોય અને મન પોતાના સંકલ્પવિકલ્પને બુદ્ધિની આગળ મોકલે ત્યારે જ અને ત્યાં સુધી જ કરવાના હોય છે તત્ત્વદર્શન પછી એ બધું જ સ્થગિત થઈ ગયું હોય છે તરંગના અભાવે જેમ સાગર સ્થિર થઈ જાય છે તેમ અંતઃકરણ પણ ચાંચલ્યના અભાવે સ્થિર બની જાય છે એટલે કલ્પનાતીત આત્માનું દર્શન કરનાર પુનઃ કલ્પનાના ક્ષેત્રમાં પ્રવેશ કરી શકતો નથી તેને પ્રવેશ કરવાનો હોતો નથી તેની આગળ હીરામાણેક મૂકો કે માટીનો ઢગ વાળો, તો તે ઉભય તેને તો આત્મા જ જણાશે કારણ કે સરજન-જડચેતન જે કાંઈ છે તે કેવળ આત્મા જ છે એવી તેને પ્રતીતિ થઈ હોય છે, અને તેથી એ ઉભયને આત્મા જ લેખશે આત્મા જે એક અને અદ્વિતીય છે તેના કરતા અધિક બીજું તેને કશું જ જણાશે નહી—જણાતું નથી

એ તત્ત્વદર્શીની આંતરિક વ્યવસ્થાનું સ્વાનુભવયુક્ત વર્ણન કરતા શ્રી જ્ઞાનેશ્વર મહારાજે કહ્યુ, 'યોગદ્વારા ઇન્દ્રિયદમન થાય છે યોગસાધન દ્વારા ઇન્દ્રિયદમન થયા પછી તેનું ચિત્ત જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેને

બ્રહ્મદર્શન થાય છે. તેની દ્રષ્ટિ બ્રહ્મમય બની જાય છે અને તેને 'હું જ બ્રહ્મ છુ.' अहं ब्रह्मास्मि । એવી પ્રતીતિ થાય છે. ચિત્તને એ પ્રમાણે જ્ઞાન લાભે છે ત્યારે તે સુખના સિંહાસન પર બિરાજે છે અને પછી ઐક્યભાવે બ્રહ્મમા ભળી જાય છે. તેની ઇન્દ્રિઓ પણ તેનાથી બીજું કોઇ અધિક શ્રેષ્ઠ છે એમ માનતી નથી, જાણતી નથી; અને તે ચિત્ત સ્વયં બ્રહ્મરૂપ જ બની જાય છે.

પછી મેરૂપર્વત સમાન મહાન શારીરિક દુઃખોના ડુંગર તેના પર આવી પડે તો પણ તેના ભારથી તેનું ચિત્ત જરાપણ ડાલમડોલ થતું નથી. પછી શરીરને શસ્ત્ર વડે હણો અથવા શરીર અગ્નિમા પડે તો પણ તે મહાસુખથી નિદ્રા અનુભવે છે કારણ કે તેનુ ચિત્ત તો સદા જાગ્રત જ હોય છે.

આ પ્રમાણે આત્મસ્વરૂપમા ચિત્ત નિમગ્ન થતા તેને દેહભાન રહેતું નથી. બ્રહ્મસુખ જ એવુ વિલક્ષણ છે કે દેહનુ વિસ્મરણ થાય છે. જે મન સંસારમા નિમગ્ન હતુ તેને હવે બ્રહ્મસુખની ભરતી ભરાતા વાસનાના સ્મરણનો ત્યાગ કરે છે. જે બ્રહ્મ યોગનુ ભૂષણ છે, સંતોષનું નિધાન છે, જ્ઞાનનું પણ જ્ઞાન છે તે બ્રહ્મ અભ્યાસયોગે મૂર્તિમંત દર્શન દે છે. પછી દ્રષ્ટા સ્વયં તદ્રૂપ બની જાય છે." આ છે જ્ઞાનેશ્વર મહારાજનાં કથનનો સાર. (ગી. ૬-૨૦-૨૧ના વિવરણનો ભાગ)

શ્રી ભગવાને બીજુ શું કહ્યું ?

यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ।

જેની ઇન્દ્રિઓ સંયમિત નથી તેને જ દુઃખનો અનુભવ થાય છે. જે તત્ત્વદર્શી છે તેની ઇન્દ્રિઓ સર્વ પ્રકારે તેને આધીન છે અને તેથી તે વિષયો માણવા માટે મનસ્વીપણે દોડતી નથી, આથી તેને દુઃખ થવાનો સંભવ જ નથી. સુખ કિંવા દુઃખ એતો એક પ્રકારની મનની લાગણી જ છેને! મન ઇન્દ્રિઓને દોરવે છે એટલે એ લાગણીઓ જાણે ઇન્દ્રિઓને થતી હોય એમ જણાય છે પણ જ્યારે મન જ નથી ત્યારે એ ઇન્દ્રિઓને વિષયનો માર્ગ પણ કોણ દાખવશે ? અને વિષયોને કોણ ભોગવશે ? આ કારણે તેને દુઃખ થવાનો સંભવ જ નથી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ દુઃખનાં સાધનો પણ છે અને સુખનાં

સાધનો પણ છે. જો એ પાંચ વિષયોનો યથાપ્રમાણ ઉપયોગ થાય તો તે આત્મદર્શનમાં સહાયક બને છે અને સ્વચ્છંદીપણે તેનો ઉપયોગ થાય તો તે જીવને નર્કગામી થવામા સહાયક બને છે.

મનુષ્યને જ્યારે કોઈ પ્રસંગે કોઈ પણ અનુકૂળ પદાર્થમાં સુખની પ્રતીતિ થાય છે ત્યારે તેમાં તેને આસક્તિ થાય છે, તેને 'રાગ' કહ્યો છે.

सुखानुशयी रागः ॥ (યો. ૨-૮)

અને દુઃખની પ્રતીતિ પાછળ જે કલેશ થાય છે તેને દ્વેષ કહેવામાં આવે છે.

दुःखानुशयी द्वेष : (યો-૨-૮)

આમ સુખ અને દુઃખની સાથે રહેલા રાગ અને દ્વેષનાં કારણો પણ તેને માટે અસ્તિત્વમા રહેતા નથી કારણ કે જ્યા સુધી મનુષ્યના અંતરમાં સુખ અને દુઃખ જેવી લાગણી રહે છે ત્યાં સુધી તે આત્મ-દર્શનનો અધિકારી નથી. આથી અનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિ જેવું તેને માટે કશું જ હોતું નથી. એટલે દ્વંદ્વાતીત હોવાથી કોઈ પણ દુઃખ તેને દુઃખ જણાતું નથી.

વાસ્તવિક રીતે સુખદુઃખ માટે કોઇ પણ વ્યક્તિ ઉપર આળ ઓઢાડી શકાય એમ નથી. પણ મનને જ સુખદુઃખનું કારણ માનવામાં આવ્યુ છે. જ્યા સુધી મન છે, મનના સંકલ્પ અને વિકલ્પો છે ત્યાં સુધી જ એ સુખદુઃખની કલ્પના અને ભાવના છે. જે તત્ત્વદર્શી છે તેનુ મન જ સમાહિત હોવાથી પોતાના સંકલ્પવિકલ્પના સહજ ધર્મોજ તે વિસરી ગયું હોવાથી સુખ કે દુઃખની કલ્પના કિંવા વિચાર તત્ત્વ-દર્શીને આવતા નથી. એક તિતિક્ષુ બ્રાહ્મણે—

नायं जनो मे सुखदुःखहेतु-
न देवताऽऽत्मा ग्रहकर्मकालाः ।
मनः परम् कारणमामनन्ति
संसारचक्रं परिवर्तयेद्यत् ॥ (ભા. ૧૧-૨૩-૪૩)

"મારાં સુખદુઃખના કારણ આ મનુષ્યો નથી. આ દેવતાઓ કે શરીર પણ નથી અને ગ્રહ કર્મ કે કાળ પણ સુખદુઃખના હેતુ નથી. શ્રુતિઓ અને મહાત્મા જનો મનને જ એનું પરમ કારણ કહે છે અને મન જ આ સમસ્ત સંસારચક્રને ચલાવે છે."

આ રીતે જે અમન છે તેને સુખદુઃખ ક્યાં છે? આપણે બીજી રીતે વિચાર કરીએ તો પ્રકૃતિ પણ તેના સુખદુઃખનું કારણ બની શકતી નથી–દુઃખ આપી શકતી નથી આ દુઃખ છે અને આ સુખ છે એવું દ્વૈત જેના મનમાં વાસ કરે છે તે માણસને જ વિપરીત અવસ્થામાં દુઃખનું ભાન થાય છે પણ જે તત્ત્વદર્શી છે તેતો—

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
नचैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥

'આ આત્માને શસ્ત્રો છેદી શકતા નથી અગ્નિ બાળી શકતો નથી, એને પાણી ભીંજવી શકતું નથી અને પવન સુકવી શકતો નથી'' એમ જ માને છે (ગી ૨–૨૩)

શ્રી ભગવાને આત્મા પ્રકૃતિથી પર છે અને પ્રબળ છે એમ અર્જુનને કહ્યું તેમ, આત્માને પ્રકૃતિથી પર માને છે અને વાસ્તવિક રીતે પણ પ્રકૃતિ ક્ષર છે આત્મા અક્ષર છે ક્ષર પ્રકૃતિ અક્ષર આત્મા આગળ નિર્બળ છે જે આત્મા આગળ એ પ્રકૃતિને પોતાને આધીન બનાવે છે તે આત્મા આગળ એ પ્રકૃતિ રાંકડી છે જે આત્મા પર પ્રકૃતિ આધિપત્ય ચલાવે છે તે આત્મા એ પ્રકૃતિ આગળ રાંકડો છે આમ પ્રકૃતિ એટલે પંચમહાભૂતો એ તત્ત્વદર્શીની દૃષ્ટિએ તો કોડીની પણ કિંમતના નથી અને તેથી તેને પ્રકૃતિનો–પંચમહાભૂતોનો કે પંચ-વિષયોનો જરાપણ ભય નથી, જે આત્માના પરિબળે એ પ્રકૃતિનુ અસ્તિત્વ છે તે આત્મા જ પોતે હોવાથી તેને એ પ્રકૃતિનુ પરિબળ શુ કરી શકે? તત્ત્વદર્શીને ભયજ શાનો હોય? જ્યારે વિશ્વ સમસ્તને જ તે પોતાનુ સ્વરૂપ માને છે અને અનુભવે છે ત્યારે તેને કોનો ભય હોય કે તેનાથી તેને દુઃખ થાય? ભય એતો એક પ્રકારની માનસિક નિર્બળતા છે તત્ત્વદર્શી જો આ માનસિક નિર્બળતાને આધીન થાય તો તેને તત્ત્વદર્શી પણ કોણ કહે?

આત્મા શસ્ત્રોથી છેદાતો નથી, અગ્નિથી બળતો નથી, પાણીથી ભીંજાતો નથી, પવન એને શોષી શકતો નથી પણ—

भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।
भयादिन्द्रश्चवायुश्च मृत्युर्धावति पञ्चमः ॥

"એ પરમેશ્વરના ભયથી અગ્નિ તપે છે, તેનાજ ભયથી સૂર્ય તપે છે, તેનાજ ભયથી ઈન્દ્ર, વાયુ અને પાચમુ મૃત્યુ દોડતુ રહે છે,"

(ક. ૨-૩-૩)

એજ વાતનું તૈત્તિરીયોપનિષદકારે પુનરુચ્ચારણ કર્યું છે. તે ન્યાયે આત્માના ભય વડેજ પ્રકૃતિ અને પ્રકૃતિસ્થ પચમહાભૂતો પણ પોતપોતાના ક્ષેત્રમાં આત્માથી ડરતા અને ફળતા રહીને પોતાનું કાર્ય કરી રહ્યા છે. એમ એ તત્ત્વદર્શી માને છે અને તેથી જે જે ભયસ્થાનો છે, જે જે કારણોથી જીવ ભયાકુળ બને છે તે બધાજ તત્ત્વો એ તત્ત્વદર્શીને આધીન હોવાથી તેને કોઈનો ભય નથી. કે કોઈના તરફથી તેને દુઃખ પ્રાપ્ત થવાનો સભવ નથી. જે તત્ત્વદર્શી છે તે સર્વ પ્રકારે અભય છે અને અહિંસક છે એટલે તેનો કોઈને ભય નથી.

અવિનાશી આત્માને એ પાંગળી પ્રકૃતિ શી રીતે ડારી શકે શુ દુઃખ આપી શકે?

આપણે પ્રાકૃત દુઃખોનો પણ થોડો વિચાર કરીએ न दुःखेन गुरुणापि । ગમે તેવા મહાન દુ.ખથી પણ-એવુ મહાન દુઃખ માનવીને માથે શુ હોઇ શકે? અને હોય તો તેની અસર તો થવાની જ છે માયા વિશિષ્ટ અવિદ્યાગ્રસ્ત જીવને જ ! જે માયાથી મુક્ત છે, અવિદ્યાથી મુક્ત છે તેને શું દુઃખ અને શુ સુખ? વિદ્યા એટલે સમ્યક્જ્ઞાન. વિપરીત જ્ઞાનનેજ અવિદ્યા-અજ્ઞાન-કહ્યું છે. અનાત્મમા-પ્રકૃતિમાં અને પ્રાકૃત સરજનમાં આત્મભાવ એ અવિદ્યાનું જ લક્ષણ છે. પણ તત્ત્વદર્શી અનાત્મને તો જોતો જ નથી, અનુભવતો પણ નથી. તેતો આત્માને જ જુએ છે, અનુભવે છે અને પરિણામે તેને પ્રાકૃતિક દુઃખ જેવું કશુ જ નથી.

મુડકોપનિષદકારે જીવ અને આત્માના લક્ષણોનુ વર્ણન કરતા—

द्वासुपर्णा सयुजा सखाया
समान वृक्ष परिषस्वजाते ।
तयोरन्यः पिप्पल स्वाद्वत्य-
नश्नन्नन्यो अभिचाकशीति ॥

"બે પક્ષી છે તે સાથે સાથે જ રહે છે, એકજ આશ્રયસ્થાનમાં એકજ વૃક્ષનો આશ્રય કરીને રહે છે. તેમાંનો એક તો સ્વાદિષ્ટ પીપળાના ફળ ચાખે છે. પોતાના કર્મના ફળનો ભોક્તા બને છે અને બીજો ભોગ નથી કરતો પણ કેવળ જોતોજ રહે છે." (મુ. ૩-૧-૧)

આ રૂપકમાં જીવને ફળભોક્તા કહ્યો છે. વૃક્ષ એ શરીર છે. શરીરની હૃદય ગુહામાં એ જીવ અને આત્મા સાથેજ રહે છે પણ આત્મા ફળભોક્તા નથી, પણ માત્ર દ્રષ્ટા છે. જે તત્ત્વદર્શી છે તે જીવભાવ-અવિદ્યાથી મુક્ત છે અને તેથી જ તેને કોઈપણ કર્મના ફળ ભોગવવાનાં રહેતાં નથી.

આપણે પ્રકૃતિના તાંડવનો પણ થોડો વિચાર કરીએ. વાયુ પ્રાકૃત છે, બળવાન છે. એ વાયુના ઝંઝાવાત આવે, ચોગરદમથી વાયુ વિંઝાય, પૃથ્વીને પણ રસાતળ કરે, પ્રચંડકાય વૃક્ષોને પણ ઉન્મૂલ કરે, એવા પ્રચંડ ઝંઝાવાતમાં પણ એ સ્થિતપ્રજ્ઞ તત્ત્વદર્શી અચલ પ્રતિષ્ઠ મેરૂસમો સ્થિર રહે છે. પોતાના સ્થાનમાં અચળ છે અને તેને એ ઝંઝાવાતનો કશોજ ત્રાસ થતો નથી. તેતો તેની આત્મમસ્તીમાં નિમગ્ન રહે છે.

આકાશમાં ચોમેરથી જળભર્યાં વાદળાં દોડયાં આવે, મેઘાડંબર થાય, એ વાદળાંઓના ઘટાટોપ સાથેજ વાયુ પણ પોતાનું પરિબળ અજમાવે, અચળ મેરૂને પણ ડગાવે એવા બળથી વાયુ વીંઝે, બારેમેઘ વર્ષે અને પૃથ્વી જળજળાકાર બને, જાણે પ્રલયના પૂર આવે, વિજળી ચમકારા કરે, મેઘ ગડગડ ગરજે, ઝાડપાન વીંઝાય પણ તત્ત્વદર્શી એક ડગ પણ ન ચળે, તેને એનું દુઃખ ન થાય-તેતો--

> તોડી દિવાલો મ્હેલની, ઊભા જઈ મેદાનમાં,
> ઉપર કડાકે આભ તૂટું, તેથી તમારું શું ગયું. (રંગઅવધૂત)

એવો પ્રશ્ન પ્રેક્ષકોને પૂછશે.

શમશેર વિંઝતા સૈન્યો આવે ચોદિશથી, બંધૂક, તોપ, તમંચાના ગગનભેદી અવાજો કાનના પડળ ફાટે એવા ભીષણ થાય, તોય એ તત્ત્વદર્શી, પોતાની અચળ સ્થિતિમાંથી ચ્યુત ન થાય. તે માને છે કે--

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ॥

ચારે કોરથી સમુદ્રો માઝા મૂકે, પ્રલયના પૂર રેલાય તોયે એ તત્ત્વદર્શી લેશમાત્ર વ્યાકૂળ બનતો નથી કે દુઃખી થતો નથી. ધરતીકંપ થાય, ધરા ફાટે, ધ્રૂજે, સળગતો લાવા રસ રેલાય તોય એ તત્ત્વદર્શી ન ચળે પોતાના સ્થાનથી !

ભલે યમરાજ પોતાની સમગ્ર સેના સાથે એના પ્રાણને લેવા આવે ! પણ યમરાજ પણ કંપે થરથર કાંપ ! તે કાળનો પણ કાળ પોતાની સમક્ષ અચળ પ્રતિષ્ટ સમુદ્ર સમો કિંવા હિમાલય સમો સ્થિતપ્રજ્ઞ બનીને ઊભો જુએ છે એને (સ્થિતપ્રજ્ઞને) અને પ્રણિપાત કરે છે. યમરાજ તો એના ભયથી ધ્રૂજે ! मृत्युर्धावितिपञ्चम ।

મનુષ્યને સર્વથી મોટો ભય તો કેવળ મૃત્યુનોજ છે ને ? મૃત્યુ તો શરીરનુ છે, આત્માનું મૃત્યુ જ નથી, આત્મા અજન્મા અને અમર છે. શરીર જ જન્મ ધારે છે અને મરે છે.

जातस्य हि ध्रुवो मृत्युः ध्रुवं जन्म मृतस्य च ।

तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि । (ગી ૨–૨૭)

"કેમકે જન્મેલાનુ મૃત્યુ નક્કી છે અને મરેલા છે તેનો જન્મ નક્કી છે માટે આ વિષય ટાળી શકાય એવો નથી માટે તુ શોક કરવાને યોગ્ય નથી" એમ શ્રી ભગવાને અર્જુનને કહ્યુ તે ન્યાયે આત્માનુ મૃત્યુ નથી પછી શા માટે ભય રાખે ? શા માટે એ મૃત્યુથી દુઃખનો અનુભવ કરે ? મૃત્યુ આત્માનુ નથી એમ એ તત્ત્વદર્શી સારી રીતે જાણે છે. શરીરના મૃત્યુ સાથે આત્માને કરોાજ સબધ નથી કારણ કે नहन्यते हन्यमाने शरीरे । એ ન્યાયે આ નાશવાન શરીરમા રહેલા આત્માને કોઈ હણી શકતુ નથી આ દેહ અતવાન છે તેની સાથે આત્માને શો સબધ? આત્મા તો અશરીરી છે અને જેણે મૃત્યુનો એ મહાન ભય જીત્યો છે તેને જગતના બીજા એકે ભયની સ્પૃહા રહેતી નથી, તે કોઈથી કે કશાથી ભયભીત થતો નથી.

આમ આપણે જોયુ કે તે તત્ત્વદર્શી આત્મદર્શન કરીને વાસના અને ઇચ્છારહિત બની જાય છે દરેક રીતે અભય બની જાય છે એટલે જે ભીષણ ભય છે તેની પણ તેને અસર થતી નથી ભયની ભ્રમણા તેને સતાવતી નથી. તે પ્રકૃતિ અને પ્રાકૃત વિકારો મુક્ત પ્રકૃતિના બધાજ ધર્મોથી પર બની જાય છે અને આત્માના બધાજ

ધર્મોથી મુક્ત બની જાય છે. તેનું સુખ, તેનો સંતોષ, તેનો આનંદ, તેની શાંતિ અવર્ણનીય બની જાય છે. એ કેવળ અનુભવગમ્ય છે આમ છતાં ય જ્યાં સુધી તે દેહધારી છે ત્યાં સુધી તો તે આપણા જેવો જ જણાશે અને તેથી જ લોકો ભ્રમણામાં પડે છે. તત્ત્વદર્શનના પરિણામે તે સિદ્ધ બને છે, અમૃત બને છે અને પરિતૃપ્ત બને છે. તત્ત્વદર્શી એ તત્ત્વદર્શનના પરિણામે નિરીહ બની જાય છે. કશી જ વાંછા કરતો નથી કે શોક કરતો નથી. શોક અને મોહ એતો માયાનાં આવરણ છે. જેણે માયાને મારી છે તેને એ આવરણ શું કરી શકે? તે દ્વેષ કરતો નથી, કોઈપણ પદાર્થ માટે આસક્ત બનતો નથી અથવા તેને કોઈ પણ પ્રકારનો ઉત્સાહ પણ હોતો નથી. આ બધા શરીરના વિકારો છે અને એ શરીરથી પર છે. આત્મદર્શન કરીને, આત્માને જાણીને, તે ઉન્મત્ત બની જાય છે, સ્તબ્ધ બની જાય છે અને આશ્ચર્યના સાગરમાં તરબોળ બની જાય છે. તે આત્મારામ બની જાય છે. દેવર્ષિ નારદે આ બધાં લક્ષણો પ્રેમરૂપા ભક્તિ પ્રાપ્ત કરનારનાં–એટલે જ પ્રેમરૂપા ભક્તિ કરનારને આત્મદર્શન થાય છે તે સમયની તેની અવસ્થાનાં–કર્યાં છે, ભક્તિ સ્વયં સાધન છે અને સાધ્ય પણ છે. ભક્તિનું સાધન કરતાં કરતાં સાધકને જ્યારે આત્મદર્શન થાય છે ત્યારે તેજ ભક્તિ સાધ્યરૂપ–આત્મદર્શનરૂપ બની જાય છે અને સાધકને પોતાના શુદ્ધ સ્વરૂપનું દાન કરે છે, તેથી જ તેને સાધન અને સાધ્ય કહી છે.

શ્રી ભગવાને પણ ઉદ્ધવને તત્ત્વદર્શીનાં લક્ષણો કહેતાં કહ્યું.

> करोति कर्म क्रियते चजन्तुः—
> केनाप्यसौ चोदित आनिपातात् ।
> न तत्र विद्वान् प्रकृतौ स्थितोऽपि
> निवृत्त तृष्णः स्वसुखानुभूत्या ॥

"ઉદ્ધવ! જીવ સંસ્કાર આદિથી પ્રેરાઈને જન્મથી મૃત્યુ પર્યંત કર્મમાં જ મંડ્યો રહે છે અને તેમાં ઈષ્ટ અનિષ્ટ બુદ્ધિ કરીને હર્ષ વિશાદ આદિ વિકારો પ્રાપ્ત કરે છે પરંતુ જેણે તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે તે પ્રકૃતિમાં સ્થિત હોવા છતાં પણ તેમાં ઈષ્ટ અનિષ્ટ બુદ્ધિ કરતો નથી, કે હર્ષ આદિ વિકારોથી યુક્ત થતો નથી. કારણ કે આનંદ સ્વરૂપ આત્માના સાક્ષાત્કારથી તેની સંસાર સંબંધેની આશા તૃષ્ણાઓ પ્રથમથી જ નષ્ટ થઈ ચુકી હોય છે." (ભા ૧૧-૨૮-૩૦)

"જે પોતાના સ્વરૂપમા સ્થિત થયો છે, તત્ત્વદર્શી છે, તેને શરીર ઊભુ છે કે બેઠુ છે, પડયુ રહ્યુ છે કે સૂઈ રહ્યુ છે, મળમૂત્ર ત્યાગ કરે છે કે નથી કરતુ, ભોજન કરી રહ્યુ છે કે કેમ અથવા બીજા કાઈ શારીરિક કાર્ય કરી રહ્યુ છે કે કેમ ? તેનો ખ્યાલ નથી કારણુ કે તેની પ્રવૃત્તિઓ તો આત્મસ્વરૂપમા બ્રહ્માકાર બની ગઇ હોય છે

(ભા ૧૧–૨૮ ૩૧)

"જો જ્ઞાની પુરુષની દ્રષ્ટિમા વિવિધ વિષયો આવે છે તો તેને તે પોતાના આત્માથી ભિન્ન માનતો નથી, અનુભવતો નથી વિષયો અસાર છે કે સત્ય છે એવુ યુક્તિ, પ્રમાણુ આદિથી સિદ્ધ થતુ નથી જેમ ઊઘ પૂરી થતા માણુસ જાગ્રત થાય છે ત્યારે તેને સ્વપ્નમા જણાતા પદાર્થો અને પ્રસગો તિરોહિત હોવાના કારણે જણાતા નથી અને તેને તે સત્ય માનતો નથી તેજ રીતે જ્ઞાની પુરુષ પણુ પોતાનાથી ભિન્ન જણાતા પદાર્થોને સત્ય માનતો નથી.", (ભા ૧૧ ૨૮-૩૧)

"આત્મદ્રષ્ટિના કારણે અજ્ઞાન અને તેના કાર્યોની નિવૃત્તિ થઈ જાય છે તેથી અજ્ઞાનની નિવૃત્તિ જ અભિષ્ટ છે વૃત્તિઓ દ્વારા આત્માનુ ગ્રહણુ થઈ શકતુ નથી કે ત્યાગ પણુ કરી શકતો નથી"

(ભા –૧૧–૨૮–૩૨)

આમ આપણે તત્ત્વદર્શીના બાહ્ય લક્ષણો દ્વારા તેની આતરિક તાત્ત્વિક અવસ્થાનો ખ્યાલ કરી શકીએ તે આપણામા છે પણુ આપ ણાથી જૂદા છે આપણે માનવી છીએ તે માનવરૂપે આત્મા છે.

આપણે માયાના બધનથી જકડાયેલા છીએ, કર્મના દાસ છીએ જ્યારે તે માયાના બધનોથી અને કર્મથી મુક્ત છે

શ્રી ભગવાને પણુ સ્થિતપ્રજ્ઞના લક્ષણોનુ વર્ણુન કરીને અતે એ તત્ત્વદર્શીની અવસ્થાનુ વર્ણુન કરતા

एषा ब्राह्मी स्थिति पार्थ नैना प्राप्य विमुह्यति
स्थित्वाऽस्यामन्तकालेपि ब्रह्मनिर्वाण मृच्छति ॥

"આ બ્રાહ્મી સ્થિતિ છે અર્જુન ! એ સ્થિતિને પ્રાપ્ત કરી બ્રહ્મને પ્રાપ્ત કરીને તે મનુષ્ય મોહ પામતો નથી, અંતકાલે પણ આજ સ્થિતિમાં રહી તે શાંત બ્રહ્મને પ્રાપ્ત કરે છે."

તત્ત્વદર્શન થવાં સહેલાં નથી અને જ્યારે થાય છે ત્યારે એ તત્ત્વ તેનો પાલવ છોડતું નથી. પછી તો તેનાં નેણવેણ પલટાય છે. જગત તેને જુએ છે અને હસે છે પણ તે નથી હસતો કે નથી રડતો. એ સ્થિતિનાં વર્ણન શાં કરવાં ? ઝાઝું કહ્યું. જેટલું કહીએ તેટલું કેવળ કલ્પનાના ઘોડા જ છે. જે સ્થિતિ સ્વસંવેદ્ય છે. તેના વર્ણન કરી શા પાનાં ભરવાં ? કરો, કરતાં મરો તો ફરી જન્મીને એજ કરો અને અંતે તો તરો ।

—(૦)—

# ઉપસંહાર

यस्त्वात्मरतिरेवस्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥

"જે મનુષ્ય આત્મામાં જ રતિવાળો છે, આત્મામાંજ તૃપ્ત છે અને આત્મામાંજ સંતુષ્ટ રહે છે, તેને કંઈ કરવાનું રહેતું નથી." (ગી.૩-૧૭)

સાધક જ્યારે સર્વસંકલ્પ સન્યાસી બને છે ત્યારે તે મન વિનાનો બને છે, મનનો ધર્મ સંકલ્પવિકલ્પ કરવાનો છે. જ્યારે એ સંકલ્પવિકલ્પનો પ્રવાહ જ સુકાઈ જાય છે, જ્યારે સંકલ્પવિકલ્પનો નિર્ઝર પણ તેના મૂળમાંથી સુકાઈ જાય છે ત્યારે સાધક સર્વસંકલ્પસંન્યાસી બની જાય છે. સર્વસંકલ્પસન્યાસના પરિણામે તે ગુણોની પકડમાંથી પણ મોકળો બની જાય છે. જ્યાં સુધી સાધકનું મન ગુણોની પકડમાં રહે છે ત્યાં સુધી તે મન સંકલ્પ કર્યા વિના રહેતું નથી પણ જ્યારે સર્વ સંકલ્પ સન્યાસ સિદ્ધ થાય છે ત્યારે સાધક મનથી પણ મોકળો બને છે અને ગુણોથી પણ મોકળો બનીને ગુણાતીત અવસ્થા ભોગવે છે. એટલે સત્વ, રજસ, તમસ ગુણોનો તેના મન ઉપર પ્રભાવ પડતો નથી; પરિણામે તે પ્રકૃતિમાં હોવા છતાં પ્રકૃતિથી પર છે.

એવા સર્વસંકલ્પસન્યાસી સાધક ત્યારે 'આત્મરત' આત્મામાંજ પ્રીતિ રાખનારો બને છે. પછી તેને જોવા માટે આત્મા છે, સુંઘવા માટે આત્મા છે, સ્પર્શ કરવા માટે આત્મા છે, રસના આસ્વાદ માટે આત્મા છે, પીવા માટે આત્મા છે, અને એ રીતે સર્વ ઇન્દ્રિયોના વિષયોમાં બધે જ આત્મા છે અને એમ થવાથી તે આત્મરત સાધક જ્યાં ત્યાં બધે જ આત્માનો અનુભવ કરતો કરતો અંતે આત્મતૃપ્ત બની જાય છે. તૃપ્તિનુ પરિણામ સંતોષ છે, જ્યારે તેને આત્મામાંજ તૃપ્તિ મળી જાય છે ત્યારે તે તૃપ્તિના પરિણામે કેવળ આત્મસંતોષનોજ અનુભવ કરે છે.

આમ જ્યારે સાધક આત્મરત, તૃપ્ત અને આત્મસંતુષ્ટ બને છે ત્યારે તેની સર્વ દિશાઓમાં આત્મદષ્ટિ જ બની જાય છે. સર્વત્ર આત્મદર્શન-તત્ત્વદર્શન કરે છે.

ત્યારે શું તે પડી રહે છે? ના, તે પડી રહેતો નથી. પણ દેહના ધર્મો તો સહજભાવે કરેજ છે–કરવા પડે છે. કોઇપણ પ્રવૃત્તિનો તે ઉત્પાદક બનતો નથી કારણ કે સર્વ સંકલ્પના અભાવે તે સર્વારંભ પરિત્યાગી થયો હોય છે એટલે કોઇપણ કર્મ તેને કરવાનુ હોતું નથી. એનો અર્થ એવો નથી કે આળસુ, એદી પેરે પડી રહે છે! ના, એતો તમારા મારા જેવા સંસારીઓ કરતા પણ અતિશય જાગ્રત છે કારણ કે તે મુક્ત છે. તે કશુ કરતો નથી, તેને કશુ કરવાપણુ નથી કારણ કે તે જે કાઇ અનાયાસ ઉપલબ્ધ કરે છે તેમા તેને કર્તૃત્વનુ અહં નથી કે તેના શુભાશુભ ફળની આસક્તિ નથી. તાત્પર્ય એ છે કે જે આવી પડયુ છે તે કામ પૂરુ કરીને તે તેનાથી દૂર રહી જાય છે અને તેથી તે બાહ્ય દષ્ટિએ કર્મ કરતો હોવા છતા અકર્તા છે અને તે ક્રિયા સાથે તેને કશોજ સબધ ન હોવાથી કેવળ યંત્રવત્ જે જે ક્રિયાઓ થાય તે ક્રિયાઓ કરીને તે અળગો થઈ જાય છે અને તેથી તે સર્વારંભપરિત્યાગી બનીને જ કર્મ કરે છે તેનાથી યંત્રવત્ ક્રિયા થાય છે જ્યારે તેના સંકલ્પો જ સન્યસ્ત થયા ત્યારે તેને કર્મ કરવાનુ તો રહેતુ જ નથી. એવી વિભૂતિ વિશેષને જોવાને અને કલ્પના કરવાને તો બુદ્ધિ પણ વિલક્ષણ જોઈએ અને દષ્ટિ પણ પ્રપંચથી પર જોઇએ.

પણ એટલેથી જ તત્ત્વદર્શનની ઈતિશ્રી થતી નથી. હજીતો તેને સર્વત્ર આત્માનો જ અનુભવ થાય છે અને સર્વંખલ્વિદં એ વાક્યનો તે અનુભવ કરી રહ્યો છે. પણ પોતે તેજ છે તત્વમસિ નો બોધ જ્યારે

મો અને તે બોધના પરિણામે જ્યારે અહં બ્રહ્માસ્મિ એવો તેને અનુભવ થાય ત્યારે 'આ સર્વ જે બ્રહ્મ છે તે હું જ છું' એવો અપરોક્ષ અનુભવ કરે અને ત્યારેજ તેનુ તત્ત્વદર્શન સર્વાંગ પરિપૂર્ણ કહેવાય સર્વં ખલ્વિદં બ્રહ્મ । એવો અપરોક્ષ અનુભવ કરનાર પણ એ અનુભવથી પોતાને ભિન્ન માને છે તેથી એને ત્યા દ્વૈતનુ ભાન રહે છે પણ જ્યારે 'એ જે છે તે હું જ છુ' એવો અપરોક્ષ અનુભવ થાય ત્યારજ એ દ્વૈતનું પણ નિરસન થાય અને ત્યારે તે પૂર્ણ તત્ત્વદર્શી લેખાય અને એવા તત્ત્વદર્શીને તો પછી પોતે કોણ છે તેનુય ભાન રહેતુ નથી, પોતે ક્યા છે તેનુય ભાન રહેતુ નથી અને પોતે શુ કરે છે તેનુ પણ ભાન રહેતુ નથી તેથીજ

यस्यामतं तस्य मतं मतं यस्य न वेद स

अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥ (કેન ૨–૩)

"બ્રહ્મ જેને જ્ઞાત નથી તેનેજ તે જ્ઞાત છે, જેને જ્ઞાત છે, તે તેને નથી જાણતો કારણ કે તે જાણવાવાળાઓના જાણ્યા વિનાનો જ છે અને ન જાણવાવાળાઓનો જાણેલો છે (કારણ કે બીજી વસ્તુઓ પ્રમાણે દૃશ્ય ન હોવાના કારણે એ વિષય રૂપથી જાણી શકાતો નથી)

કેવી સુંદર સમસ્યા વિચારક આગળ કેનોપનિષદકારે રજૂ કરી છે यस्य अमतं तस्य मतं ।

"જેને જ્ઞાન નથી, જે હું જાણતો નથી એમ કહે છે" તેજ તેને જાણે છે

વિચિત્ર નથી લાગતુ ? વ્યવહાર દૃષ્ટિએ તો જે જાણે છે તે 'હુ નથી જાણતો' એમ કહે તો તે અસત્ય વચન જ છે પણ પરમાર્થ દૃષ્ટિએ એ સત્ય છે કારણ કે જેણે તત્ત્વદર્શન કર્યું છે, જેણે તત્ત્વનો અપરોક્ષ અનુભવ કર્યો છે અને અંતે જે તત્ત્વમા સમાયો છે તે પોતે ક્યા છે, શુ છે, તે નથી જાણતો કારણ કે ત્યા દ્વૈતનો સમૂળ અભાવ છે પણ જે કહે છે કે હુ બ્રહ્મને જાણું છુ તેજ વાસ્તવિક રીતે બ્રહ્મને જાણતો નથી કારણ કે 'હું' અને 'બ્રહ્મ એવી દ્વૈત બુદ્ધિનુ હજી નિરસન થયુ નથી અને જ્યાસુધી એવી દ્વૈત બુદ્ધિ છે ત્યા સુધી ભલે પરોક્ષ જ્ઞાન હોય પણ અપરોક્ષ અનુભવના અભાવે તે બ્રહ્મને નથી જાણતો એજ સત્ય છે અને તેથી જ मतं यस्य न वेद स ।

"જે જાણે છે તેજ તેને જાણતો નથી."

અને એટલે જ તત્ત્વદર્શન થતું નથી એમ કહેવું એતો સત્ય નથી જ પણ તત્ત્વદર્શન થાય છે એમ કહીએ તોપણ તત્ત્વદર્શી ક્યા કહે છે કે "મને દર્શન થયું છે!" તેની પાસે વાચા જ ક્યા છે? વાચાના અભાવે એવો લાખકરોડે કોક એક ન કહે તો તેથી તેને તત્ત્વદર્શન નથી થયું એમ કહેવું યુક્તિયુક્ત નથી, પણ દેવર્ષિ નારદે કહ્યું તેમ—

मूकास्वादन वत् ।

ગૂગાના સ્વાદ પ્રમાણે. જેમ ગૂગો ગોળ ખાઈને પ્રસન્ન થાય છે, હસે છે પરંતુ ગોળનો સ્વાદ કહી શકતો નથી. તેજ પ્રમાણે તત્ત્વદર્શી તત્ત્વનું દર્શન કરીને આનંદવિભોર બની જાય છે પણ તેનું વર્ણન બીજા આગળ કરી શકતો નથી.

એજ પરાવાણીથી પરની અવસ્થા છે એજ મૌનની પરાકાષ્ટા છે અને એજ અંતિમ ધ્યેય!

"રંગ મૌજ માણે મૌનનમે'!

એવા વિરલ મહાનુભાવો ચમત્કારની ઝડીઓ વર્ષાવી સ્વાર્થી લોકોના ટોળા ભેગા કરતા નથી. મંત્ર સિદ્ધિના પ્રભાવે લોકોને પોતાની ઓરામા આંજી દેતા નથી. એવી વિભૂતિ-વિશેષ રંગબેરંગી વસ્ત્રાભૂષણો સજી રાજયોગના નામે વૈભવવિલાસમા રાચતા નથી અને એવા 'રૈક્વ' મહાત્માઓ વાટેઘાટે મળતા પણ નથી. એવા મહાનુભાવો તો ઉપનિષદના પેરે વનવગડે સ્વાનંદમા મસ્ત પડી રહે છે, તેમને ભૂખતરસ નથી, તાપ કે ટાઢ નથી, વરસાદ નથી, કારણ કે તેમના સૂક્ષ્મ અને કારણ શરીરનો સમૂળ ક્ષય થયો હોય છે શરીર રહે છે તે કેવળ અવશેષ પ્રારબ્ધ પૂરું કરવા જ. એવા મહાત્માઓ વિવિક્તસેવી હોવાના કારણે વસ્તીમા ભાગ્યે જ આવે છે અને કવચિત્ આવે તો જોવાના પણ ન જડે. એવા મહાત્માઓને ઓળખવાને આંખો જ ક્યા છે આપણી? એવા તત્ત્વદર્શી ભાગ્યે જ વૈખરીનો ઉપયોગ કરે છે! બોલવાનું હોય તોને! અને કદાચ રડ્યાખૂડ્યા શબ્દો બોલે તોપણ 'કોણ સમજી શકે' એ શબ્દોનો સંકેત સમજવાની પણ શક્તિ જોઈએ ને? અને એટલે જ શ્રી અવધૂતે કહ્યું:

વન વગડાની શીતળ છાયા, જોગી જંગલ વસતો રે;
હસતો ગાતો કોદિન રોતો, કો સાથે નવ ભખતો રે ..ટેક

દિન ગાળે સૂરજને તાપે, રાતે તારક ગોષ્ટિ રે;
વનપંખીસમ ગેલ કરતો, કોઇ દિન નવ એ દષ્ટિ રે...વન

વૃક્ષો સાથે વાતો કરતો, વ્યાલવ્યાઘ્ર રમાડે રે;
કૌપીન કંથા ઝોળી ઝંડા, સંગ્રહ ન કરે કોડે રે વન

અહં ખાખ લગાવી તનમાં, મદમત્સરને બાળે રે;
પરનારી પરધન નવ ભાળે, નવ ડરતો કો કાળે રે . વન

નિર્ઝરવારિ પાન કરે ને, ફળ ટુકડો કો માગે રે;
વિષય રમકડાં ઝાઝાં ઝેરી, માની નિશદિન ભાગે રે ..વન

સદ્ગુરુ સેવા સંત સમાગમ, પળ પળ હરિની ચર્ચા રે;
ધ્યાનમગ્ન ધીરજ ઉરધારી, કરતો હરિજન અર્ચા રે...વન

તૃણશૈયા મખમલ મન માની, આતમરાજ બિરાજે રે;
પ્રાપ્તાપ્રાપ્યે સમબુદ્ધિ ને, સંયમ ઉરમાં રાજે રે...વન

શાંતિ શીતળ અંદર ઓપે, દીન તણા દુ:ખ કાપે રે;
ત્યાગ વિરાગે રાજ કરે ને, શ્વાસ શ્વાસ હરિ જાપે રે...વન

મન ભ્રમણા સહુ ભાગે પળમાં, દુ:ખ દરિયો સહુ આટે રે
હરિરસમાં સમરસ થઈ જાતાં, મુક્તિ પદતળ ચાટે રે વન

જોતા અંતર અન્ય હરે ને, રંગ ભજનનો જામે રે;
તત્ત્વમસિ તંબૂરો વાગે; લક્ષ્યપ્રસાદિ પામે રે . વન

—રંગ અવધૂત.

આ છે શ્રી રંગઅવધૂત ભાખ્યા સાધ્યને સાધ કરવાનાં સરળ સાધન. સાધક! વાચ, વિચાર અને વર્તન કર. તત્ત્વ તો તારી સન્મુખ છે, તારામાં જ છે, તેને ગોધવા શા સારૂ નીકળ્યો છે!

ૐ ૐ ૐ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૧ | શંપરાચાર્ય | શંકરાચાર્ય |
| ૧૧ | ૩૧ | અમન | અ—મન |
| ૧૪ | ૨ | मत पमनुः | तामनुः |
| ૩૨ | ૨૧ | भतबुद्धि | भुतबुद्धि |
| ૩૮ | ૭ | नाल्यो | नाल्पे |
| ૫૫ | ૨૧ | चदैकाग्यं | चैकाप्य |
| ૮૧ | ૨૩ | व्यत्काव्यक | व्यक्ताव्यक्त |
| ૧૨૧ | ૭ | પિપ્પલાદ | પિપ્પલાદ |
| ૧૩૪ | ૭ | श्रोत्रियत्व | श्रोत्रियत्व |
| ૧૮૩ | ૨ | मदमव्ययं | पदमव्ययं |
| ૧૯૯ | ૨૩ | सामय्या | सामग्र्या |
| ૨૦૬ | ૧૦ | कल्यते | कल्पते |